## વિષયસૂચિ

# પ્રાક્કથન

એક યુવાન સાધુ છે, શરીરે સુદૃઢ છે, તેજસ્વી બુદ્ધિ છે,ઉંમર ઘણી નાની છે. સ્વાંગમાં સાધુતા, બુદ્ધિમાં ચાતુર્ય, મનમાં દૃઢતા, શરીરમાં બળ અને સૌષ્ઠવ,ઉંમરમાં કોમળતા, મૂછના દોરાની અપરિપક્વતા દર્શાવતો બાળયોગી, છતાં મિજાજે યુવાન સંન્યાસી પ્રવાસમાં છે. પ્રવાસ કરતાં કરતાં, અત્યંત વિહ્વળ થઈ જવાય એવું દૃશ્ય એણે જોયું. એનાં રૂંવાડાં ઊભાં થઈ ગયાં. જેના હાથમાં ઉગામેલું શસ્ત્ર છે એવા એક કાપાલિકને એ સાધુ જુએ છે. સામે દેવીની મૂર્તિ છે અને નીચે નમેલી એક અબળાનો સંહાર કરવા કાપાલિક તત્પર થયો છે. અબળા કરગરી રહી છે પરંતુ તેના ભાવ કાપાલિકના હૃદય સુધી પહોંચી શકતા નથી. અબળાના આંસુ પથ્થરદિલ કાપાલિકને પીગળાવી શકે તેમ નથી, એ તો તત્પર છે વધ કરવા. હવે તો શસ્ત્ર ઝીંકાય અને ધડથી મસ્તક ફંગોળાય એટલી જ વાર છે. અબળાને એવો અણસાર આવી ગયો છે કે પળવારમાં તે હતી નહોતી થઈ જશે, તેનો વર્તમાન ભૂતકાળમાં ફેરવાઈ જશે.

આ દૃશ્યને જોતાં જ પેલા યુવાન સાધુએ સિંહની જેમ ગર્જના કરી કહ્યું, ''ખબરદાર! થંભી જા! શું કરે છે તું? શું તું એવું માને છે કે આ જગતજનની લોહીની તરસી છે? હે મૂર્ખ કાપાલિક! હોશમાં આવ.'' સાધુએ અનેક તર્કયુકત દલીલો, અનેક યુક્તિઓ અને પ્રશ્નોની વણઝાર કાપાલિક સમક્ષ રજુ કરી. કાપાલિક માનવા તૈયાર નહોતો. તે એકનો બે ન થયો. કારણ એ સમય જ એવો હતો. યજ્ઞમાં પશુ હોમાતાં હતાં અને નરબલિ ચઢાવવાની પ્રથા પણ મોજુદ હતી. ઘણાં ઘણાં વક્તવ્ય દ્વારા યુવાન સાધુએ સમજાવવાનો પ્રયત્ન કર્યો છતાં પેલો કાપાલિક ન માન્યો ત્યારે સાધુએ દેવીની મૂર્તિને ઉપાડી, જમીન પર પછાડી અને મૂર્તિના ટુકડે ટુકડા કરી નાંખ્યા. કાપાલિક સામે જોઈને પુનઃ તેના હૃદયને કંપાવી દે તેવી ત્રાડ પાડી, ''શું સમજે છે તું દેવીને? દેવી જગતજનની કહેવાય, જે મા હોય તે કંઈ લોહીતરસી ન હોય. તે ન માગે વધ, ન માગે આહુતિ, છતાં તને સમજાતું ન હોય તો હે મૂર્ખ! કહે તારી લોહીતરસી દેવીને, મારું લોહી પીએ.''

એવું સાંભળતાની સાથે જ પેલો કાપાલિક શસ્ત્ર છોડી પળવારમાં પલાયન થઈ ગયો. અબળાને સબળ સહારો આપનાર યુવાન સાધુ તે સ્ત્રીને સંબોધીને કહેવા લાગ્યો કે,''દેવી તો જગતજનની છે, તે તો વાત્સલ્યમૂર્તિ છે, તે કંઈ લોહી તરસી નથી, માટે હે માતા! તું ભયમુક્ત થા અને દેવીના આશીર્વાદ માગ.'' યુવાન સાધુના આવા વચન સાંભળતાની સાથે જ અબળા જાણે સબળા થઈ, તેની આંખોમાં જાણે સૂર્યોદયના તેજ ઝળહળી ઊઠયાં, મસ્તક ગર્વથી ઉન્નત થયું, બલિનો બકરો બનેલી, નત મસ્તક ઊભેલી ભીરુ સ્ત્રી, છૂટા વાળને કેશવાળી જેમ ઊંચા કરી ગર્વથી અભય બની, પેલા યુવાન સંન્યાસીને મનોમન નમન કરી ચાલી નીકળી. એ યુવાન સાધુ અન્ય કોઈ નહોતો, એ હતા નાની ઉંમરે આખા બ્રહ્માંડને પોતાની અંદર પરિભ્રમણ કરવાની રજા આપનાર આદિ શંકરાચાર્ય.

આદિ શંકરાચાર્યજીના મનમાં ઉપરોક્ત પ્રસંગથી પ્રશ્ન ઉદ્ભવ્યો કે શું આ મૂર્તિ જગતજનની હોય? જેને મા કહેવાય તે શું ભોગ માગે? જગતજનની શું લોહીતરસી હોય? આવા અનેક પ્રશ્નો ઊભા થયા અને મનોમંથન શરૂ થયું. સાકાર, દૃશ્ય, જ્ઞેય તથા ઈન્દ્રિયગમ્ય મૂર્તિ શું પરમતત્ત્વ હોઈ શકે? એ મનોમંથનમાંથી જે તારતમ્ય, નિષ્કર્ષ અને નિચોડ, નવનીતની જેમ ઉપર તરી આવ્યો તેને શંકરાચાર્યજીએ સમાજના લોકો તરફ દૃષ્ટિ કરી જાહેર કર્યો. સત અને અસતનો, વ્યક્ત અને અવ્યક્તનો, નામી અને અનામીનો, સગુણ અને નિર્ગુણનો, નિરાકાર અને સાકારનો ભેદ પારખવાની જે શક્તિ છે તેને શાસ્ત્રની પરિભાષામાં વિવેક કહેવામાં આવે છે. ભગવાન શંકરાચાર્યજીએ આ વિવેકની સરિતાને વહેતી કરી અને સમજાવ્યું કે જે મૂર્તિ છે અર્થાત્ જે દૃશ્ય,વ્યક્ત કે મૂર્ત છે, માત્ર તે જ ઈશ્વર નથી. ઈશ્વર નિરાકાર છે, અનામી છે, અવ્યક્ત છે, સચરાચર છે અને જડ-ચેતન સર્વનું અધિષ્ઠાન છે. સર્વવ્યાપ્ત ઈશ્વર, ક્યાંય ન હોય તેવું નથી. એવો કોઈ પદાર્થ નથી જેમાં તે ન હોય અને જો સર્વત્ર હોય તો મૂર્તિમાં પણ હોય જ. પરંતુ 'મૂર્તિ એ જ પરમાત્મા', 'મૂર્તિ એ જ ઈશ્વર', 'મૂર્તિ એ જ પરબ્રહ્મ' એવી ભ્રાંતિમાંથી સમાજને બેઠો કરવા તેમણે સત્યાસત્યના વિવેકને જાગૃત કરી જાહેર કર્યું કે ' મૂર્તિમાં પરમાત્મા હોઈ શકે પરંતુ મૂર્તિ જ પરમાત્મા

નથી.'

આપણે મૂર્તિપૂજક હોત તો પુરાતત્ત્વ ખાતામાં જઈને, અજંટા-ઈલોરાની ગુફાઓમાં જઈને મૂર્તિઓની પૂજા કરતા હોત. પરંતુ પૂજા માટે આપણે તેવા સ્થળોમાં જતાં નથી પણ મંદિરોમાં જઈએ છીએ. મૂર્તિઓનો તો આ દેશમાં તોટો નથી, મૂર્તિઓને ઈશ્વર માની પૂજનારા પણ અનેક છે છતાં તેઓમાંથી કોઈ પણ અમૂર્ત પરમાત્માનો સ્પર્શ કરી શક્યા નથી. માટે કોઈએ એવી ભ્રાંતિમાં રહેવાની જરૂર નથી કે આપણે મૂર્તિપૂજક છીએ. એવી વાહિયાત ભ્રાંતિમાંથી આપણે સૌએ દૂર થવાની જરૂર છે. વાસ્તવમાં વૈદિકકાળમાં જે પંચાયતન પૂજા થતી હતી, તેમાં મૂર્તિ નહોતી. મૂર્તિપૂજા તો ઘણી પાછળથી આવી છે, માટે આપણે સમજવાની જરૂર છે કે મૂર્તિમાં પરમાત્મા છે પણ મૂર્તિ એ જ પરમાત્મા નહીં. આપણે નામસ્મરણ કરીએ છીએ કારણ કે તમામ નામ અંતે અનામી પરમાત્માનાં જ છે. તમામ આકાર નિરાકારના જ છે. આપણી સ્પષ્ટ સમજ છે કે કોઈ પણ નામ અને આકારનો સહારો અંતે અનામી અને નિરાકાર પરમાત્મા તરફ જ લઈ જશે. માટે એ અનામીના નામનું સ્મરણ કરીએ છીએ અને નિરાકારના આકારની પૂજા કરીએ છીએ. નામ અને આકારનો સહારો લઈ નામ અને આકારની ક્ષિતિજોની પેલે પાર જવાનો આપણે પ્રયાસ કરીએ છીએ.

નામ અને આકારની મદદથી શું નામ અને આકારની પેલે પાર જઈ શકાય? એવો પ્રશ્ન થાય તો ઉત્તર છે કે, 'જરૂર જઈ શકાય.' ઉદાહરણ દ્વારા સમજવાનો પ્રયત્ન કરીએ. ચોમાસું હોય, કાદવ-કીચડ હોય અને ચાલતાં ચાલતાં જો લપસી પડાય, તો જે ધરતી પર પડી ગયા હોઈએ, તે ધરતીને સહારે જ ઊભા થઈએ છીએ. ધરતી પર જ પડી ગયા છીએ, માટે ધરતીનો સહારો લઈએ છીએ. એ જ પ્રમાણે, આપણે નામ અને આકારમાં અટવાયેલા છીએ. માટે નામ અને આકારનો આધાર લઈ નામ અને આકારની પેલે પાર જવાનું છે. તથા વિવેક દ્વારા સમજવાનું છે કે પ્રત્યેક નામ પેલા અનામીનું છે. પ્રત્યેક આકાર પેલા નિરાકારનો છે. વિચાર કરતાં સ્પષ્ટ જ છે કે કોઈ પણ આકાર, તે નિરાકાર વિના સંભવી શકે જ નહીં. તારા,

નક્ષત્રો, સૂર્ય, ચંદ્ર, પૃથ્વી વગેરે સર્વ સાકાર પદાર્થોને અવકાશ આપનારું આકાશ નિરાકાર છે. જો નિરાકાર આકાશ ન હોય તો કોઈ આકાર રહી શકે નહીં, કારણકે આ નિરાકાર આકાશ જ, પોતાની અંદર રહેવા તેમજ પરિભ્રમણ કરવા માટે સર્વ સાકારોને અવકાશ આપે છે. તાત્પર્ય એ જ છે કે આકાર અને સાકારનું જે અધિષ્ઠાન છે તે આકાશ છે અને આકાશ નિરાકાર છે. નિરાકાર છે માટે તે ઇન્દ્રિયગમ્ય નથી અર્થાત્ તેને આંખથી જોઈ શકાય તેમ નથી. આપણે માનીએ કે આપણી ઉપરના આકાશને આપણે જોયું છે પણ ખરેખર આપણે આકાશ જોયું નથી, આકાશનો ટુકડો કે ભાગ માત્ર જોયો છે. અમર્યાદિત આકાશનું દર્શન શક્ય નથી કારણકે તે સર્વવ્યાપ્ત છે, એક છે, અખંડ છે, સૌનો આધાર છે. એવું અનંત અને સર્વવ્યાપ્ત આકાશ કે જેની સીમાઓ આંખે જોઈ ન શકાય, તેને સાપેક્ષતાની દૃષ્ટિએ સૌથી સૂક્ષ્મ કહી શકાય. પરબ્રહ્મ કે પરમાત્મા, જેમાંથી આકાશની ઉત્પત્તિ થઈ છે, તે આકાશનું પણ કારણ છે. આકાશનું કારણ હોવાને લીધે પરમાત્મા આકાશથી પણ સૂક્ષ્મ છે. આ પ્રમાણે વિચારવાનો પ્રયાસ કરીએ તો સમજાય કે, આકાશ નિરાકાર છે માટે સર્વ સાકાર પદાર્થોને આશ્રય આપે છે, તો પછી આકાશનું પણ કારણ, આકાશને પણ આશ્રય આપનાર પરબ્રહ્મ કે પરમાત્મા નિરાકાર જ હોય, એમાં શંકાને સ્થાન હોઇ શકે નહીં.

## મૂર્તિ સાધન છે સાધ્ય નહીં.

પરબ્રહ્મ, જે સર્વનો આધાર અને નિરાકાર છે, જે અમૂર્ત અને અવ્યક્ત છે, તેને વ્યક્ત દ્વારા સમજવાની કોશિશ કરી શકીએ, દૃશ્ય દ્વારા અદૃશ્ય પર પ્રવાસ કરી શકીએ, નામ દ્વારા અનામી તરફ ગતિ કરી શકીએ, સાકાર દ્વારા નિરાકારને પ્રાપ્ત કરી શકીએ, એટલા માટે મૂર્તિઓ આપણને સહારા તરીકે આપવામાં આવી છે. મૂર્તિ સાધન છે, અંતિમ લક્ષ્ય કે સાધ્ય કદાપિ નહીં. આપણે મૂર્તિપૂજક નહોતા અને નથી. આપણે આકારની પૂજા અવશ્ય કરી પરંતુ એવી સમજ સાથે કે તમામ આકાર, નિરાકાર પરમાત્માના જ છે. માનસરોવર અને કૈલાસ હિન્દુધર્મમાં મોટામાં મોટી યાત્રાના ધામ મનાયાં છે. ત્યાં કોઈ મંદિર નથી, કોઈ મૂર્તિ નથી, ત્યાં માત્ર એક પર્વત

છે. શિવલિંગ જેવો એનો આકાર છે અને ૨૨૦૦૦ ફૂટની એની ઊંચાઇ છે. એ પર્વતને જ શંકરભગવાન માની પૂજવામાં આવે છે. જે પર્વત દૃશ્ય છે, વ્યક્ત છે, મૂર્ત છે, ઇન્દ્રિયગમ્ય છે તેમાં અમૂર્ત અને અવ્યક્ત પરમાત્માનું આપણે આરોપણ કરીએ છીએ અર્થાત્ પર્વતને પરમાત્માનું પ્રતીક માની તેમાં પરમાત્માને જોવાનો પ્રયત્ન કરીએ છીએ. યાદ રહે કે ચેતન પરમાત્મા ઉપર જડ મૂર્તિ આરોપી દેવાની નથી, પણ જડ મૂર્તિની અંદર ચેતન પરમાત્માની પ્રાણપ્રતિષ્ઠા કરવાની છે. ભારતની જ પ્રજા એવી છે કે જેણે સાકાર અને નામીમાં, નિરાકાર અને અનામીને જોવાનો ભગીરથ પ્રયત્ન કર્યો છે. માટે જ પર્વતોમાં આપણે પરમાત્મા જોયા, ગાયને માતાતુલ્ય માની તેની પૂજા કરી, નદીને દેવી તરીકે સંબોધી તેની પવિત્રતાનો મહિમા ગાયો. આટલેથી પણ આપણે અટક્યા નથી. પીપળાના ઝાડને પણ આપણી બહેનો ખૂબ ભાવનાથી પ્રદક્ષિણા કરતી સૂતરના તારથી આંટા ફરે છે. ખૂબ પ્રેમથી તુલસીના નાના છોડ સામે દીવો પ્રગટાવે છે. અહીં તાત્પર્ય એ છે કે આપણી પાસે તાત્ત્વિક વિચાર ધારા છે. તુલસીનો નાનો છોડ હોય કે પછી પીપળાનું મોટું વૃક્ષ હોય. ગાય જેવું પ્રાણી હોય કે જડ પર્વત હોય. ગમે તે આકાર હોય પરંતુ આપણે સ્પષ્ટ જાણીએ છીએ કે સર્વ આકાર પરમાત્માના જ છે. ઉપરોકત સર્વમાં જો આપણે પરમાત્મા જોઇ શકયા હોઈએ તો મૂર્તિમાં કેમ ન જોઈ શકીએ? અર્થાત્ મૂર્તિમાં પણ પરમાત્મા છે જ . આપણે માત્ર એવી ભ્રાંતિથી દૂર થવાની જરૂર છે કે 'મૂર્તિ એ જ પરમાત્મા છે.' આ ભ્રાંતિ દૂર કરવા વિવેક વિચારની આવશ્યકતા છે.

આપણા શાસ્ત્રમાં 'વિવેક' શબ્દનો અર્થ કંઈક વિશેષ છે. દરેક શાસ્ત્ર કે વિજ્ઞાનને તેની એક પરિભાષા હોય, તેનો પારિભાષિક શબ્દકોશ હોય. વિજ્ઞાનના વિદ્યાર્થીને જો આપણે પૂછીએ કે આલ્ફા, બિટા, ગામા, થીટા...ઇત્યાદિ શબ્દો એટલે શું? તો તે કહેશે કે એ વિજ્ઞાનની પરિભાષા છે. વિજ્ઞાનના સિદ્ધાંતોને સમજાવવા માટે આવા શબ્દપ્રયોગ કરવા પડે છે. એ જ પ્રમાણે શાસ્ત્રના સિદ્ધાંતો સમજાવવા માટે શાસ્ત્રની પણ પરિભાષા છે. જેમાં ઈશ્વર, બ્રહ્મ, ચૈતન્ય, માયા, માયા ઉપહિત ચૈતન્ય વગેરે અનેક શબ્દોનો ઉપયોગ થયેલો છે. આ શબ્દસંકેતોની મદદથી ગૂઢ અને ગંભીર

રહસ્યોને સમજાવવામાં આવેલાં છે.'વિવેક' પણ શાસ્ત્રનો એક પારિભાષિક શબ્દ છે. આપણા સમાજમાં આ શબ્દ ખૂબ જ ચૂંથાયેલો છે. કોઈને ઘરે જઈએ અને ચા-પાણી વિશે ન પૂછે, તો કહેવાય છે કે 'બહુ અવિવેકી છે.' અત્રે આવા વ્યાવહારિક વિવેકની વાત કરવાની નથી. પરંતુ શાસ્ત્રજન્ય પારિભાષિક શબ્દ 'વિવેક'ની ચર્ચા જ અત્રે થયેલી છે. અહીં એવો વિવેક સમજવાનો છે કે જેનો અર્થ સમજ્યા બાદ, શબ્દોને છોડી તેના અર્થના સંકેતો પકડવાના છે, શબ્દો દ્વારા શબ્દથી પર શબ્દાતીત તત્ત્વમાં પ્રવેશ કરવાનો છે. આ ગ્રંથનો સંપૂર્ણ વિષય 'વિવેક' શબ્દ ઉપર રચાયેલો છે માટે 'વિવેક ચૂડામણિ' એવું ગ્રંથનું નામ છે.

'વિવેક' એક શબ્દ છે, માટે વિવેક સમજતાં પૂર્વે શબ્દ એટલે શું? તે સમજવાનો પ્રયત્ન કરીએ. શબ્દ તો વાહન છે. જેમ વાહનમાં મુસાફરો મુસાફરી કરે છે તેમ શબ્દરૂપી વાહનમાં અર્થરૂપી સંકેતો મુસાફરી કરે છે. 'શ્રોતા' બસ-સ્ટેન્ડ છે અને વક્તા વાહન મોકલનાર છે. જ્યારે બસ, બસ-સ્ટેન્ડ પાસે જઈને ઊભી રહે છે ત્યારે તેમાંથી કેટલાક મુસાફરો ઉતરી જાય છે તેવી જ રીતે જ્યારે શબ્દરૂપી વાહન કાનરૂપી બસ-સ્ટેન્ડ પાસે આવે છે ત્યારે સંકેતરૂપી મુસાફરો ઊતરી જાય છે. આ શબ્દરૂપી વાહનમાંથી સંકેતો સરીને જ્યારે હૃદયગમ્ય બની જાય ત્યારે શ્રવણ કર્યું છે એવું કહી શકાય. આજે સમાજમાંથી શ્રવણ કરવાની પરંપરા નષ્ટપ્રાય થઈ ચૂકી છે. લોકોને સાંભળતા આવડે છે પણ શ્રવણ કરતાં આવડતું નથી. શબ્દરૂપી વાહન કાનરૂપી સ્ટેન્ડ પાસે આવે છે પણ સંકેતો હૃદયગમ્ય થતા નથી. તાત્પર્ય એ છે કે આવા 'વિવેક' જેવા પારિભાષિક શબ્દોનું જ્યારે શ્રવણ કરીએ ત્યારે એકાગ્રતાથી શ્રવણ થવુ જાઇએ. પ્રતિક્રિયારહિત શ્રવણ પણ શ્રેષ્ઠ ધ્યાન થઈ શકે. આવું શ્રવણ કરતાં જો આવડે તો શ્રવણ કરતાં કરતાં સાક્ષાત્કાર થઈ શકે તેમ છે. શ્રવણ માત્રથી શિષ્યને જ્ઞાન થયું હોય એવા અનેક પ્રસંગો ઉપનિષદો અને શાસ્ત્રોમાં વર્ણવવામાં આવ્યા છે. છાંદોગ્યોપનિષદમાં શ્વેતકેતુને तत्त्वमसि મહાવાક્યનો ઉપદેશ આપવામાં આવ્યો હતો. એકવાર ઉપદેશ આપ્યાથી શ્વેતકેતુને જ્ઞાન ન થયું માટે બીજીવાર ઉપદેશ આપવામાં આવ્યો. ત્રીજીવાર,ચોથીવાર એમ નવ-નવ વખત ગુરુએ સદષ્ટાંત ઉત્તર આપ્યો ત્યારે

શ્વેતકેતુની સૂક્ષ્મબુદ્ધિમાં શબ્દોના ભંડારમાંથી સંકેતની જાણે વીજળી ચમકી અને ગુરુના ઉપદેશનો તત્ત્વાર્થ, ગૂઢાર્થ, ગર્ભાર્થ કે લક્ષ્યાર્થ હૃદયગમ્ય થયો,આને જ ગુરુકૃપા દ્વારા થયેલ આત્મસાક્ષાત્કાર કહે છે. ગુરુ સાક્ષાત્કાર કરાવી આપે, એવી ભ્રાંતિમાંથી પણ આપણે વિવેક દ્વારા દૂર થવાની જરૂર છે. સમાજમાં એવી વાતો વહેતી થઇ ચૂકી છે કે શ્રી રામકૃષ્ણ પરમહંસે નરેન્દ્રનો અંગૂઠો દબાવ્યો અને તેને સાક્ષાત્કાર થયો. ભ્રાંતિની પરાકાષ્ઠા સિવાય આને બીજું કંઈ જ કહી શકાય નહીં. ગુરુ રામકૃષ્ણ પરમહંસ પાસે તો તેર શિષ્યો હતા અને ગુરુ માટે તો બધા જ સરખા હોય. શું ભારતદેશને એક જ વિવેકાનંદની જરૂર હતી? બધા શિષ્યોને કેમ વિવેકાનંદ ન બનાવ્યા? કારણ, પ્રત્યેકનો અધિકાર ભિન્ન ભિન્ન હોય છે. શિક્ષક એકના એક જ હોય પણ શિષ્યોમાં દૈવત જોઈએ. નરેન્દ્રમાં, નરેન્દ્રમાંથી વિવેકાનંદ સુધીની યાત્રા કરવાનું દૈવત હતું. વાલીયામાં પણ વાલીયાથી વાલ્મિકીની યાત્રા કરવાનું સામર્થ્ય હતું. સમજવાનું એ છે કે આત્મસાક્ષાત્કાર કંઈ સિદ્ધિ, ચમત્કાર કે ટૂંકા રસ્તાની વાત નથી અને યાદ રાખીએ કે કેટલીય વખત ટૂંકો રસ્તો લેવા જતાં યુગો અને જન્મો સુધી ચાલવું પડે છે. ગુરુના ઉપદેશને શ્રવણ દ્વારા આત્મસાત્ કરવામાં આવે, તો શ્વેતકેતુની જેમ શ્રવણ દ્વારા સાક્ષાત્કાર થઈ શકે તેમ છે. પરંતુ તે માટે પ્રતિક્રિયારહિત શ્રવણ થવું જોઈએ. અત્યારે તો જ્યારે વક્તા બોલતા હોય ત્યારે,'આવું કહે છે પણ પેલા પુસ્તકમાં તો આવું લખ્યું છે','હું આ વાતને સ્વીકારતો નથી','વેદ, શાસ્ત્ર, ધર્મ વગેરે અર્થલક્ષી ગપ્પા માત્ર છે, આપણને વ્યવસ્થિત રીતે છેતરવાનો પ્રયત્ન છે','હું કોઈનું બૂરું કરતો નથી, નીતિથી જીવન જીવું છું. મદદરૂપ ન થઈ શકું તો વાંધો નહીં પરંતુ કોઈને દુઃખ દેતો નથી, લાંચ લેતો નથી, સત્યવાદી છું, પછી મારે વળી શાસ્ત્રશ્રવણ કેવું? કેવી મારે કથાની વ્યથા? અરે! શા માટે મારે ગુરુનું શરણ કે સેવાનો અંચળો?' આવી અનેક પ્રકારની ભ્રાંતિમાં ડૂબેલા આપણને શ્રવણ કેવી રીતે કરવું એ સમજાયું નથી. શ્રવણ કરતી વખતે આપણું મન પ્રતિક્રિયા કરતું રહે છે. વક્તાને સાંભળતી વખતે મન પ્રતિક્રિયા કરતું રહે ત્યાં સુધી વક્તા સંભળાય નહીં પણ પ્રતિક્રિયા જ સંભળાતી રહે છે.'હું ઉપદેશક કે ઉપદેશને સ્વીકારવા તૈયાર નથી' એમ અંદરથી અહંકાર ધક્કો મારે છે.

કારણ કે અહંકાર એવો દૃઢ અને સઘન બની ગયો હોય છે કે એ કોઈને નમન કરી શકતો નથી, કોઈની વાત સ્વીકારી શકતો નથી, પ્રતિક્રિયારહિત શ્રવણના અભાવે જ આપણે વિવેક જેવા શબ્દોનો ગૂઢાર્થ સમજી શક્યા નથી.

શ્રીશંકરાચાર્યપ્રણીત જે ગ્રંથ ઉપર આપણે વિચાર કરી રહ્યા છીએ એનું નામ છે 'વિવેકચૂડામણિ.' મણિ અર્થાત્ રત્ન અને ચૂડા અર્થાત્ મુગટ. મુગટમાં જડેલા મણિને ચૂડામણિ કહેવાય છે. જેમ ઘોર અંધકારમાં પણ મણિ પોતાનું સાચું સ્વરૂપ કે પ્રકાશત્વ જાહેર કરી શકે અને અંધારાના ઓળા તળે હોવા છતાં આચ્છાદિત ન થાય અને સ્વયં પ્રકાશિત રહે તેમ જેની પાસે સ્વયંપ્રકાશિત સૂક્ષ્મબુદ્ધિ રૂપી ચૂડામણિ હશે તેવો વ્યકિત અજ્ઞાનના અંધકારમાં કે વિષયાસક્તિથી ઘેરાયેલો હોવા છતાં અજ્ઞાન કે આસક્તિથી આચ્છાદિત ન થતાં પોતાના આત્મસ્વરૂપનું પ્રકાશત્વ જાળવી અજ્ઞાનના આવરણ તળે દબાશે નહીં કે આસક્તિથી બંધાશે નહીં અને સૂક્ષ્મબુદ્ધિરૂપી ચૂડામણિના બળે જ તે અજ્ઞાન અને આસક્તિના બંધનથી અસંગ નિઃસંગ પોતાને જાણી અને જણાવી શકશે. આ વિવેકરૂપી મણિ જેના હાથમાં હશે તે જ મનની દિવાલોને મન દ્વારા ઓળંગી શકશે, દેશ અને કાળની ક્ષિતિજોની પેલે પાર પહોંચી શકશે, પોતાના અશુદ્ધ, અવિવેકી અને વિષયાસક્ત મનને શિષ્ય બનાવી શકશે અને પોતાનું જે વિવેકી મન છે, શુદ્ધ અને વિષયોની આસક્તિથી મુક્ત થયેલું મન છે, તેને ગુરુ બનાવી શકશે. પોતે જ 'ગુરુ' અને પોતે જ 'શિષ્ય' બનીને પોતે જ પોતાના વિષયાસક્ત મનને સમજાવવાનો પ્રયાસ કરી શકશે અને જે આવો પ્રયત્ન કરી શકશે તે જ સાચો શ્રોતા બની શકશે. ઉપનિષદ કહે છે કે ઘણું બધું સાંભળવા મળશે પણ આત્મતત્ત્વનું શ્રવણ પ્રાપ્ત થવું દુર્લભ છે. "**श्रवणायापि बहुभिर्यो न लभ्यः ।**" "મોટા ભાગનાને તો આત્મા વિશે સાંભળવા જ મળતું નથી." જેમને સાંભળવા મળે છે તેમની ટકાવારી કાઢીએ તો તે એટલી અલ્પ થાય, જાણે કે સાગરમાં બિંદુ સમાન. ઈશ્વરની રચના જ કંઈક એવી છે. પરમાત્મા દરેકને મોક્ષમાર્ગનો અધિકારી ગણતો નથી, કારણ કે દરેકના એવા કર્મો નથી, દરેકે એવો પુણ્યકર્મનો સંચય કર્યો નથી માટે તત્ત્વજ્ઞાનને સમજવા કે શ્રવણ કરવા ટોળાં હોતા નથી. તમાશા માટે જ ટોળાં હોય છે, શ્રવણ

માટે તો વિરલા શ્રોતા છે. જેમ ઘેટાં બકરાંના ટોળાં હોય, સિંહના નહીં. હંસ પંક્તિમાં, કતારોમાં વિહરતા નથી, કતારો તો બગલાની હોય છે. જો આપણને આત્મતત્ત્વનું શ્રવણ ઉપલબ્ધ હોય તો આપણે સૌ રાજહંસ કે સિંહ સમાન છીએ. પરમ ભાગ્યશાળી છીએ, પરમાત્માની પ્રીતિનું પ્રિયપાત્ર છીએ.

શ્રવણ કરવાથી મનન કે મનોમંથન થાય અને વિવેકરૂપી નવનીત પ્રાપ્ત થાય છે. ઉપાસના મૂર્તિની કરવી કે અમૂર્તની? દૃશ્યની કે અદૃશ્યની? વ્યક્તની કે અવ્યક્તની? સગુણની કે નિર્ગુણની? સાકારની કે નિરાકારની કરવી? આવા મનોમંથનના નિષ્કર્ષને જ વિવેક કહેવામાં આવે છે. તદુપરાંત જેને સૂક્ષ્મવિવેક પ્રાપ્ત થાય કે ગુરુકૃપાએ જેને વિવેકપ્રસાદી પ્રાપ્ત થાય તે જ આત્મા અને અનાત્માનો ભેદ પારખી શકે. તથા અનાત્મામાં દોષદર્શન કરી આત્મદૃષ્ટિ પ્રાપ્ત કરી શકે. આમ વિચારતા આત્મા કે અનાત્મા અર્થાત્ જડ અને ચેતન, નશ્વર અને શાશ્વત, ક્ષર અને અક્ષર તથા નિત્ય અને અનિત્ય વસ્તુ વચ્ચેનો ભેદ પારખી નિત્ય વસ્તુને જીવનનું અંતિમ ધ્યેય બનાવી તમામ અનિત્ય તરફ વૈરાગ્ય કેળવવા માટે વિવેકની અનિવાર્યતા છે. સાચા વિવેક વિના, ન તો નિત્ય-અનિત્યનું જ્ઞાન થાય કે ન તો અનિત્ય માટે વૈરાગ્ય જાગે. આવા નિત્ય આત્મવસ્તુ તરફ પ્રેરનારા અને અનિત્ય પદાર્થોથી વિમુખ કરનારા મનોવલણને જ શાસ્ત્રમાં વિવેક કહેવામાં આવે છે.

શંકરાચાર્યજીએ પ્રસ્તુત ગ્રંથમાં વિસ્તારપૂર્વક વિવેકની સમજણ આપી છે. માટે ગ્રંથનું 'વિવેકચૂડામણિ' નામ અત્યંત સાર્થક છે. આ ઉપરાંત શંકરાચાર્યજીએ આચાર્યને શોભે એવું સુંદર કાર્ય નિમિત્તભાવે કર્યું છે. 'આચાર્ય' એટલે જે ગીતા, ઉપનિષદો અને બ્રહ્મસૂત્ર ઉપર ટીકા લખે. સૌ પ્રથમ ઉપનિષદો અને ભગવદ્‌ગીતા પર ઉત્તમોત્તમ ટીકા લખી, આ સમાજના ચરણે તત્ત્વજ્ઞાનના રહસ્યનું ઉદ્‌ઘાટન કરનાર ભગવાન શંકરાચાર્ય હતા. ઉપનિષદો, ભગવદ્‌ગીતા અને બ્રહ્મસૂત્ર પર ભાષ્યો લખી તેમણે વેદાંતના ગૂઢ રહસ્યોને સરળતાથી સમજાવ્યાં. તદુપરાંત લોકોની ભાવના પોષાય,

શ્રદ્ધા પ્રજ્વલિત થાય તે માટે અનેક દેવ-દેવીઓની સ્તુતિ અને સ્તોત્રો પણ તેમણે રચ્યાં. સામાન્ય વ્યક્તિ માટે મોહમુદ્‌ગર તથા ચર્પટપંજરિકા જેવા નાના, સરળ અને સમજાય તેવાં પ્રેરણાદાયી સ્તોત્રો પણ તેમણે રચ્યાં. તેમનું ભક્તહૃદય, બુદ્ધિચાતુર્ય, પ્રકાંડ વિદ્વત્તા અને તેની સાથે સાથે કર્મયોગની પરાકાષ્ઠા જેવું ધર્મપ્રચારનું કાર્ય, તેમની પ્રતિભા વ્યક્ત કરે છે.

શંકરાચાર્યજીને એવું લાગ્યું કે ભગવદ્‌ગીતા અને ઉપનિષદોના રહસ્યો સામાન્ય વ્યક્તિને સરળતાથી સમજાય તેવાં નથી. આમ હોવાથી ગીતા અને ઉપનિષદો સમજાય તે માટે જરૂરી એવાં નાના નાના ગ્રંથોની તેમણે રચના કરી. આવાં પૂર્વભૂમિકા તૈયાર કરવાવાળા પ્રારંભિક ગ્રંથોને શાસ્ત્રની ભાષામાં 'પ્રકરણગ્રંથો' કહેવામાં આવે છે. આ પ્રકરણગ્રંથોમાં શાસ્ત્રના પારિભાષિક શબ્દોની પ્રાથમિક સમજ, નવોદિત સાધકને સમજાય તેવી સરળતાથી આપવામાં આવી છે. વેદાંતના ગહન રહસ્યોને પામવા માટે, એ અવ્યક્ત તત્ત્વને સ્પર્શવા માટે, જે પારિભાષિક શબ્દોની જરૂર પડે છે તેની ઊંડાણપૂર્વક સચોટ સમજ માટે પણ આ પ્રકરણગ્રંથોનો અભ્યાસ કરવો જોઈએ. પરંતુ શાસ્ત્રાધ્યયનની પરંપરા નષ્ટપ્રાય થઈ છે. દા.ત. જેમ કોઈ પિતાને એવું થાય કે મારા પુત્રને શાળામાં ન ભણાવતાં સીધો જ મહાવિદ્યાલયમાં પ્રવેશ અપાવી દઉં તો ઝડપથી શિક્ષણકાર્ય પૂર્ણ કરી શકે, પરંતુ તે શક્ય નથી. તે જ પ્રમાણે પ્રકરણગ્રંથોના અભ્યાસ વિના ભગવદ્‌ગીતા કે ઉપનિષદનું અધ્યયન શક્ય નથી. તેમ છતાં એવા કેટલાક સાધકો જોવા મળે છે, જેમને પ્રકરણગ્રંથોને સ્પર્શ કર્યા વિના સીધા ભગવદ્‌ગીતા અને ઉપનિષદોનું અધ્યયન કરવું છે. તેમને પ્રકરણગ્રંથોના અભ્યાસમાં રસ હોતો નથી પણ ભગવદ્‌ગીતા કે ઉપનિષદ જેવા મોટા ગ્રંથોના જ શ્રવણની ઈચ્છા હોય છે. અરે! કેટલાક તો પ્રકરણગ્રંથ ન સમજ્યા હોય છતાં પણ ગીતા શીખવવા નીકળી પડે છે. આપણા આચાર્યોએ આ પરંપરામાં આવી વાત સમજાવી નથી અને આપણી વૈદિક પરંપરામાં પણ આવી વાત નથી. જેને પરંપરાનો સ્પર્શ ન હોય તે જ કદાચ આવું કરી શકે. ભગવદ્‌ગીતાને સમજવી હોય, ઉપનિષદોના રહસ્યો જાણવાં હોય, તો પ્રકરણગ્રંથને સ્પર્શ કર્યા વિના કોઈપણ તેનો અધિકારી બની શકે તેમ નથી. શંકરાચાર્યજીએ પ્રકરણગ્રંથો

દ્વારા શાસ્ત્રની પરિભાષાને સમજાવવાનો ભગીરથ પ્રયાસ કર્યો છે. આ દિશામાં સમાજે જાગૃત થવાની જરૂર છે, જો શંકરાચાર્યજી ન હોત તો કદાચ આ સમાજના અત્યારે કેવા હાલ હોત, તેની કલ્પના કરવી પણ મુશ્કેલ છે. કાપાલિકોનું સામ્રાજ્ય દેશ પર પ્રવર્તમાન હોત અને કર્મકાંડમાંથી શંકરાચાર્યજીએ આપણને બહાર કાઢ્યા ન હોત તો આજે પણ હજારો પશુઓનો વધ થતો હોત, નરબલિ ચઢાવાતા હોત. ખેદની વાત છે કે આજે તેમની એ વૈચારિક ક્રાંતિને સમાજ ભૂલી ગયો છે. આવી સામાજીક ઉત્ક્રાંતિ કરનાર શંકરાચાર્યજીએ શાસ્ત્રાધ્યયનનો રાહ ચીંધતા નિર્દેશ્યું છે કે ભગવદ્ગીતા તથા ઉપનિષદ જેવા મહાન ગ્રંથોના અધ્યયન પૂર્વે પ્રકરણ ગ્રંથોનું અધ્યયન અનિવાર્ય છે. પ્રકરણ ગ્રંથો ઘણા છે જે પાયાના સિદ્ધાંતોને સમજાવે છે. જે સાધકોને મોક્ષ મેળવવો હોય તેમણે પ્રકરણગ્રંથોનો અભ્યાસ કરવો જ જોઈએ. ભગવદ્ગીતા કે ઉપનિષદ જેવા ગ્રંથોના રહસ્યને આત્મસાત્ કરવા, પ્રકરણગ્રંથરૂપી પગથિયાંવાળા પંથે પ્રયાણ કરવું જોઈએ.

શંકરાચાર્યજીએ પોતાના શિષ્યો, જેઓ મુમુક્ષુ અને જ્ઞાનના અધિકારી હતા, તેઓને સમજાવવા માટે આ 'વિવેકચૂડામણિ' નામના મહત્ત્વના પ્રકરણગ્રંથની રચના કરી છે. આ ગ્રંથ વિવેકને જન્માવે છે અને વિવેક વિના કોઈ પણ પ્રકારનો વૈરાગ્ય જન્મી શકે તેમ નથી. વિવેક વિના જન્મેલો વૈરાગ્ય તો સ્મશાન વૈરાગ્ય હશે.એવો વૈરાગ્ય ન તો સ્વયંનું કલ્યાણ કરી શકે કે ન તો બીજાને કલ્યાણના માર્ગે દોરી શકે. માત્ર વિવેક દ્વારા જન્મેલો વૈરાગ્ય જ સાચા સંન્યાસની દિશામાં નહીં બલકે દશામાં લઈ જશે. તથા યોગ્ય જીજ્ઞાસુનું પળવારમાં મુમુક્ષુમાં રૂપાંતર કે પરિવર્તન કરશે. હૃદયપરિવર્તન, આંતરિક ઉત્થાન કે અંતઃકરણ શુદ્ધિ વિવેકના સહારા વિના શક્ય નથી. આ દિશામાં જનારા લોકોનો તોટો નથી પરંતુ વિવેક દ્વારા સંન્યાસની દશામાં સ્થિત થયેલા મહાત્મા શોધવા પણ મુશ્કેલ છે. તાત્પર્ય એ છે કે વિવેક વિના જ્ઞાનના પંથે લેશમાત્ર પ્રગતિ શક્ય નથી. તેથી પ્રકરણગ્રંથના સહારે, તેના કિનારે કિનારે, તેના કૃપાપગથિયાં ચઢતાં ચઢતાં આપણે ગ્રંથગત વિવેકની વાતો આદિશંકરાચાર્યજી પાસેથી સાંભળીએ, વિચારીએ અને ચિંતવીએ એમાં જ આપણું અંતિમ શ્રેય છે.

# વિવેકચૂડામણિ

(છંદ–અનુષ્ટુપ)

सर्ववेदान्तसिद्धान्तगोचरं तमगोचरम् ।
गोविन्दं परमानन्दं सद्गुरुं प्रणमाम्यहम् ।।१।।

| | | | |
|---|---|---|---|
| अगोचरम् | = ઇન્દ્રિયો દ્વારા જાણી શકાય નહીં તેવા, | गोविन्दम् | = શ્રીગોવિંદપાદાચાર્યજીને (તથા) |
| सर्ववेदान्तसिद्धान्त | = ઉપનિષદો–ના બધા સિદ્ધાંતો દ્વારા | परमानन्दम् | = પરમઆનંદ સ્વરૂપ પરમાત્માને |
| गोचरम् | = જાણી શકાય તેવા, | | |
| तम् | = તે | अहम् | = હું |
| सद्गुरुम् | = સદ્ગુરુ | प्रणमामि | = પ્રણામ કરું છું. |

## મંગલાચરણ

આ દેશની એક પરંપરા રહી છે કે કોઈ પણ શુભ કાર્ય શરુ કરતા પૂર્વે પ્રારંભમાં પ્રાર્થના કે સ્તુતિ કરવામાં આવે અને પછી જ કાર્યારંભ થાય. સત્સંગ, પ્રવચન કે અધ્યયન–અધ્યાપનના પ્રારંભમાં આપણે શાંતિપાઠ બોલીએ છીએ. તેમ આ ગ્રંથના શુભારંભમાં શંકરાચાર્યજી પણ મંગલાચરણ દ્વારા પ્રાર્થના કરે છે, સ્તુતિ કરે છે અને પછી ગ્રંથનો પ્રારંભ કરે છે. મંગલાચરણ કરતા તેઓ કહે છે કે सर्ववेदान्तसिद्धांतगोचरं तमगोचरम् । પરમાત્મા અગોચર છે અર્થાત્ જાણવા અશક્ય છે અને છતાં વેદાંતના સર્વ સિદ્ધાંતોથી ગોચર થાય છે. અર્થાત્ જાણી શકાય છે. વેદાંત એટલે વેદનો અંત ભાગ. જેને શ્રુતિ કે ઉપનિષદ પણ કહે છે. તેની સહાયતા વિના તે પરમાત્માને જાણી શકાય નહીં. અન્ય અભિગમથી એવું પણ કહી શકાય કે તે પરમાત્મા વેદાંતના સર્વ સિદ્ધાંતોના એક માત્ર વિષયરૂપ છે. જેને શંકરાચાર્યજી પ્રણામ કરે છે તે પરમાત્મા જ સંપૂર્ણ વેદાંતશાસ્ત્રનું એકમાત્ર લક્ષ્ય છે. ઇન્દ્રિયો, મન અને

બુદ્ધિથી ન જાણી શકાય તેવા અગોચર છે, છતાં વેદાંતસિદ્ધાંતોના એકમાત્ર વિષયરૂપ છે. તેવા પરમાનંદસ્વરૂપ સદ્‌ગુરુ ગોવિંદને હું પ્રણામ કરું છું. આવો પ્રથમ શ્લોકનો ભાવાર્થ છે.

શંકરાચાર્યજી ગોવિંદ એવો શબ્દપ્રયોગ કરીને એક જ કાંકરે બે પક્ષી મારે છે. 'ગોવિંદ' શબ્દપ્રયોગ એવો સુંદર રીતે યોજવામાં આવ્યો છે કે તેમાંથી બે અર્થ ફલીભૂત થાય છે. તદુપરાંત 'ગોવિંદ' શબ્દ સાથે 'ગોચર' અને 'અગોચર' જેવા બે શબ્દોનો પ્રયોગ પણ વિચારણીય છે.

શંકરાચાર્યજીના ગુરુદેવનું નામ આચાર્ય ગોવિંદપાદ છે. માટે **'गोविंदं अहं प्रणमामि '** 'હું ગોવિંદને નમસ્કાર કરું છું.' આ વાક્યનો વ્યાવહારિક સત્યના દૃષ્ટિકોણથી વિચાર કરતાં, 'ગુરુ ગોવિંદપાદને પ્રણામ કરું છું' એવો અર્થ અભિપ્રેત છે. 'ગો' એટલે ઇન્દ્રિયો અને વિંદ અર્થાત્ ઇન્દ્રિયોનો જે પ્રકાશક છે તે ગોવિંદ છે. આ પ્રમાણે વિચારતાં ગોવિંદ શબ્દથી સર્વશ્રેષ્ઠ અવ્યક્ત તત્ત્વ જ કહેવાય છે. જે પ્રકાશસ્વરૂપ, જ્ઞાનસ્વરૂપ પરમાત્મા, ઇન્દ્રિયોસહિત આખા બ્રહ્માંડને પ્રકાશે છે તેને નમસ્કાર કરવાનો ઉદ્દેશ છે.

ગોવિંદ શબ્દ સાથે પ્રયોજેલા **गोचरम्** અને **अगोचरम्** શબ્દો, વેદાંતનું રહસ્ય સમજાવે છે.

વેદાંતના રહસ્યરૂપી તાળાને ખોલીને, અગોચર પરમાત્માનો નિર્દેશ કરવારૂપી ચાવી ગુરુ પાસે જ છે, માટે સ્વયં શંકરાચાર્યજી નતમસ્તક થઈને પોતાના ગુરુ ગોવિંદપાદને નમસ્કાર કરે છે. આચાર્ય ગોવિંદપાદ નર્મદાનદીને કિનારે ઓંકારેશ્વર પાસે રહેતા હતા. તેમણે શંકરાચાર્યજીને સંન્યાસ દીક્ષા આપી હતી. ગોવિંદપાદ, જે ગોચર છે અર્થાત્ ઇન્દ્રિયોથી જોઈ શકાય તેવા છે, તેમને નમસ્કાર કરીને પછી જ તે અગોચર ગોવિંદ તત્ત્વનું સ્મરણ કરે છે. જેના માટે ઉપનિષદ કહે છે કે

**"यतो वाचो निवर्तन्ते अप्राप्य मनसा सह ।"**

(તૈત્તિરીયોપનિષદ–બ્રહ્માનંદવલ્લી)

"મનસહિત વાણી (સર્વ ઇન્દ્રિયો) જે પરમતત્ત્વને પ્રાપ્ત કર્યા વિના પાછી ફરે છે." જે મન, વાણી કે બુદ્ધિથી પામી શકાય તેવું નથી, ગોચર થાય તેવું નથી, ઇન્દ્રિયગમ્ય નથી અને છતાં સૂક્ષ્મબુદ્ધિ દ્વારા સમજી શકાય તેવું છે, તે ગોવિંદ તત્ત્વને નમસ્કાર કરું છું.

પરમતત્ત્વને સમજાવવા તેના બે સ્વરૂપ બતાવવામાં આવ્યા છે. પરમાત્માનું એક સ્વરૂપ જે ઇન્દ્રિયો દ્વારા ગ્રહણ થાય છે, ગોચર થાય છે તેને આપણે સાકાર અને સગુણ કહ્યું.એ જ પરમાત્માનું બીજું સ્વરૂપ જે ઇન્દ્રિયોની પકડમાં આવે તેવું નથી, અગોચર છે તેને આપણે નિર્ગુણ અને નિરાકાર કહ્યું. ગોચર અને અગોચર, સગુણ અને નિર્ગુણ, સાકાર અને નિરાકાર બન્ને અંતે પરમાત્માનાં જ સ્વરૂપો છે, આ વાત સમજાવવા માટે જ શંકરાચાર્યજીએ એક જ પરમાત્મા માટે ગોચર અને અગોચર, એમ બે વિરુદ્ધ શબ્દો કહ્યા છે. સગુણ અને નિર્ગુણ એવા બે પરમાત્મા નથી, પરંતુ જો આ વાત નહીં સમજાય તો, 'તું સગુણવાળો અને હું નિર્ગુણવાળો', 'તું સાકારવાળો અને હું નિરાકારવાળો', 'તું ભક્ત છે અને હું યોગી છું', આવા ઝઘડા, આવા વિતંડાવાદ અને આવા સંપ્રદાયના કુંડાળાઓમાંથી આપણે ક્યારેય બહાર નીકળી શકીશું નહીં. સગુણ અને નિર્ગુણ એક જ સીડીના બે પગથિયાં છે, માટે જ અત્રે એક કાંકરે બે પક્ષીને મારવાનો પ્રયાસ છે. સગુણ એ પ્રથમ પગથિયું છે અને નિર્ગુણ એ અંતિમ પગથિયું છે. અંતિમ પુરુષાર્થ સુધી પહોંચવા માટે પગથિયાનો સહારો લઈને આગળ વધીશું તો સરળતાથી પહોંચી શકીશું. જો પગથિયાનું આલંબન કે સહારો નહીં લઈએ તો નહીં પહોંચાય તેવું નથી, પણ તે કઠણ છે, કપરું છે, અઘરું છે. ગહનતા અને સરળતાના દૃષ્ટિકોણથી વિચાર કરીએ તો જેમ સીડીની સહાયથી ચઢવું સરળ છે તેમ સગુણનો આશ્રય લઈ આગળ વધવું સરળ છે. આ કારણથી જ શંકરાચાર્યજીએ સામાન્ય લોકો માટે, સ્તુતિ અને ભક્તિપ્રધાન સ્તોત્રો લખ્યાં અને આગળ વધેલા માટે ગહન એવા અદ્વૈતના ગ્રંથો પણ લખ્યા છે.

મંગલાચરણમાં ગુરુગોવિંદપાદ અને પરમાત્માને પ્રણામ કરીને હવે મુક્તિ કે દુર્લભ એવા મોક્ષનો નિર્દેશ કરે છે.

(છંદ–શાર્દૂલવિક્રીડિત)

जन्तूनां नरजन्म दुर्लभमतः पुंस्त्वं ततो विप्रता
तस्माद् वैदिकधर्ममार्गपरता विद्वत्वमस्मात्परम् ।
आत्मानात्मविवेचनं स्वनुभवो ब्रह्मात्मना संस्थितिः
मुक्तिर्नो शतजन्मकोटिसुकृतैः पुण्यैर्विना लभ्यते ।।२।।

जन्तूनाम् = જીવોમાં
नरजन्म = મનુષ્યજન્મ
दुर्लभम् = દુર્લભ છે.
अतः पुंस्त्वम् = તેમાં પૌરુષત્વ (દુર્લભ છે.)
ततः विप्रता = તેનાથી બ્રાહ્મણપણું (દુર્લભ છે.)
तस्माद् = તેનાથી
वैदिकधर्ममार्गपरता = વૈદિક ધર્મના રસ્તે તત્પરતા (દુર્લભ છે.)
अस्मात् परम् = આનાથી શ્રેષ્ઠ
विद्वत्वम् = વિદ્વત્તા (દુર્લભ છે.)

आत्मा–अनात्म–विवेचनम्=(તેનાથી) આત્મા–અનાત્માનો વિવેક (દુર્લભ છે.)
स्वनुभवः = (તેનાથી) અપરોક્ષાનુભૂતિ(દુર્લભ છે.)
ब्रह्मात्मना–संस्थितिः = (તેનાથી) બ્રાહ્મીસ્થિતિ (દુર્લભ છે.)
मुक्तिः = (તેનાથી પણ) મુક્તિ કે મોક્ષ (દુર્લભ છે જે)
शतजन्मकोटि–सुकृतैः= સો કરોડ જન્મોનાં સત્કર્મોનાં
पुण्यैः विना = પુણ્યો વિના
नो लभ्यते = પ્રાપ્ત થતી નથી.

## આત્મજ્ઞાનીની દુર્લભતા

તમામ પ્રાણીઓ કે જંતુઓમાં મનુષ્ય જન્મ પ્રાપ્ત કરવો દુર્લભ છે. મનુષ્ય જન્મ પ્રાપ્ત થયા પછી પૌરુષત્વ પ્રાપ્ત થવું એ એનાથી પણ દુર્લભ છે. તેમાંય વિપ્રતા અર્થાત્ બ્રાહ્મણપણું મેળવવું એનાથીયે દુષ્કર છે. વેદોએ પ્રતિપાદિત કરેલા પંથે પ્રયાણ કરવું એનાથીયે વધારે મુશ્કેલ છે અને એના કરતાં પણ શાસ્ત્રના તત્ત્વને જાણવું કે વિદ્વત્તા પ્રાપ્ત કરવી અતિ મુશ્કેલ છે. આત્મા અને અનાત્માનો વિવેક સમજવો તે તો તેનાથી પણ કઠિન છે. આટલું

કર્યા પછી આત્માનો અનુભવ થવો અને બ્રાહ્મીસ્થિતિની પ્રાપ્તિ થવી અત્યંત દુર્લભ છે. આ બ્રાહ્મીસ્થિતિની પ્રાપ્તિને મોક્ષ કે મુક્તિ કહે છે અને આવી મુક્તિ, સો કરોડ જન્મના સદાચારથી સંચિત કરેલા પુણ્યો વિના મળી શકે તેમ નથી.

ઉપરોક્ત મુશ્કેલીની હારમાળા અને દુર્લભતાની પરાકાષ્ઠા જોઈને હિંમત હારવાની જરૂર નથી. અનેક જન્તુઓમાં નરજન્મ દુર્લભ અવશ્ય છે પરંતુ જેઓ મનુષ્યયોનીમાં જ છે તેમને તો નરજન્મ મળી જ ચૂક્યો છે. મોક્ષ અતિ દુર્લભ છે એવું કહેવા પાછળનો શંકરાચાર્યજીનો ઉદ્દેશ મોક્ષને પરમ પુરુષાર્થ ગણાવી, મોક્ષની મહત્તા બતાવી મનુષ્ય માત્રને મોક્ષને માર્ગે પ્રેરણા પ્રદાન કરવાનો જ છે.

મનુષ્યજન્મ દુર્લભ છે, આમ કહેવાયાથી આપણને પ્રશ્ન થાય કે મનુષ્યોની સંખ્યા ઘણી મોટી છે તો મનુષ્યજન્મને દુર્લભ કેમ મનાય? દિન પ્રતિદિન માનવ વસ્તી તો સમગ્ર વિશ્વમાં અને વિશેષ કરીને ભારત અને ચીનમાં અગણિત રીતે વધતી જાય છે. તો પછી મનુષ્યજન્મની દુર્લભતા ક્યાં રહી? અત્રે સમજવાનું કે સમગ્ર જીવસૃષ્ટિના સંદર્ભમાં મનુષ્યજન્મને દુર્લભ કહેવામાં આવ્યો છે. સમુદ્રમાં નજર કરીએ તો બેસુમાર, આપણે કલ્પના ન કરી શકીએ એટલાં, અસંખ્ય માછલાંઓ હોય છે. અરે! સદીઓથી એને પકડતા આવ્યા છીએ છતાં ઓછાં થતાં નથી, તેને પકડવા મોટાં મોટાં ખાતાઓ ખોલાય છે. છતાં તેની સંખ્યામાં ઓટ આવતી નથી. ચોમાસામાં એક નાનો ખાડો ખોદતાં અળસિયાં જેવા નાનાં નાનાં અસંખ્ય જંતુઓ જોવા મળે છે. અવકાશમાં પણ અસંખ્ય બારીક જીવાત છે.આકાશ, પૃથ્વી, જળ બધે જ જંતુઓ છે. આપણા પેટમાં, ચામડી ઉપર, માથામાં ખોડારૂપે, સર્વત્ર જંતુ જ જંતુ છે. એક લસ્સીનો પ્યાલો પીવાથી લાખો બેક્ટેરિયા પેટમાં જાય છે તેથી અત્રે પ્રસ્તુત શ્લોકમાં સ્પષ્ટતા છે કે માત્ર મનુષ્ય જ જીવ નથી બલકે તમામ સજીવ, ચેતનવંતા પશુપંખી અને પ્રાણીઓને લક્ષ્યમાં રાખી અહીં અનંતકોટિ યોનિઓના સંદર્ભમાં તમામ જંતુઓને ગણી તેમાં મનુષ્યજન્મને શ્રેષ્ઠ માની

તેની દુર્લભતા કે દુષ્પ્રાપ્યતાનો નિર્દેશ કરાયો છે.

શાસ્ત્રના દષ્ટિકોણથી વિચાર કરતાં પણ મનુષ્યજન્મની દુર્લભતા જણાય છે. આપણે જીવનના ચાર રસ્તા પર ઊભા છીએ. એક રસ્તો મોક્ષમાર્ગે જાય છે તથા અન્ય સ્વર્ગલોકમાં જાય છે. બીજો એક રસ્તો નરકમાં જાય છે અને ચોથો રસ્તો મનુષ્ય જેવી કર્મયોનીનો છે. ચાર રસ્તા પર ઊભેલા આપણે ચાર રસ્તામાંથી ગમે તે રસ્તો પસંદ કરવા સ્વતંત્ર છીએ. જેના જીવનનું અંતિમ લક્ષ્ય મોક્ષ હોય તે તો નિષ્કામ કર્મે ચિત્તશુદ્ધિ પ્રાપ્ત કરી જ્ઞાન પ્રાપ્ત કરે છે અને જ્ઞાન દ્વારા મોક્ષરૂપી પરમપદ મેળવે છે. જો પુણ્યકર્મનો સંચય કરીને સ્વર્ગના ભોગ ભોગવવા જવું હોય તો તેમાં પણ મનુષ્યની સ્વતંત્રતા છે તેવી જ રીતે ખરાબ કર્મો કરી અનાચાર, અનીતિ આદરી અવિવેકી પુરુષો જાણે અજાણે ભ્રષ્ટ બુદ્ધિયુક્ત થઈ નરક ગતિને પ્રાપ્ત થાય છે. ક્યાં જવું એ આપણી પોતાની પસંદગીનો વિષય છે. કોઈએ મોક્ષમાર્ગ પસંદ કર્યો હોય અને જ્ઞાનપ્રાપ્તિ પૂર્વે તેનું શરીર છૂટી જાય અને મોક્ષની ઇચ્છા બાકી રહી ગઈ હોય તો પુનઃ મનુષ્યયોનીમાં જ આવે છે. "**शुचीनां श्रीमतां गेहे योगभ्रष्टोऽभिजायते ॥** "(ભ.ગીતા. ૬-૪૧) "યોગભ્રષ્ટ પુરુષ પવિત્ર શ્રીમંતોના ઘરે જન્મે છે." આટલી સ્પષ્ટતા પછી સમજવાનો પ્રયત્ન કરીએ કે એવું શા માટે કહ્યું છે કે મનુષ્યજન્મ દુર્લભ છે? મનુષ્યયોનીમાં જ જીવને એવી સ્વતંત્રતા આપવામાં આવી છે કે તે ઇચ્છે તે રસ્તે પ્રયાણ કરી શકે. અન્ય યોનીમાં રહેલા જીવાત્માને તેવી સ્વતંત્રતા નથી. પોતાના ઇષ્ટ અને અનિષ્ટનો વિચાર કરવાની વિવેકબુદ્ધિ, ભગવાને સર્વ પ્રાણીઓને આપી નથી કે જેથી અનિષ્ટને છોડી ઇષ્ટ તરફ પ્રગતિ કરી શકે. પ્રાણી નક્કી ન કરી શકે કે એણે જડ અને નાશવાન તરફ ન જતાં, ચેતન અને અવિનાશી તરફ જવું જોઈએ. માત્ર મનુષ્ય જ નક્કી કરી શકે તેમ છે કે વિનાશીને છોડી અવિનાશીની દિશામાં મારે જવું છે. માત્ર મનુષ્ય જ સ્વતંત્ર છે કર્મ કરવામાં, માટે જ મનુષ્યયોનીને કર્મયોની કહેવામાં આવે છે, બીજી કોઈ પણ મનુષ્યેતર યોનીને કર્મયોની કહેવામાં આવતી નથી. મનુષ્યયોનીમાં જીવાત્મા કર્મ દ્વારા અંતઃકરણ શુદ્ધ કરી, જ્ઞાન સંપાદન કરીને જ્ઞાનનું ફળ મોક્ષ પ્રાપ્ત કરી શકે

તેમ છે, માટે જ મનુષ્યજન્મ અતિ દુર્લભ છે એમ કહેવું જરાયે અતિશયોક્તિ ભર્યું નથી.

મનુષ્યયોની સિવાયની યોનીઓ ભોગયોની છે. ભોગયોનીમાં જીવને સ્વતંત્રતા હોતી નથી, તેમાં તો માત્ર પૂર્વે કરેલાં કર્મોનાં ફળ જ ભોગવવાનાં હોય છે. બહુ પુણ્ય કરીને આપણે સ્વર્ગલાકમાં જઈ શકીએ, પણ એકવાર સ્વર્ગપ્રાપ્તિ થયા પછી આપણી પસંદગીનો હક્ક રહેતો નથી. એ તો એવું કહેવા જેવું છે કે '' તમે પૃથ્વી પર આવી જાઓ અને પછી કહો કે મારે પૃથ્વી સાથે સૂર્યની પ્રદક્ષિણા નથી કરવી.'' પૃથ્વી પર રહેલાને સૂર્યની પ્રદક્ષિણા કરવી જ પડે તેમ એકવાર સ્વર્ગલોક પ્રાપ્ત થાય પછી ત્યાં રંભા, ઉર્વશી, મેનકાના નૃત્યો જોવાં જ પડે, ભોગ કરવો જ પડે, વૈભવ અને વિલાસમાં રહેવું જ પડે. ખૂબ ભોગ ભોગવ્યા બાદ, ભોગવિલાસ અને વૈભવ સુખદ લાગે કે ન લાગે, હવે તે છોડવાનું આપણું સ્વાતંત્ર્ય નથી. ભેગાં કરેલાં પુણ્યકર્મનાં ફળ, ભોગવતાં ભોગવતાં પુરાં ન થાય, ત્યાં સુધી કોઇ સ્વર્ગમાંથી છટકી શકે તેમ નથી, માટે દેવયોની પણ માત્ર ભોગયોની જ છે.

પુણ્યકર્મના ફળરૂપે જેમ દેવતા આદિ ઉત્તમયોનીની પ્રાપ્તિ થાય છે તેમ પાપકર્મના ફળરૂપે પશુ આદિ અધમયોનીની પ્રાપ્તિ થાય છે. તેમની ઉત્તમતા અને અધમતા, ભોગની દૃષ્ટિથી કહેવાય છે. ખરેખર તો મનુષ્યયોની જ શ્રેષ્ઠ છે. કર્મોના ફળ કૂતરાં, બિલાડાં જેવાં પ્રાણીઓની યોનીમાં જન્મ લઈને ભોગવીએ, પથ્થર બનીને પડી રહીએ કે વૃક્ષ થઈને ધરતી ઉપર વર્ષો સુધી ઊભા રહીએ, આ સર્વ એક પ્રકારની ભોગયોનિ જ છે. આપણા શાસ્ત્રોમાં સ્થાવરયોની અને જંગમયોની એમ બે પ્રકારની યોનીઓ કહેવાય છે. મનુષ્યયોની સિવાયની સર્વયોનીઓ, સ્થાવર હોય કે જંગમ, બધી જ ભોગયોની છે. બળદના મોઢે ફીણ આવે ત્યાં સુધી ગાડામાં માલ ભરવામાં આવે, ગમે તેવા ખરાબ રસ્તા પર માલ ભરેલું ગાડું ખેંચાવવામાં આવે અને ઉપરથી અણીદાર પરોણો ભોંકાતો હોય, ભલે ગમે તેટલું દુઃખદ કેમ ન હોય, પણ હવે તે જીવ તેમાંથી છટકી શકે નહીં, એને પોતાનાં કર્મના ફળ ભોગવવાં જ પડે,

કારણ કે તે ભોગયોનીને પ્રાપ્ત થયો છે. સમય જતાં તે મરી જશે,ત્યારે આપણે કહીશું કે,'તે મરી ગયો.' પરંતુ ખરેખર તે મરી નથી ગયો, એનાં પાપકર્મ પૂરાં થયાં એટલે એની યોની બદલાઈ ગઈ. આપણે સમજવાનું એટલું જ કે પશુયોની, દુષ્કૃત્યના ફળરૂપે મળેલી સજા ભોગવવાની ભોગયોની છે તેમ દેવયોની પુણ્યકર્મના સંચયનું સુખ ભોગવવાની ભોગયોની જ છે, માત્ર મનુષ્યયોની જ કર્મયોની છે. મનુષ્ય કર્મ કરવામાં સ્વતંત્ર છે. માટે તે નરમાંથી નારાયણ થઈ શકવાની તાકાત ધરાવે છે, નરમાંથી દેવતા બની સ્વર્ગલોક પ્રાપ્ત કરવાનું તેનું સામર્થ્ય છે. વળી તેને સ્વતંત્રતા બક્ષવામાં આવી છે માટે ખરાબ કર્મ કરી, બુદ્ધિને ગેરમાર્ગે દોરી, પશુયોનીમાં પણ જઈ શકે તેમ છે. આવી સ્વતંત્રતા માત્ર મનુષ્યને જ આપવામાં આવી છે, માટે અહીં કહેવામાં આવ્યું છે કે, **जन्तूनां नरजन्म दुर्लभम् ।**

**ततः पुंस्त्वं दुर्लभम् ।**

'પુરુષપણું એનાથી પણ દુર્લભ છે.' એનો અર્થ કદાપિ એવો ન થાય કે બહેનોને મોક્ષ પ્રાપ્ત ન થઈ શકે, પરમાત્મા પ્રાપ્ત ન થઈ શકે. જે લોકો આપણી પરંપરાથી પરિચિત ન હોય, જે લોકો શાસ્ત્રોનાં રહસ્યોને પામ્યાં ન હોય, તેઓ જ એવું કહી શકે કે સ્ત્રીને મોક્ષનો અધિકાર નથી. આવું કહેનાર ભલે કોઈ ધર્મધુરંધર કેમ ન હોય, છતાં એટલું સ્પષ્ટપણે કહેવું પડે કે તેમને તત્ત્વ સમજાયું નથી, તેમણે શાસ્ત્રનાં ઊંડાણને સ્પર્શ કર્યા વિના સમાજમાં માત્ર ભ્રાંતિ જ ફેલાવવાનો પ્રયત્ન કર્યો છે.

**'पुंस्त्वम्'** પ્રયોગ અત્રે જાતિના સંદર્ભમાં નથી. કોઈ પણ શાસ્ત્રમાં આત્મા પુલિંગ છે, સ્ત્રીલિંગ છે કે નપુંસકલિંગ છે, એવી વાત કહેવામાં આવી નથી. આત્માને ત્રણે જાતિ લાગુ પડે અથવા એક પણ જાતિ લાગુ પાડી શકાય નહીં. આમ હોવાથી અત્રે **पुंस्त्वम्** શબ્દ દ્વારા પૌરુષત્વની વાત કરવામાં આવી છે. જેનામાં પૌરુષત્વ હોય તે મોક્ષમાર્ગનો અધિકારી છે. પુરુષનું શરીર હોય છતાં પૌરુષત્વ ન હોય તેવા કેટલાય હોય છે. માટે પૌરુષત્વ અર્થાત્ પુરુષ શરીર નહીં. શરીર પુરુષનું હોય કે સ્ત્રીનું, પણ જેનામાં ખુમારી

હોય, જે ઉહાપોહ કરી શકે તેમ હોય, તેવાને અહીં પુરુષ કહેવામાં આવ્યો છે. અત્રે વ્યાવહારિક રીતે કહેવામાં આવતાં સ્ત્રી કે પુરુષની વાત કરવામાં આવી નથી. સ્ત્રીને જો ખરેખર મોક્ષનો અધિકાર જ ન હોય તો પછી ઉપનિષદોમાં મોટામાં મોટી બ્રહ્મવાદિની તરીકે ગાર્ગી અને મૈત્રેયીના નામનો ઉલ્લેખ શા માટે છે? આથી સ્પષ્ટ છે કે ઉપનિષદોએ પુરુષ કે સ્ત્રીના શરીરને મહત્ત્વ આપ્યું નથી. એટલું જ નહીં, સુલભા પણ એક સ્ત્રી હતી. જનકરાજાને એવું કહેવામાં આવ્યું હતું કે તારે જ્ઞાન જોઈતું હોય તો સુલભાના શરણે જા. રાજા જનક પણ સુલભાના ચરણસ્પર્શ કરીને કહે છે, " હે દેવી! તારી કૃપાથી મને આ જ્ઞાન લાધ્યું." વાસ્તવિકતા આવી હોવાથી જો કોઈ પણ એવી વાત કરે કે ' સ્ત્રીને મોક્ષનો અધિકાર નથી તો એ મૂર્ખામીની પરાકાષ્ઠા સિવાય કંઈ જ નથી, સ્વયં મૂર્ખતામાં બહેકીને સમાજને બહેકાવવાનો પ્રયાસ માત્ર છે.

શંકરાચાર્યજી અહીં પુરુષ શરીરની વાત કરતા નથી, પણ પૌરુષત્વ-ખુમારીની વાત કરે છે. આત્મજ્ઞાનના પંથે ચાલવું હોય તો સત્ય માટે ફના થવાની ખુમારી જોઈએ, શૌર્ય જોઈએ, માટે જ કહ્યું છે કે,

" **क्षुरस्य धारा निशिता दुरत्यया दुर्गं पथस्तत्कवयो वदन्ति ।** "

(કઠોપનિષદ, ૧-૩-૧૪)

" તત્ત્વજ્ઞાનીઓ તે માર્ગને છરાની તીક્ષ્ણ કરેલી દુરસ્ત ધાર જેવો અત્યંત દુર્ગમ કહે છે " તત્ત્વજ્ઞાનનો રસ્તો છરાની ધાર જેવો છે, એવા રસ્તા ઉપર જે કોઈ નીકળી પડે તે પૌરુષત્વયુક્ત છે. શરીર પુરુષનું હોય પણ મોક્ષમાર્ગે ચાલતાં ડરતો હોય, સ્વપ્ન જેવા સાંસારિક પદાર્થોને સાચા માની આસક્તિયુક્ત થઈ વળગી રહેતો હોય, વળગણ સગપણનો ઉચ્છેદ કરવાની તાકાત જેનામાં ન હોય અને ભીરુ, કાયર કે બાયલા જેવો હોય તેવો વ્યક્તિ પુરુષ હોવા છતાં સ્ત્રૈણ વૃત્તિવાળો પૌરુષત્વહીન કહેવાય છે. સ્ત્રીને મોક્ષનો અધિકાર નથી, આવી ભ્રાંતિમાંથી સમાજે બહાર નીકળવાની જરૂર છે. અહીં 'પુરુષ' શબ્દથી જાતિ કે લિંગની વાત કરવામાં આવી નથી, માત્ર પૌરુષત્વની જ વાત કરવામાં આવી છે. આ પ્રમાણે શાસ્ત્રના તાત્પર્યને સાચા અર્થમાં ગ્રહણ કરીને, આપણે

આ શાસ્ત્રને, આ પરંપરાને, આ દેશની સંસ્કૃતિને નમન કરવાની જરૂર છે કે જેમાં કોઈ પણ ભેદભાવ વિના આત્મજ્ઞાનનો રસ્તો, સર્વ સમક્ષ સરિયામ ખુલ્લો મુકવામાં આવેલો છે.

**ततः विप्रता दुर्लभा ।**

'વિપ્રતા દુર્લભ છે અર્થાત્ બ્રાહ્મણ થવું મુશ્કેલ છે.' અહીં બ્રાહ્મણ કુટુંબમાં જન્મ લઈને બ્રાહ્મણ થવાની વાત નથી. કોણે ક્યાં જન્મ લેવો એ કંઈ કોઈના પોતાના હાથની વાત નથી. 'વિપ્રતા' શબ્દનો અર્થ તત્ત્વના સંદર્ભમાં જ થવો જોઈએ. વિપ્ર અર્થાત્ બ્રાહ્મણ, તેનો પર્યાય શબ્દ દ્વિજ છે. જેનો જન્મ બે વખત થયો છે તે દ્વિજ કહેવાય છે. માતાની કૂખે જન્મ થયો તે તેનો પહેલો જન્મ છે. ત્યારબાદ અવિદ્યાના ગર્ભમાંથી મુક્ત થઈને જ્ઞાનમાં પ્રવેશ કરે છે ત્યારે એનો બીજો જન્મ કહેવાય છે. ભગવદ્ગીતાએ ખૂબ જ સ્પષ્ટ કહ્યું છે કે જન્મથી કોઈ બ્રાહ્મણ છે જ નહીં. જન્મથી કોઈ ક્ષત્રિય, વૈશ્ય કે શૂદ્ર પણ નથી. જન્મથી કોઈપણ વ્યક્તિની જાતિ નક્કી થઈ શકે નહીં.

**"चातुर्वर्ण्यं मया सृष्टं गुणकर्मविभागशः ।"** (ભ.ગીતા- ૪/૧૩)

"ગુણ અને કર્મના વિભાગ પ્રમાણે ચાર વર્ણોની રચના મારા દ્વારા થઈ છે." વર્ણવિભાગની રચના કરનાર સ્વયં શ્રીકૃષ્ણ ભગવાન જ કહે છે કે, મેં વ્યક્તિના ગુણ અને કર્મને લક્ષ્યમાં રાખીને જ ચારે વર્ણોની રચના કરી છે. જે વ્યક્તિના જેવા ગુણ હોય તેવાં તેના કર્મ હોય છે અને કર્મ પ્રમાણે જ તેમનો વર્ણ નક્કી થાય છે. બ્રાહ્મણ કુટુંબમાં જન્મ લેનાર બ્રાહ્મણ જ હોય તેવું જરૂરી નથી, તેમ જ શૂદ્ર કુટુંબમાં જન્મ લેનાર શૂદ્ર જ હોય તેવું પણ નથી. માત્ર ગીતામાં જ નહીં ઉપનિષદોમાં પણ આવું જ કહેવાયું છે. બૃહદારણ્યક ઉપનિષદમાં ઋષિ યાજ્ઞવલ્ક્ય ગાર્ગીને સંબોધીને બ્રાહ્મણની વ્યાખ્યા આપે છે.

**"यो वा एतदक्षरं गार्गी विदित्वा अस्माल्लोकात् प्रैति स ब्राह्मणः ।"**

"હે ગાર્ગી ! જે કોઈ આ અવિનાશી પરબ્રહ્મને જાણીને આ લોકથી જાય છે તે બ્રાહ્મણ છે." કોઈ પણ વ્યક્તિ ભલે ગમે તે કુળમાં જન્મી હોય, પણ જો મરતાં પહેલાં પરબ્રહ્મને જાણી લે તો તે બ્રાહ્મણ કહેવાય છે. આ શાસ્ત્રપ્રમાણ

પણ ઉપનિષદના મહાન ઋષિ યાજ્ઞવાલ્ક્ય પાસેથી મળે છે.

આપણી વર્ણવ્યવસ્થાની અંદર પણ ચારે ચાર વર્ણો સમાજના અવિભાજ્ય અંગો છે, એવું સમજાવવામાં આવ્યું છે. આપણા શરીરના હાથ, પગ, મગજ, ફેફસાં વગેરે અવયવોમાં, કોઈને શ્રેષ્ઠ કે કોઈને નિકૃષ્ટ કહી શકાય નહીં. જે એકબીજાના પૂરક છે તેમને એકબીજાથી છૂટા પાડી શકાય જ નહીં. બધા અંગો અવિભાજ્ય છે, એકબીજાના પૂરક છે અને માટે જ બધાં સરખાં જ મહત્ત્વનાં છે. બસ એ જ પ્રમાણે આ સમાજના અવિભાજ્ય અંગ એટલે બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્ર. તેમાંના કોઈને ઊંચો કહેવો એ તો ફેફસાંથી મગજને છૂટું પાડી, ફેફસાં વિનાના મગજને શ્રેષ્ઠ કહેવા તુલ્ય છે. ફેફસાં વિના મગજ ન ટકી શકે અને મગજ વિના ફેફસાં ન ટકી શકે, તેમને છૂટા પાડી તેમાંના કોઈને મહત્ત્વનું કહેવું, એ તો મૂર્ખતામાત્ર છે. ચારે વર્ણો અવિભાજ્ય છે અને માટે જ તેઓ સરખાં જ મહત્ત્વનાં છે. આવું શાસ્ત્રો દ્વારા સમજાવવામાં આવ્યું છે છતાં આપણે જો ન સમજ્યા હોઈએ, તો શાસ્ત્રોનો વાંક નથી, પણ સમજનારનો છે. શાસ્ત્રોમાં જે લખ્યું છે તે યથાર્થ સમજાયું નથી, માટે જ વર્ણના નામે સંઘર્ષ છે. વર્ણો વચ્ચેના સંઘર્ષને દૂર કરવા શાસ્ત્રોના અભિપ્રાયને સાચી રીતે સમજવાની જરૂર છે.

શંકરાચાર્યજીને પરમતત્ત્વ સમજાવવું છે માટે તેમના શબ્દો કદાપિ શરીરના સંદર્ભમાં હોઈ શકે નહીં. માત્ર યજ્ઞોપવિત (જનોઈ) પહેરનારને, આપણા શાસ્ત્રમાં બ્રાહ્મણ તરીકે સ્વીકારી શકાય તેમ નથી. સત્યના સંશોધન માટે જીવન સમર્પણ કરે તે બ્રાહ્મણ, જડ જગતની પરવા ન કરતાં જગતના મૂળનો વિચાર કરે તે બ્રાહ્મણ. જડ જગતના મૂળ શોધવાનો જેમણે જીવનભર પ્રયત્ન કર્યો, તેવા આઈન્સ્ટાઈન કે ગેલેલીયો, ભલે ભારતમાં ન જન્મ્યા હોય, છતાં તેમને બ્રાહ્મણ કહેવામાં આપણને વાંધો નથી. કર્મથી જ આપણે બ્રાહ્મણ, ક્ષત્રિય,વૈશ્ય કે શૂદ્ર બનીએ છીએ, જન્મથી નહીં. બ્રહ્મને પરમલક્ષ્ય બનાવીને પરબ્રહ્મના રસ્તે પ્રયાણ કરનારો હોય તે બ્રાહ્મણ છે. સર્વાધિષ્ઠાન બ્રહ્મને ખાતર સર્વ કર્મોનો સંન્યાસ કરનારો બ્રાહ્મણ છે. હજી

આગળ વધીને કહીએ તો નિરંતર, પરબ્રહ્મનું ચિંતન-મનન કરનારો, બ્રહ્મમાં રમણ કરનારો બ્રાહ્મણ છે. માટે અત્રે આપણે સમજવાનું કે વિપ્ર થવું અર્થાત્ વિદ્યાપરાયણ થવું. અવિદ્યાનો નાશ કરવા જ્ઞાનમાર્ગે પ્રયાણ કરનારો જ બ્રાહ્મણ કહેવાય છે. એવા બ્રાહ્મણ થવું દુર્લભ છે, એવો શાસ્ત્રનો અભિપ્રાય છે.

तस्मात् वैदिकधर्ममार्गपरता दुर्लभा ।

તેનાથી પણ વૈદિકધર્મપરાયણતા દુર્લભ છે. વૈદિકધર્મપરાયણતા અર્થાત્ વૈદિકધર્મનું અનુસરણ કરવું. આપણે આપણા ઘરની દીવાલો પર 'अहिंसा परमो धर्मः ।', 'सत्यमेव जयते ।', 'मातृदेवो भव ।', 'आचार्यदेवो भव ।', 'पितृदेवो भव ।', 'अतिथिदेवो भव ।' ઇત્યાદિ વૈદિક સૂત્રો લટકાવીએ છીએ, પરંતુ માત્ર સૂત્રો લટકાવવાથી વૈદિકધર્મપરાયણ થઈ શકાય નહીં. મોટાભાગના લોકોના જીવનમાં આદર્શ અને આચરણ વચ્ચે બહુ મોટો સંઘર્ષ હોય છે. આદર્શ પ્રમાણે આચરણ કરવું સહેલું નથી એટલા જ માટે અહીં કહેવામાં આવ્યું છે કે વૈદિક ધર્મપરાયણ થવું દુર્લભ છે. આ એક એવો માર્ગ છે જ્યાં ધર્મથી વિમુખ થઈને ચાલી શકાય તેમ નથી. મોક્ષના અધિકારી બનવું હોય તો અહિંસાનું પાલન, સત્ય બોલવું, વિગેરે શાસ્ત્રોક્ત સિદ્ધાંતો જીવનમાં રાખવા જ પડશે. વેદો પ્રમાણે જીવન જીવવા માટે શંકરાચાર્યજીએ સાધનપંચકમાં બતાવેલા માર્ગને અનુસરવું પડશે.

"वेदो नित्यमधीयतां तदुदितं कर्म स्वनुष्ठियतां
तेनेशस्य विधियतामपचितिः काम्ये मतिस्त्यज्यताम् ।"

"વેદોનું નિત્ય અધ્યયન કરવું, તેમાં કહેલા કર્મોનું સારી રીતે આચરણ કરવું, તે કર્મો વડે ઈશ્વરની અર્ચના કરવી અને કામ્યકર્મોનો ત્યાગ કરવો." વેદપરાયણ થવા સૌથી પ્રથમ વેદોનું અધ્યયન કરવું પડશે અને ત્યારબાદ વેદોએ બતાવેલાં કર્મોનું અનુષ્ઠાન કરવાનું છે અર્થાત્ વેદોએ જેને વિહિત કહ્યાં છે તે કર્મો કરવાના અને જેનો નિષેધ કર્યો છે તે કર્મોનો ત્યાગ કરવાનો છે. વેદોએ કહેલાં વિધિનિષેધોનું પાલન કરવું મુશ્કેલ અવશ્ય છે

પણ અશક્ય નથી. વેદે કહેલાં વિધિ અને નિષેધોનું પાલન કરતાં કરતાં ધાર્મિક જીવન જીવી શકાય તેમ છે અને એટલા જ માટે ચાર પુરુષાર્થોમાં ધર્મ પ્રથમ છે. વૈદિક આદર્શો પ્રમાણે જીવન જીવવનો જેનો નિશ્ચય છે તેને અહીં વૈદિકધર્મપરાયણ કહ્યો છે,તેનો જ મોક્ષમાં અધિકાર છે.

**विद्वत्वं अस्मात् परम् ।**

'વિદ્વત્તા એનાથી પણ પર છે.' વિદ્વત્તા પ્રાપ્ત કરવી એટલે માત્ર શાસ્ત્રના પોથાં કે થોથાં યાદ રાખવાં એવો અર્થ નથી. શાસ્ત્રોના શબ્દોને છોડી તાત્પર્યને ગ્રહણ કરનારો જ સાચો વિદ્વાન છે. શાસ્ત્રનું તાત્પર્ય સમજીને આવો વિદ્વાન દરેક વસ્તુને તત્ત્વથી જાણે છે માટે તે તત્ત્વદર્શી પણ કહેવાય છે. જે તત્ત્વદર્શન કરે છે તે જ સમ્યગ્દર્શી થઈ શકે છે.જે વિદ્વાન નામ અને આકારનો બાધ કરીને અંતરાત્માને જોનારો સમ્યગ્દર્શી છે તેને કૃષ્ણ ભગવાન પંડિત કે વિદ્વાન કહે છે. **पण्डिताः समदर्शिनः ।** (ભ.ગીતા-૫/૧૮) આવી સમદષ્ટિ જ તત્ત્વાર્થે વિદ્વત્તા છે, જેની પ્રાપ્તિ અત્રે દુર્લભ કહેવામાં આવી છે. **आत्मानात्मविवेचनम् ।** આત્મા અને અનાત્માનો વિવેક દુર્લભ છે. શરીરને હું માનવાને લીધે જ આપણે સંસારને પ્રાપ્ત થયા છીએ. ખરેખર શરીર અનાત્મા છે અને આત્મા શરીરથી જુદો જ્ઞાનસ્વરૂપ છે. આત્મા અને અનાત્માનો ભેદ ન જાણવાને લીધે અજ્ઞાનવશ આપણે પોતાને શરીર માની લીધું છે. હવે આ અજ્ઞાનનો નાશ કરવા સૂક્ષ્મબુદ્ધિ દ્વારા આત્માને અનાત્માથી જુદો કરીને જાણવો જોઈએ. સૂક્ષ્મબુદ્ધિ દ્વારા આત્મા અને અનાત્માને પૃથક જાણવાની શક્તિને અત્રે આત્માનાત્મવિવેક કહ્યો છે. વિવેક દ્વારા આત્માને અનાત્માથી જુદો જાણીને, સ્વસ્વરૂપનો અનુભવ કરવો એનાથી પણ દુર્લભ છે, માટે કહ્યું કે **स्वनुभवः दुर्लभः ।** સ્વસ્વરૂપનો અનુભવ કે સાક્ષાત્કાર અતિ દુર્લભ છે. અંતે જીવ-બ્રહ્મના ઐક્યરૂપી બ્રહ્મનિષ્ઠાની પ્રાપ્તિ દુર્લભતમ છે, દુર્લભતાની પરાકાષ્ઠા છે.

નિષ્કર્ષમાં અત્રે સમજવાનું કે જીવ બ્રહ્મ જ છે એવું જ્ઞાન નહીં થાય તો સો કરોડ જન્મો સુધી પણ મુક્તિ પ્રાપ્ત થાય તેમ નથી. અનેક

જન્મોના પુણ્યકર્મોથી જેનું અંતઃકરણ શુદ્ધ થયું નથી તેને આવું જ્ઞાન થઈ શકે તેમ નથી, માટે મોક્ષ કે મુક્તિ ખરેખર દુર્લભ છે.

(છંદ–અનુષ્ટુપ)

दुर्लभं त्रयमेवैतद् देवानुग्रहहेतुकम् ।
मनुष्यत्वं मुमुक्षुत्वं महापुरुषसंश्रयः ।। ३।।

| | | | |
|---|---|---|---|
| मनुष्यत्वम् | = મનુષ્યપણું | एतद् | = આમાં |
| मुमुक्षुत्वम् | = મોક્ષની ઇચ્છા | देवानुग्रह– | = પરમાત્માની |
| महापुरुष–संश्रयः | = મહાપુરુષોનો સમાગમ | हेतुकं एव | કૃપા જ કારણ |
| त्रयं दुर्लभम् | = (એ) ત્રણ દુર્લભ (છે) | | છે. |

મનુષ્યજન્મ, મોક્ષની ઇચ્છા અને મહાપુરુષનો સમાગમ; આ ત્રણેનું એક જ વ્યક્તિમાં હોવું અત્યંત દુર્લભ છે. અનેક જન્મોના પુણ્યકર્મોનો પરિપાક થાય ત્યારે ઈશ્વરની કૃપાથી જ, કોઈ ભાગ્યશાળીને આ ત્રણેની પ્રાપ્તિ થાય છે. મનુષ્યજન્મની દુર્લભતાનો પૂર્વે ઘણો વિચાર કરવામાં આવ્યો છે. જેમને મનુષ્યજન્મ પ્રાપ્ત છે, તેઓમાં પણ બધાને મોક્ષની ઇચ્છા હોતી નથી. જેમને મોક્ષની ઇચ્છા જ નથી તેમને સત્સંગપ્રેમી બનાવવા કઠિન છે અને કદાચ સત્સંગમાં લાવીશું તો પણ તેમનું મુમુક્ષુમાં રૂપાંતરણ કરવું તો અતિ કપરું છે. તેમ છતાં સજ્જનો અને સાત્ત્વિક સંસ્કારથી સભર સંતો નિમિત્તભાવે તેવો પ્રયત્ન કરવામાં કદી પાછા પડતા નથી. મોક્ષની ઇચ્છા થવામાં પૂર્વજન્મોના સંસ્કાર કારણ છે માટે જેમને પૂર્વજન્મોના સંસ્કાર નથી તેમને મોક્ષની ઇચ્છા થઈ શકતી નથી. જેમનામાં પૂર્વજન્મોના સંસ્કાર સુપુપ્ત હોય છે, તેઓ નાની ઉંમરે, કુમળી વયે પણ મોક્ષમાર્ગે નીકળી પડે છે. તેવા પુણ્યશાળી જીવાત્માઓનાં કાને સત્સંગનો શબ્દ પડતાં જ, તેમના સુપુપ્ત સંસ્કાર જાગૃત થઈ જાય છે અને પરવશ બનાવી તેમને મોક્ષમાર્ગે દોરી જાય છે.

"पूर्वाभ्यासेन तेनैव ह्रियते ह्यवशोऽपि सः ।" (ભ.ગી–૬/૪૪)
"પૂર્વના અભ્યાસ વડે અવશ બનીને તે મોક્ષ માર્ગ તરફ ખેંચાય છે." પૂર્વના

સંસ્કારો પ્રબળ હોય તો વ્યક્તિ ન ઇચ્છે છતાં પણ તેને મોક્ષમાર્ગે ખેંચી જાય છે. આપણે કોઈને મોક્ષમાર્ગે જતો અટકાવી પણ શકીએ નહીં. મોક્ષેચ્છા પૂર્વના પુણ્યકર્મોનું ફળ છે તેમાં ઈશ્વરનો અનુગ્રહ જ કારણ છે.

મુમુક્ષુઓમાં પણ કોઈને માત્ર મોક્ષ જોઈએ છે અને અન્યને મોક્ષ તો જોઈએ છે પણ સાથે સાથે જીવનના ભોગ પણ જોઈએ છે. જેના જીવનનો એવો દૃઢ નિશ્ચય છે કે, 'મારે મોક્ષ સિવાય કંઈ જ જોઈતું નથી, મોક્ષથી વધુ ન જોઈએ, ઓછું પણ ન જોઈએ, તે જ સાચા અર્થમાં મુમુક્ષુ છે. આવી મુમુક્ષા જ, મોક્ષના અધિકારીનું લક્ષણ છે. બધા માણસોમાં આવી તીવ્ર મુમુક્ષા હોતી નથી, તે મંદ મુમુક્ષાવાળા એવું વિચારે છે કે, જીવન ઘણું લાંબુ છે, જીવનનાં અંતિમ દિવસોમાં મોક્ષ માટે પ્રયત્ન કરીશું. આવા લોકોને મોક્ષ તો જોઈએ છે, પણ જગતના ભોગ છોડવા તૈયાર નથી. શરીર યુવાન છે ત્યાં સુધી જગતના ભોગ ભોગવવા છે, જયારે શરીર ભોગ ભોગવવા માટે સમર્થ નહીં રહે, ત્યારે મોક્ષ માટે પ્રયત્ન કરવાનું તેઓ વિચારે છે. સત્સંગ માટે ખાસ સમય ફાળવવાની તેમને જરૂર લાગતી નથી, પરંતુ ભોગ ભોગવતાં ભોગવતાં વચ્ચે ક્યારેક સમય મળી જાય તો સત્સંગમાં જવામાં પણ તેમને વાંધો હોતો નથી. આવી મંદ મુમુક્ષા, મોક્ષરૂપી ફળ આપવા સમર્થ થતી નથી, જેને ખરેખર મુક્ત થવું છે તેણે મુમુક્ષાને તીવ્ર બનાવવાનો પ્રયત્ન કરવો જોઈએ. સત્સંગ જ તેનું ઓસડ છે, સત્સંગ કરતા રહેવાથી મુમુક્ષા તીવ્ર થતી જાય છે.

સત્સંગના ફળનો આધાર, સત્સંગમાં જવાના ઉદ્દેશ પર આધાર રાખે છે. બધા સત્સંગપ્રેમીઓનું લક્ષ્ય મોક્ષ હોતું નથી. કેટલાક જીવનમાં હતાશા, નિરાશા કે નિષ્ફળતાનું દુ:ખ ઓછું કરવાના પ્રયાસને લીધે સત્સંગમાં જોડાતા હોય છે તો કેટલાક જીવનની કંટાળાભરેલી પરિસ્થિતિથી મનને વાળવા માટે સત્સંગરત થતા હોય છે, તો વળી કેટલાક ભયને લીધે સત્સંગમાં જતા હોય છે. મૃત્યુ પાસે આવતાં દરેકને ભય રહે છે કે મારી સદ્‌ગતિ થશે કે અવગતિ? આવા ભયને લીધે સત્સંગમાં આવનારાની આપણા દેશમાં કમી

નથી.વળી, કેટલાક પ્રતિષ્ઠા માટે સત્સંગમાં જતા હોય છે, તેઓ એવું ઇચ્છે છે કે 'હું પણ ધાર્મિક છું, એવી સમાજને ખબર પડવી જોઈએ.' નિષ્કર્ષમાં, જેઓ જીવનમાં મળેલી નિષ્ફળતાથી પ્રેરાઈને, અવગતિના ભયથી પ્રેરાઈને, પ્રતિષ્ઠા માટે કે સમય પસાર કરવા માટે સત્સંગમાં જતા હોય તેમને શંકરાચાર્યજી મુમુક્ષુ કહેતા નથી. સાચો મુમુક્ષુ તે જ છે જે કેવળ મોક્ષ માટે સત્સંગમાં જાય છે. આવી મુમુક્ષા પ્રાપ્ત થતાં મોક્ષની પ્રાપ્તિ સરળ બની જાય છે. ઈશ્વરની અપાર કૃપા હોય તો જ આવી મુમુક્ષા પ્રાપ્ત થાય છે.

મનુષ્યજન્મની પ્રાપ્તિ બાદ મોક્ષપ્રાપ્તિની ઇચ્છા થવી તે બન્ને ઈશ્વરકૃપા વિના સંભવ નથી. જો કોઈને ઈશ્વરકૃપાથી મનુષ્યજન્મ અને મુમુક્ષા બન્ને પ્રાપ્ત હોય છતાં જો પથદર્શક ન મળે, તો બન્ને નકામાં અને નિરર્થક બની જાય છે. આત્મજ્ઞાનનું શ્રવણ કરાવે તેવા મહાત્મા કે ગુરુ પ્રાપ્ત ન થાય ત્યાં સુધી સ્વસ્વરૂપનું જ્ઞાન થતું નથી. કેટલાક જ્ઞાનીગુરુની પાસે જ રહેતા હોય, છતાં તેમને મોક્ષની ઇચ્છા નથી હોતી માટે જ્ઞાન થતું નથી. માટે સંતોએ ગાયું છે,

દાયણ બિચારી શું કરે, મુદ્દે હમેલ રહ્યા નથી;
જ્ઞાની ગુરુજી શું કરે, છતમાં જખમ લાગ્યા નથી.
અજી કૌરવો જાતે મરે, પ્રીતિ ધર્મથી અવળા ફરે;
ખુદ કૃષ્ણજી ત્યાં શું કરે, મદ મોહ કામ ગયા નથી.
(સાગર મહારાજ)

જગદ્ગુરુ તરીકે સ્વીકારાયેલા હોવા છતાં ભગવાન શ્રીકૃષ્ણ કૌરવોના સાથ, સંગાથ અને સાંનિધ્યમાં રહીને પણ કૌરવોને જ્ઞાનદાન આપી શક્યા નહીં. કારણકે કૌરવોનું બુદ્ધિરૂપી પાત્ર જ કાણાવાળું અને ઊંધુ હતું. તેથી તેઓ ન તો જ્ઞાનગ્રહણ કરી શક્યા કે ન તો શિષ્યભાવે શરણાગતિનો સ્વીકાર કરી શક્યા. આમ, દુર્ભાગ્યે કેટલાંયને સંતસમાગમ ઉપલબ્ધ હોય છતાં સ્વયંની પાત્રતાના અભાવે ન મળે મોક્ષ કે ન થઈ શકે તે મુમુક્ષુ. મોક્ષની ઇચ્છા હોય, પણ ગુરુ ન મળે તો પણ નિરર્થક અને ગુરુ પાસે હોય, પણ મોક્ષની ઇચ્છા જ

ન હોય તો પણ જીવનમાં સરિયામ નિષ્ફળતા જ છે. જેમને મોક્ષની ઇચ્છા પણ છે અને ગુરુ પણ પ્રાપ્ત છે, તે ખરેખર પરમાત્માની પસંદગીનું પ્રિય પાત્ર બની ચૂકેલા છે. જે મુમુક્ષુઓને સંત કે મહાત્માનો સમાગમ ઉપલબ્ધ છે અને જેઓ સદ્‌ગુરુશરણ લઈ શક્યા છે તેમનું આ છેલ્લું મરણ છે અગર કહો કે તેમનો અંતિમ આ જન્મ છે.

(છંદ–ઇન્દ્રવંશા)

लब्ध्वा कथञ्चिन्नरजन्म दुर्लभं
तत्रापि पुंस्त्वं श्रुतिपारदर्शनम् ।
यः स्वात्ममुक्तौ न यतेत मूढधीः
स आत्महा स्वं विनिहन्त्यसद्ग्रहात् ।।४।।

कथञ्चित् = કોઈ પણ પ્રકારે કરીને
दुर्लभम् = દુર્લભ (એવો)
नरजन्म = મનુષ્યજન્મ
लब्ध्वा = પ્રાપ્ત કરીને
तत्र अपि = તેમાં પણ
श्रुतिपारदर्शनम् = વેદોના અર્થનો પાર (વેદોનું તાત્પર્ય) જાણી શકાય
पुंस्त्वम् = (એવા)પુરુષત્વને (પામીને)
यः मूढधीः = જે મૂઢમતિ
स्वात्ममुक्तौ = પોતાની મુક્તિ માટે
न यतेत = પ્રયત્ન નથી કરતો
सः आत्महा = તે આત્મઘાતી
असद्ग्रहात् = મિથ્યા સંસારમાં આસક્તિને કારણે
स्वम् = પોતાની જાતને
विनिहन्ति = હણે છે.

મનુષ્યજન્મ પ્રાપ્ત હોવા છતાં, શ્રુતિના તાત્પર્યને જાણી શકે તેવું પૌરુષત્વ હોવા છતાં, જે કોઈ આ જીવાત્માને બંધનમાંથી મુક્ત કરવા માટે પ્રયત્ન કરતો નથી, તે પોતાની જાતને હણનારો છે, આત્મઘાત કરનારો છે, આત્મહનન કરનારો છે. વાસનાથી પ્રેરાઈને, કર્તાભાવસહિત થયેલું કર્મ, જીવાત્માનું સૌથી મોટું બંધન છે. આવાં કર્મો આપણે માત્ર જાગ્રત અવસ્થામાં જ કરતાં નથી, સ્વપ્નાવસ્થામાં પણ ઉપચેતન મનનું માનસિક કર્મ ચાલતું જ હોય છે. અવસ્થાભેદથી મનનાં ચાર પ્રકાર છે; ચેતન મન, અચેતન મન,

એટલે ફળ અવશ્ય મળે અને કર્મનો કર્તા ફળથી કદાપિ છૂટી શકે નહીં. જો કર્મનું ફળ આ જન્મે ન મળે તો કર્મફળની પ્રબળ વાસના બીજું શરીર ધારણ કરવા પ્રેરે છે. નેવું વર્ષની ઉંમરે પહોંચેલું શરીર, અમુક કર્મફળ ભોગવવામાં સાથ આપી શકે તેમ ન હોય, તો તે કર્મફળનો ભોગ કરવા બીજું શરીર ધારણ કરવાની ફરજ પડે છે. નવા યુવાન શરીરને પ્રાપ્ત કરવા માટે આ વૃદ્ધ શરીર છોડીને, બીજું શરીર ધારણ કરવું પડે છે. અનેક પ્રકારના કર્મોના ફળ ભોગવવા, વારંવાર શરીર ધારણ કરવું પડે છે અને છોડવું પડે છે, અર્થાત્ જન્મવું પડે અને મરવું પડે છે. આમ, મોક્ષની પ્રાપ્તિ માટે પ્રયત્ન ન કરનાર વારંવાર પોતાની જાતને મૃત્યુના મુખમાં ધકેલી રહ્યો છે માટે તેને **'आत्महा'** અર્થાત્ પોતાને જ હણનારો કહ્યો છે.

અન્ય અભિગમથી વિચાર કરતાં, એક બીજો અર્થ અભિપ્રેત થાય છે. જ્યાં સુધી જ્ઞાન ન થાય કે હું સચ્ચિદાનંદ આત્મા છું ત્યાં સુધી અજ્ઞાનમાં આપણે પોતાને શરીર માનીએ છીએ. શરીર ચેતન નથી પરંતુ જડ છે. શરીરની જડતા સૌ કોઈ જાણે છે કારણકે પ્રાણ(જીવ) નીકળી ગયા પછી નિશ્ચેષ્ટ થયેલાં શરીરો બધાએ જોયા છે. જે જડ હોય તે કદી જીવિત ન હોઈ શકે. જેમ ટેબલ, ખુરશી, આદિ જડ છે માટે સદા મરેલાં જ છે તેમ જો શરીર જડ છે તો સદા મરેલું જ કહેવાય. જે ક્ષણે આપણે નિર્ણય કર્યો કે હું શરીર છું તે જ ક્ષણે આપણે જડ થયા અને આપણે આપણી જાતને મરેલી જાહેર કરી. આપણે ચેતન હોવા છતાં, જડ અને મરેલા દેહને 'હું' માન્યું એટલે આપણે આપણું હનન કર્યું કહેવાય.શરીરને માર્યા વિના પણ પોતાને મૃતદેહ માનવું એ આપણે આપણી કરેલી આત્મહત્યા જ છે.

અત્રે સમજવાનું છે કે જે કોઈ આ મિથ્યા જગતમાં, જુઠા જગતમાં આસક્ત બનીને, જડ અને અસત પદાર્થો દ્વારા ભોગ ભોગવીને, ' હું શરીર છું' એવી ભાવના દ્વારા જીવવાનો પ્રયત્ન કરે છે એવા સૌ આત્મહત્યા કરનારા છે. પરંતુ જેઓ શરીરને સ્વયંથી અન્ય માને છે અને પોતાને કર્મના બંધનમાંથી છોડાવવાનો પ્રયાસ કરે છે તેઓ જ ખરેખર પોતાનો ઉધ્ધાર કરે છે. મનુષ્યજન્મ

ઉપચેતન મન અને પરાચેતન મન. જાગ્રત અવસ્થામાં સ્થૂળ શરીર અને ઇન્દ્રિયો દ્વારા જે કંઈ કર્મ કરીએ છીએ તે ચેતન મન દ્વારા થતાં હોય છે, અર્થાત્ જાગ્રત અવસ્થામાં આપણે ચેતન મન દ્વારા જ બોલીએ છીએ, સાંભળીએ છીએ, ચાલીએ છીએ, વિચારીએ છીએ. સ્વપ્નાવસ્થા સમયે સ્વપ્નસૃષ્ટિમાં આપણે જે વિહાર કરીએ છીએ, વ્યવહાર કરીએ છીએ, તેનું સંચાલન ઉપચેતન મન કરે છે. જાગ્રત અવસ્થામાં અતૃપ્ત રહેલી વાસનાઓ અચેતન મનમાં સંગ્રહિત થાય છે. અચેતન મન ભંડાર કે કોઠારનું કામ કરે છે. જેમ રસોડાની બાજુમાં રાખેલા ભંડારમાંથી, જરૂર મુજબની વસ્તુ કાઢીને રોજ આપણે ભોજન તૈયાર કરીએ છીએ, તેમ અચેતન મનરૂપી ભંડાર કે સંગ્રહસ્થાનમાંથી વાસનાઓ લઈને આપણું ઉપચેતન મન સ્વપ્નનું સર્જન કરતું રહે છે. જાગ્રત અને સ્વપ્ન બન્ને અવસ્થાઓમાં સતત કર્મ થતું રહે છે. શરીર જાગતું હોય કે ઊંઘતું હોય, સ્થૂળસૃષ્ટિમાં સ્થૂળશરીરનું કર્મ હોય કે સૂક્ષ્મ સ્વપ્નસૃષ્ટિમાં મનનું કર્મ હોય, પણ એક વાત નિશ્ચિત છે કે આપણે સતત કર્મ કરતાં હોઈએ છીએ.

કર્મ કરતી વખતે આપણને સતત એવું ભાન રહે છે કે 'હું કર્તા છું'. વસ્તુતઃ જે કર્મ શરીર દ્વારા થાય છે તે શરીરનું કર્મ છે આત્માનું નથી. જે માનસિક કર્મ થાય છે તે મનનું છે, નિર્ણય લેવાનું જે કર્મ થાય છે તે બુદ્ધિનું છે અને બોલવાનું જે કર્મ થાય છે તે વાણીનું છે. આમ, કર્મ મારાં નથી માટે હું કર્તા હોઈ શકું નહીં. હું શરીર, ઇન્દ્રિયો, મન, બુદ્ધિ, અહંકાર અને તેમના કર્મોને જાણનારો તેમનો સાક્ષી છું. હું સાક્ષી છું માટે જ બોલતાં બોલતાં વાણીથી જો ભૂલ થઈ જાય તો મને સમજાય છે અને હું ભૂલ સુધારી શકું છું. હું બુદ્ધિનો સાક્ષી હોવાથી જ એમ કહું છું કે 'મારી બુદ્ધિ બહેર મારી ગઈ છે,' 'હમણાં નિર્ણય લઈ શકું તેમ નથી'. આત્મસ્વરૂપથી હું શરીર અને ઇન્દ્રિયોનો સાક્ષી છું પણ જ્યારે પોતાને શરીર કે ઇન્દ્રિય માનીને કર્મ કરું છું ત્યારે હું કર્તા બનું છું. જો કર્તા બનીએ તો ભોક્તા પણ બનવું જ પડે, કારણ કે ફળ-પ્રાપ્તિના વિષયમાં આપણે પરતંત્ર છીએ. જ્યાં જ્યાં ક્રિયા છે ત્યાં ત્યાં પ્રતિક્રિયા છે અને કોઈ પણ ક્રિયા પ્રતિક્રિયા રહિત હોતી નથી. કર્મ થાય

હોય, પૌરુષત્વ હોય, મોક્ષની ઇચ્છા હોય, સદ્‌ગુરુનો સમાગમ હોય છતાં જો આપણે આત્મજ્ઞાનના પંથે પ્રયત્ન ન કરીએ તો તે પોતાની જાતને હણવા તુલ્ય છે, પોતે જ પોતાના પગ પર કુહાડી મારવા જેવું છે.

(છંદ–અનુષ્ટુપ)

इतः कोन्वस्ति मूढात्मा यस्तु स्वार्थे प्रमाद्यति ।
दुर्लभं मानुषं देहं प्राप्य तत्रापि पौरुषम् ।।५।।

| | | | |
|---|---|---|---|
| दुर्लभम् | = દુર્લભ એવો | स्वार्थे | = (તત્ત્વજ્ઞાનરૂપી) સ્વાર્થ સાધવામાં |
| मानुषं देहम् | = મનુષ્ય દેહ | | |
| तत्र अपि | = તેમાં વળી | प्रमाद्यति | = પ્રમાદ કરે છે |
| पौरुषम् | = પૌરુષત્વને | इतः | = તેના કરતાં |
| प्राप्य | = પ્રાપ્ત કરવા | मूढात्मा | = મૂઢ બુદ્ધિવાળો |
| तु | = છતાં પણ | नु कः | = ખરેખર કોણ |
| यः | = જે | अस्ति | = હોઈ શકે? |

દુર્લભ મનુષ્યશરીરને અને તેમાં પણ પૌરુષત્વ પ્રાપ્ત હોવા છતાં, જે કોઈ સાચો સ્વાર્થ સાધવાનો પ્રયત્ન કરતો નથી તેનાથી મૂર્ખ બીજો કોઈ હોઈ શકે નહીં. જે પરાર્થ હોય અર્થાત્ બીજાને માટે હોય તેમાં પ્રમાદ થાય તે સ્વાભાવિક છે પણ જે પોતાનો સ્વાર્થ સાધવામાં પણ પ્રમાદ કરે છે તેનાથી વધારે મૂર્ખ કે મૂઢ બીજો કોણ હોઈ શકે? પોતાના સ્વરૂપને જાણવામાં જ આપણો સાચો સ્વાર્થ છૂપાયેલો છે કારણકે તેનાથી સર્વ દુ:ખોની નિવૃત્તિ અને પરમાનંદની પ્રાપ્તિ થાય છે.

જે જાણે છે કે પોતે જાણતો નથી છતાં જેનામાં શિષ્ય થવાની અને અજ્ઞાન કબૂલાતની તત્પરતા છે તેવી વ્યક્તિએ સંતોની કે સત્પુરુષોની પ્રેરણાનું પાત્ર બનવું જોઈએ. જે જાણતો નથી પરંતુ પોતે જાણે છે તેવો દાવો કરે છે તેવા મૂઢબુદ્ધિ પણ જ્ઞાનીઓના કૃપાપાત્ર બનવા જોઈએ. જે પોતે સ્વયંના આત્મસ્વરૂપને નિ:શંક રીતે જાણે છે અને પોતાના સ્વરૂપજ્ઞાનમાં

સુદૃઢ અને નિ:સંદેહ છે, તેમનું સજ્જનોએ કે મુમુક્ષુઓએ અનુકરણ કરવું જોઈએ. પરંતુ જેઓ પોતે સ્વરૂપ વિશે કંઈ જાણતા જ નથી, ઉપરાંત નથી જાણતા તેવું પણ જાણતા નથી, તેમની સાથે કેવો વ્યવહાર કરવો એ પ્રશ્ન સદાકાળથી ઊભો છે.

જ્યાં સુધી આપણે 'મૂર્ખ' જ છીએ ત્યાં સુધી તો વાંધો જ નથી, પણ જો મૂઢતામાં પ્રવેશ થઈ જશે તો ખુદ પરમાત્મા પણઆપણો ઉદ્ધાર કરી શકશે નહીં. 'મૂર્ખ' અને 'મૂઢ' આ બે શબ્દોમાં થોડો ભેદ છે. જે મૂર્ખ છે તે અજ્ઞાની છે અને તે કબૂલવા તૈયાર છે કે 'હું મૂર્ખ છું', 'હું અજ્ઞાની છું', 'મને ખબર નથી'. ભગવાન પણ આવા મૂર્ખ અજ્ઞાનીનો સ્વીકાર કરે છે અને તેને જ્ઞાનપ્રદાન કરે છે. મૂર્ખ એટલે જે ખરેખર ઊંઘે છે. જેમ ખરેખર ઊંઘતા માણસને તેનું નામ લઈને બોલાવીએ એટલે તરત જાગી જાય, તેમ મૂર્ખ હોય તેને જ્ઞાન આપી કલ્યાણમાર્ગે પ્રેરણા પ્રદાન કરી શકાય. પરંતુ જે ખરેખર ઊંઘતો નથી છતાં ઊંઘવાનો ઢોંગ કરે છે તેને જગાડી શકાય નહીં. એવા ઢોંગીને મૂઢ કહેવાય; એને ખબર છે કે કોઈ એને જગાડી રહ્યું છે, એ પોતાનું નામ પણ સાંભળે છે અને છતાં ઊઠતો નથી. જેને સ્વયં જાગવું ન હોય તેને કોણ જગાડી શકે? જે મૂર્ખ છે, તે તો કહે છે કે,' હું અજ્ઞાની છું, કૃપા કરી મને જ્ઞાન આપો.' પણ જે મૂઢ છે તે પોતાનું અજ્ઞાન કબૂલવા જ તૈયાર નથી. મૂઢ તેને કહેવાય જે જ્ઞાની નથી પણ જ્ઞાની હોવાનો ઢોંગ કરે છે. આપણે પરમાત્માને પ્રાર્થના કરવી જોઈએ કે આપણને આવી મૂઢતામાં ન નાંખી દે, જેથી જ્ઞાન ન હોય છતાં આપણે જ્ઞાની હોવાનો દાવો કરીએ, ત્યાગનો લેશમાત્ર અંશ ન હોય અને છતાં ત્યાગની મૂર્તિ કહેવડાવવાનો પ્રયાસ કરીએ, એક રતિભર વસ્તુ હાથમાંથી છૂટે નહીં અને છતાં કર્ણ જેવા દાનવીર હોવાનો દાવો કરીએ.જેઓ ખરેખર પોતાનું કલ્યાણ ઇચ્છતા હોય તેમણે આવી મૂઢતાનો ત્યાગ કરવો જોઈએ. કારણ કે જેનામાં પોતાનું અજ્ઞાન કબૂલવાની, તેમ જ પોતાની મર્યાદાઓ સ્વીકારવાની હિંમત હોય, તે જ જ્ઞાનમાર્ગે પોતાનું કલ્યાણ સાધી શકે છે.

(છંદ-ઉપજાતિ)

पठन्तु शास्त्राणि यजन्तु देवान्
कुर्वन्तु कर्माणि भजन्तु देवताः ।
आत्मैक्यबोधेन विना विमुक्तिः
न सिध्यति ब्रह्मशतान्तरेऽपि ।।६।।

| | | | |
|---|---|---|---|
| शास्त्राणि | = શાસ્ત્રો | आत्म-ऐक्य-बोधेन | = જીવ-બ્રહ્મની એકતાના જ્ઞાન |
| पठन्तु | = ભણે | | |
| देवान् | = દેવોનું | विना | = વગર |
| यजन्तु | = પૂજન કરે, | ब्रह्मशतान्तरे | = સો બ્રહ્મા થઈ જાય તેટલા કાળે |
| कर्माणि | = કર્મો | | |
| कुर्वन्तु | = કરે (કે) | अपि | = પણ |
| देवताः | = દેવોને | विमुक्तिः | = મુક્તિ |
| भजन्तु | = ભજે. | न सिध्यति | = પ્રાપ્ત થતી નથી. |

કોઈપણ વ્યક્તિ ભલે ગમે તેટલી મહાન હોય, ખ્યાતનામ હોય અને તે શાસ્ત્રોને ભણે કે ભણાવે, દેવોને ઉદ્દેશીને પૂજાપાઠ કરે કે કરાવે, સારાં નરસાં અનેક કર્મો કરે કે કરાવે પરંતુ જીવાત્મા અને પરમાત્માના એકત્વના જ્ઞાન વિના અર્થાત્ જીવ અને બ્રહ્મના અભેદજ્ઞાન વિના અગર જીવ એ જ બ્રહ્મ છે એવા તારતમ્યનો સાક્ષાત્કાર કર્યા વિના સો બ્રહ્માના કાળપર્યંત પણ મુક્ત થઈ શકે તેમ નથી. જો કોઈ એવી ભ્રાંતિમાં હોય કે શાસ્ત્રના પઠન, પાઠન કે કંઠસ્થ કરવા માત્રથી મોક્ષ મળશે, તો એ સત્ય નથી. કારણકે શાસ્ત્ર આપણને માત્ર પરોક્ષજ્ઞાન જ આપી શકે, તેનાથી અપરોક્ષજ્ઞાન કે અજ્ઞાનની આત્યંતિક નિવૃત્તિ થઈ શકે નહીં. ધારો કે આપને બદરીકેદાર જવું છે, તે માટે આપ પર્યટકમાહિતીકેન્દ્રમાં ગયા, ત્યાં માહિતી-અધિકારીને મળ્યા અને માહિતી પૂછી. માહિતી-અધિકારીએ આપની સમક્ષ બદરીકેદારનું સવિસ્તાર શબ્દચિત્ર રજુ કર્યું અને જરૂરી નકશાઓ પણ આપ્યા. માહિતી-અધિકારીએ કરાવેલું બદરીકેદારનું શબ્દદર્શન એટલું આબેહૂબ હતું

કે તેનું શ્રવણ કરતાં, આપ જાણે કે બદરીકેદાર જ પહોંચી ગયા! અત્યંત પ્રસન્ન થઈ આપ માહિતી–અધિકારીને પૂછો છો, ''સાહેબ! આપે બદરીકેદારની યાત્રા વિશે ખૂબ સુંદર અને સ્પષ્ટ માહિતી આપી; આપ બદરીકેદાર કેટલીવાર જઈ આવ્યા?'' માહિતી–અધિકારી આશ્ચર્ય સાથે ઉત્તર આપે છે, ''હું બદરીકેદાર એકપણ વાર ગયો નથી, મેં માત્ર માહિતીપુસ્તિકાઓ જ વાંચી છે, આટલી માહિતી હોવા છતાં બદરીકેદાર જવાની મારી ઇચ્છા હજી અપૂર્ણ જ છે.'' જેમ માહિતી–અધિકારી પાસે, માત્ર પુસ્તકો દ્વારા મેળવેલી માહિતી જ હતી, માહિતી ગમે તેટલી વિસ્તૃત કેમ ન હોય, પરંતુ તેનાથી બદરીકેદારની યાત્રાનો સંતોષ થઈ શકે નહીં, તેમ શાસ્ત્રો દ્વારા ખબર પડે કે 'હું સત્–ચિત્–આનંદ છું, નિરાકાર છું,અજન્મા છું,' પણ એવા શબ્દોના જ્ઞાનને આપણા આનંદ સ્વરૂપનો અપરોક્ષ અનુભવ ન કહેવાય. શંકરાચાર્યજી અત્રે એવું જ કહેવા માગે છે. શાસ્ત્રોથી મળેલા જ્ઞાનને પરોક્ષજ્ઞાન કે માહિતી કહેવાય. શાસ્ત્રોના પઠન–પાઠનથી પરોક્ષજ્ઞાન અવશ્ય પ્રાપ્ત થાય છે, પરંતુ આ માહિતીતુલ્ય પરોક્ષજ્ઞાનને,સ્વસ્વરૂપનું અપરોક્ષજ્ઞાન કહી શકાય નહીં. અપરોક્ષજ્ઞાન માટે શાસ્ત્રો દ્વારા પ્રાપ્ત થયેલી માહિતી કે પરોક્ષજ્ઞાન ઉપર ચિંતન–મનન કરી, તેને આત્મસાત્ કરવું પડે કે 'હું બ્રહ્મ છું.' 'હું બ્રહ્મ છું' એવા અપરોક્ષજ્ઞાનને જ મોક્ષ કે મુક્તિ કહેવામાં આવે છે.

દેવોને ઉદ્દેશીને પૂજાપાઠ, યજન, યાગ, હોમ વગેરે કરવાથી પણ આત્મસાક્ષાત્કાર થઈ શકે તેમ નથી. આવાં કર્મો કરવાથી દેવો પ્રસન્ન થાય અને ભૌતિક પદાર્થોની ઉપલબ્ધિ થાય, પણ સ્વસ્વરૂપનું જ્ઞાન થઈ શકે નહીં. ઉપરોક્ત કથનથી સહેજે પ્રશ્ન થાય કે પૂજન, યજન વગેરે કરવાનો ઉપદેશ તો શાસ્ત્રોએ જ આપ્યો છે તો શું શાસ્ત્રો ખોટા માનીએ? ના વાત એમ નથી. પૂજન, યજન વગેરે કર્મો કરવાનો ઉપદેશ શાસ્ત્રોએ અવશ્ય આપ્યો છે પણ આપણે કર્મોની મર્યાદા નહીં સમજીએ તો આત્મસાક્ષાત્કારને પંથે એક ડગલું પણ આગળ વધી શકીશું નહીં. કર્મોની મર્યાદા અર્થાત્ કર્મો સાધકને ક્યાં સુધી પહોંચાડી શકે તેનો સ્પષ્ટ ખ્યાલ. આવાં પૂજન, યજન

વગેરે કર્મો વડે જે આપણને પ્રાપ્ત નથી તેવી અપ્રાપ્ય વસ્તુ કે પરિસ્થિતિની પ્રાપ્તિ થઈ શકશે, પરંતુ જે સૌને પ્રાપ્ત જ છે તે સૌનું આત્મસ્વરૂપ કંઈ યજ્ઞથી, કર્મથી કે હવનથી પ્રાપ્ત થઈ શકે તેમ નથી. માટે જો આપણે મોક્ષમાર્ગના પથિક બની ચૂક્યા હોઈએ તો આવી ક્રિયાઓ આપણને મદદરૂપ થઈ શકે નહીં. માત્ર શંકરાચાર્યજી જ નહીં, ઉપનિષદો પણ આવું જ કહે છે.

''यो वा एतदक्षरं गार्ग्यविदित्वाऽस्मिँल्लोके जुहोति
यजते तपस्तप्यते बहूनि वर्ष सहस्राण्यन्तवदेवास्य तद्भवति ।''

(બૃહદારણ્યકોપનિષદ ૩/૮/૧૦)

'' હે ગાર્ગી! આ લોકમાં જે કોઈ આ અક્ષરબ્રહ્મને જાણ્યા વિના જ હવન, યજ્ઞ, વગેરે કર્મ તથા હજારો વર્ષપર્યંત તપ પણ કરે છે, તેનું તે સર્વ કર્મ નાશવાન જ થઈ જાય છે.'' કોઈ પણ અંતવાન અનંત આત્માની પ્રાપ્તિ કરાવી શકે નહીં. કોઈ પણ કર્મ નાશવાન વસ્તુ જ અપાવી શકે, કારણકે કર્મ સ્વયં અનંતકાળ સુધી ચાલતું નથી. કોઈ પણ કર્મ અમુક સમયે શરૂ થાય છે અને અમુક સમયમાં જ પૂરું થાય છે. આવાં કર્મો વડે જે તત્ત્વ સમયની પેલે પાર છે, સમયથી પર છે તેની પ્રાપ્તિ થઈ શકે નહીં.

કર્મ આત્મસાક્ષાત્કાર કરાવી શકે તેમ ન હોવા છતાં, શાસ્ત્રોમાં કર્મની જે સ્તુતિ કે પ્રશંસા કરવામાં આવી છે, તે કર્મના અધિકારીને લક્ષમાં રાખીને અધિકારભેદે અપાયેલો ઉપદેશ છે. કર્મ અદૃશ્ય ઈશ્વરમાં શ્રદ્ધા ઉત્પન્ન કરી શકે છે અને ઈશ્વરમાં શ્રદ્ધા, શ્રેયમાર્ગનું પ્રથમ પગથિયું છે. કર્મ નિર્ગુણ-નિરાકાર પરમાત્માને પામવાની પ્રેરણા આપી શકે છે. નરસિંહ મહેતાને સાકારની પૂજા કરતાં કરતાં એકવાર એવો પ્રશ્ન જાગ્યો કે,' હું અને જેની હું પૂજા કરું છું તે પરમાત્મા બન્ને જુદા છીએ કે અભિન્ન છીએ? જો પરમાત્મા સર્વવ્યાપક છે તો મારાથી ભિન્ન કઈ રીતે હોઈ શકે? પ્રશ્ન જાગ્યો અને પરમતત્ત્વને જાણવાની પ્રેરણા મળી. આવો જ પ્રશ્ન સ્વામી રામતીર્થને પણ થયો હતો. સ્વામી રામતીર્થ અને ભક્ત નરસિંહ એ બન્ને જ્ઞાની હતા છતાં શરૂઆતમાં તેઓ પણ આવી જ મૂંઝવણભરી અવસ્થામાંથી પસાર

થયેલા હતા. તાત્પર્ય એ છે કે સાધનાકાળમાં તેઓની પણ સંદેહયુક્ત સ્થિતિ હતી,તેમને પણ શંકા થઈ હતી કે, પરમાત્મા સાકાર છે કે નિરાકાર? પરમાત્મા અને મારો ભેદ છે કે અભેદ? આપણા જીવનમાં આવી જ મૂંઝવણભરી અવસ્થામાંથી બહાર નીકળવા આપણે સ્પષ્ટ સમજી લેવું જોઈએ કે મૂર્તિ અને તેનું પૂજન, યજન આદિ સર્વ કર્મો આપણને સાધન તરીકે આપવામાં આવ્યા છે. મૂર્તિપૂજા અંતિમ સાધ્ય નથી, તે કદાપિ જીવનનું અંતિમ લક્ષ્ય બની શકે નહીં. મૂર્તિપૂજા માટે આપણા સમાજમાં એવો ભ્રમ છે કે મૂર્તિપૂજા અંતિમ લક્ષ્ય છે. મૂર્તિપૂજા ખોટી છે કે મૂર્તિપૂજા ન કરવી જોઈએ એવું ક્યાંય લખ્યું નથી, પરંતુ એની મર્યાદા સમજવી જોઈએ. મૂર્તિપૂજા સાધન છે, તેનો ઉપયોગ કરી આગળ વધવું જોઈએ. આત્મસાક્ષાત્કાર કરવો હોય તો સાકારમાંથી નિરાકારમાં પ્રવેશ કરવા પ્રયાણ કરવું જોઈએ. સાકાર તો નિરાકારનું પ્રવેશદ્વાર છે. આપણને નિર્ગુણમાં પ્રવેશ મળે તે માટે પરમાત્માનું સગુણરૂપ દ્વાર માત્ર છે. શરૂઆતમાં આપણે એ દરવાજો ખટખટાવીએ એમાં કંઈ જ વાંધો નથી પરંતુ દરવાજા પાસે જ અટકી જઈએ તે યોગ્ય નથી. સગુણ સાકારરૂપ જો પ્રવેશદ્વાર છે તો તેમાં પ્રવેશ કરી આગળ વધવું જોઈએ.મૂર્તિની પૂજા કરતાં કરતાં એવું સમજવાનું છે કે આ મૂર્તિ, જે આકાર છે, તે ચેતન કે ભગવાન નથી, પરંતુ પ્રાણપ્રતિષ્ઠા દ્વારા તત્ત્વનું મૂર્તિમાં આવાહન કર્યું છે તે ભગવાન છે. જો એમ ન હોત તો આપણે ગમે તે મૂર્તિની પૂજા કરતા હોત, પરંતુ તેમ ન કરતાં માત્ર એવી જ મૂર્તિની પૂજા કરીએ છીએ જેમાં પરમાત્માની પ્રાણપ્રતિષ્ઠા કરેલી હોય.

આપણે માનીએ છીએ કે પ્રાણપ્રતિષ્ઠા કરવાથી મૂર્તિમાં પરમાત્માનો પ્રવેશ થાય છે. હવે વિચાર કરીએ કે પ્રાણપ્રતિષ્ઠાની વિધિ કરવાથી જો પરમાત્મા મૂર્તિમાં આવતા હોય, તો શું કોઈએ પરમાત્માને મૂર્તિમાં પ્રવેશ કરતાં જોયા છે? કોઈએ જોયા નથી અને છતાં પ્રવેશ થાય છે એવું આપણે માનીએ છીએ. માટે આપણે પરમાત્માને આંખે દેખાય તેવા માનતા નથી. આપણે તે પરમાત્માની પૂજા કરીએ છીએ જે પ્રાણપ્રતિષ્ઠા સમયે મૂર્તિમાં આવે છે. આવતા હોવા છતાં આંખે દેખાતા નથી, માટે આપણે નિરાકાર

પરમાત્માની જ પૂજા કરીએ છીએ. આપણે મૂર્તિની પૂજા અવશ્ય કરીએ છીએ પણ આપણે મૂર્તિપૂજક નથી, કારણ કે પરમાત્મા નિરાકાર છે.

જે જે સાકાર વસ્તુ હોય તે એક જ સ્થળમાં હોય છે જેમ આ શરીર એક જ સ્થળમાં છે. સાકાર શરીર એક જ સમયે મુંબઈમાં હોય અને અમદાવાદમાં પણ હોય તેવું કદાપિ બની શકે નહીં. આપણે જેની ઉપાસના કરીએ છીએ તે પરમાત્મા સાકાર હોય તો, પરમાત્મા પણ શરીરની જેમ એક જ સ્થળમાં હોવા જોઈએ. પરંતુ તેવું નથી કારણ કે આપણા દેશમાં અગણિત મંદિરો છે અને તેમાં અસંખ્ય મૂર્તિઓ છે. જો પરમાત્મા સાકાર હોય તો અનેક સ્થળે આવેલાં અનેક મંદિરોમાં અને અનેક મૂર્તિઓમાં કઈ રીતે હોઈ શકે? પરમાત્માના અનેક મંદિરો અને અનેક મૂર્તિઓ હોવાથી જ એવું સિદ્ધ થાય છે કે પરમાત્મા નિરાકાર છે. જેમ આકાશ નિરાકાર હોવાથી જ હજારો ઘડાઓમાં એક સમયે રહી શકે છે તેમ પરમાત્મા નિરાકાર છે માટે જ અનેક મૂર્તિઓમાં એક સમયે રહી શકે છે. ગીતાકાર શ્રીકૃષ્ણ ભગવાને પણ આ વિષયમાં સ્પષ્ટતા કરતાં કહ્યું છે કે

**“मया ततमिदं सर्वं जगदव्यक्तमूर्तिना ।”**

(ભગવદ્‌ગીતા-૯/૪)

“ હું અવ્યક્તમૂર્તિ સ્વરૂપ છું, મારા વડે સર્વ સચરાચર જગત વ્યાપ્ત છે.” શ્રીકૃષ્ણ ભગવાનના શબ્દો ન સમજાયા, સંતોનો ઉપદેશ પણ ન સમજાયો, અને શાસ્ત્રના સંકેતો પણ ન પકડાયા. માટે જ આપણે ભ્રાંતિમાં જીવી રહ્યા છીએ. શાસ્ત્ર અને સંતોએ મૂર્તિપૂજાનો વિરોધ નથી કર્યો, પણ તેની મર્યાદા સમજાવતાં કહ્યું છે કે ‘મૂર્તિપૂજા મૂર્તમાંથી અમૂર્તમાં જવાનું સાધન માત્ર છે, તે કંઈ સાધ્ય નથી પરંતુ વિવેકની અપરિપક્વતાને કારણે જ આવું સત્ય તથ્ય લોકોને સમજાયું નથી.’

પ્રકરણગ્રંથના અભ્યાસ માટે તત્પર થયેલા સાધકને શંકરાચાર્યજી સ્પષ્ટતાપૂર્વક જણાવવા માગે છે કે, જો જીવ અને બ્રહ્મ એક છે એવું જ્ઞાન પ્રાપ્ત નહીં થાય તો સો બ્રહ્માના શાસનકાળપર્યંત પ્રયત્ન કરવા છતાં પણ મુક્તિ

મળશે નહીં.

आत्मैक्यबोधेन विना विमुक्तिः न सिध्यति ब्रह्मशतांतरेऽपि ।

બ્રહ્માના શાસનકાળની ગણતરી ઘણી લાંબી છે. તેની વિશદ વિચારણા, સ્વામી તદ્રૂપાનંદજીના 'અપરોક્ષાનુભૂતિ' પુસ્તકમાં શ્લોક નંબર-૧૧૧માં કરવામાં આવેલી છે. જેની કલ્પના કરવી પણ મુશ્કેલ છે તેટલા કાળપર્યંત પણ હવન, પૂજા, પાઠ વગેરે કર્મો કરતાં રહીશું તો પણ મોક્ષ પ્રાપ્ત થશે નહીં. કર્મ કરનારને ' હું કર્મનો કર્તા છું ' એવો કર્તાભાવ હોય છે. આ કર્તાભાવની ભ્રાંતિ જયાં સુધી વિદ્યમાન છે ત્યાં સુધી ' હું અકર્તા છું ' એવું સ્વરૂપનું જ્ઞાન થઈ શકશે નહીં. હવન કરીશું તો 'હું હવન કરનારો છું ' જપ કરીશું તો ' હું જપ કરનારો છું ', પૂજા કરીશું તો 'હું પૂજા કરનારો છું'. આમ, કોઈ પણ કર્મ કરવાથી આ કર્તાભાવરૂપ અહંકારથી છૂટી શકાશે નહીં. અહંકારથી મુક્તિ જ મોક્ષ છે. માટે મોક્ષ, કર્મ દ્વારા પ્રાપ્ત થઈ શકે તેમ નથી. અજ્ઞાન જ જેનું કારણ છે તેવું બંધન, જ્ઞાન વિના દૂર થશે નહીં.

(છંદ-અનુષ્ટુપ)

अमृतत्वस्य नाऽऽशास्ति वित्तेनेत्येव हि श्रुतिः ।
ब्रवीति कर्मणो मुक्तेरहेतुत्वं स्फुटं यतः ।।७।।

यतः = કારણ કે
अमृतत्वस्य = અમરતાની કે મોક્ષની
वित्तेन = ભૌતિક ધનસંપત્તિથી
आशा = આશા
न अस्ति = નથી
इति एव = એમ જ (એવું જ)
श्रुतिः = ઉપનિષદ
हि = પણ
कर्मणः = કર્મ
मुक्तेः = મુક્તિનું
अहेतुत्वम् = કારણ નથી (એમ)
स्फुटम् = સ્પષ્ટપણે
ब्रवीति = પ્રતિપાદન કરે છે.

ધનથી અમરતાની આશા ન રાખી શકાય. અમરતા એટલે જ આત્મસાક્ષાત્કાર, અપરોક્ષાનુભૂતિ, પોતાના સ્વરૂપનું જ્ઞાન, બંધનથી છૂટકારો,

જીવ-બ્રહ્મનું ઐક્ય, આ સર્વ શબ્દોનું તાત્પર્ય એક જ છે. શ્લોકમાં બીજી મહત્ત્વની વાત કહી કે કર્મ મુક્તિનું કારણ બની શકે નહીં અર્થાત્ કોઈ પણ જાતના કર્મથી મુક્તિ કે મોક્ષ થઈ શકે નહીં. મોટા ભાગના લોકો એવી ભ્રાંતિમાં હોય છે કે અમે સારામાં સારું પુણ્યકર્મ કરીશું તો અમને મોક્ષ મળશે. તેમની આ ભ્રાંતિને નિર્મૂળ કરવા શંકરાચાર્યજી જણાવે છે કે કર્મથી મોક્ષ કદાપિ મળી શકે તેમ નથી. આ કથનથી કોઈને પ્રશ્ન થાય કે,'' આવું કહેવામાં આવશે તો સારાં કર્મો કરશે કોણ ? લોકો શુભ કર્મો કરતાં જ અટકી જશે.'' આ પ્રકરણગ્રંથ મોક્ષનો સંદેશ આપે છે અને ધર્મ, અર્થ તથા કામથી ઉપરામતાની દૃષ્ટિ કેળવવાની સલાહ આપે છે. માટે જ શંકરાચાર્યજી શ્રુતિનો આશ્રય કરીને કહે છે કે, ''કર્મનું મોક્ષમાં હેતુપણું કે કારણપણું નથી.''

'अमृतत्वस्य तु नाऽऽशास्ति वित्तेनेति ।'

(બૃહદારણ્યકોપનિષદ, ૪-૫-૩)

''ધનથી અમર થવાની આશા ન રાખી શકાય.''

આ સૂત્રાત્મક મંત્ર બૃહદારણ્યક ઉપનિષદના ઋષિ યાજ્ઞવલ્ક્યે, પોતાની પત્ની મૈત્રેયીને સંબોધીને કહ્યો છે. જેનું અવતરણ પ્રસ્તુત શ્લોકમાં જોવા મળે છે. યાજ્ઞવલ્ક્ય અને મૈત્રેયીના સંવાદ દ્વારા, આ ઉપનિષદમાં શાસ્ત્રોના રહસ્યોને, ગૂઢ તત્ત્વને ખૂબ સરળતાથી ચર્ચવામાં આવ્યા છે. યાજ્ઞવલ્ક્યને બે પત્ની હતી, મૈત્રેયી અને કાત્યાયની. ધર્મ, અર્થ અને કામથી જેનું મન ઉપરામ થઈ ગયું છે એવા ઋષિ યાજ્ઞવલ્ક્યે, કોઈ આવેગથી નહીં પણ બૌદ્ધિક સમાધાનથી સંન્યાસ ગ્રહણ કરવાનો નિશ્ચય કર્યો. પત્નીની સંમતિ લઈને સંન્યાસ ગ્રહણ કરવાની પ્રણાલિકા છે, એમ વિચારી તેમણે સંન્યાસ લેતા પૂર્વે પોતાની પત્નીઓની રજા માગી. ''તમે મને રજા આપો તો હવે મારે અંતિમ આશ્રમમાં પ્રયાણ કરવું છે, તમે બંને આ સંપત્તિના સરખા ભાગ કરી લો.'' કાત્યાયની સામાન્ય બુદ્ધિવાળી પત્ની હતી; તે ભૌતિક સંપત્તિથી સંતોષ પામી. પરંતુ મૈત્રેયી ભૌતિક પદાર્થોમાં આસક્ત ન હતી, તેને તો ધર્મ, અર્થ અને કામથી ઉપરામ થઈ, તેથી ઉત્કૃષ્ટ પરમ પુરુષાર્થ કે મોક્ષની જ કામના સતાવતી હતી તેથી તેણે ઋષિને કહ્યું, ''તમારે આ ધન, વૈભવ વગેરે

છોડીને કેમ જવું છે? શું આ ધન વ્યર્થ છે? જો ધન નિરર્થક જ હોય, માટીના ઢેફાંતુલ્ય જ હોય, તો જે નકામું છે, નિરર્થક છે તે મને કેમ આપવા ઇચ્છો છો? આપ મને સ્પષ્ટ કહો કે ધન સાર્થક છે કે નિરર્થક? જો સાર્થક હોય તો મારી સાથે રહીને ભોગવો અને નિરર્થક હોય તો, જે કંઈક આપને ધન-વૈભવથી શ્રેષ્ઠ લાધ્યું છે, જે આપની દૃષ્ટિમાં સાર્થક છે તેમાં મને ભાગ આપો.'' તાત્પર્યમાં આ સંવાદમાં મૈત્રેયી આત્મસાક્ષાત્કારની અંતિમ વાત પૂછે છે, ''હે ભગવન્! ધારો કે મને સંપૂર્ણ ધન-ધાન્યથી ભરેલી, આખી પૃથ્વી મળી જાય, તો શું તે ધન પ્રાપ્ત કરીને હું અમર બની શકું?'' ઋષિ યાજ્ઞવલ્ક્ય ગમે તેમ સમજાવીને નાસી જાય તેવા ન હતા, તેમણે મૈત્રેયીને સત્ય કહ્યું, ''**अमृतत्वस्य तु नाऽऽशास्ति वित्तेनेति ।**'' ''હે મૈત્રેયી ! ધનથી અમરતાની આશા ન રાખી શકાય.'' ઉપનિષદની આ પ્રાસંગિક ચર્ચાથી આપણે સમજવાનું કે ધન દ્વારા વૈભવ મેળવી શકાય, વૈરાગ્ય મળી શકે નહીં; ધનથી વિટામિનની ગોળીઓ ખરીદી શકાય, શક્તિ નહીં; બંદૂક ખરીદી શકાય, હિંમત નહીં. શાસ્ત્રીય ગ્રંથોથી થોથાંપોથાંનો ભંડોળ ભેગો કરી શકાય રતિભર જ્ઞાનનો સંચય થઈ શકે નહીં. ટૂંકમાં ધનથી શારીરિક સુખાકારી મળે પરંતુ ન તો શરીરનું આયુષ્ય લંબાવી શકાય કે ન તો શરીરની અમરતાનો સંસ્પર્શ થઈ શકે. પુણ્યકર્મો કરવા માટે પણ ધનનો મોહ રાખવો યોગ્ય નથી. કારણ કે પુણ્યકર્મો કરવા ધન જોઈએ અને ધન પ્રાપ્ત કરવા જો પાપ કરવું પડે તો આ કેવું વિચિત્ર વિષચક્ર છે? માટે જ શાસ્ત્રોએ મુમુક્ષુઓને લાલબત્તી ધરી છે કે પુણ્યકર્મ કરવા જો ધનની આવશ્યકતા હોય અને તેવા ધન માટે જો અનૈતિક વ્યવહાર કે પાપાચરણમાં પડવું પડે તો તેવી અનાચાર વૃત્તિથી ચેતતા રહેજો. આમ, પાપકર્મને પુણ્યનો રંગ લગાડી સ્વર્ગમાં જવાનો પ્રયત્ન કરીશું તો કદાચ સ્વર્ગના ભોગ પણ કારાવાસ જેવા અસહ્ય લાગશે. નિષ્કર્ષમાં સમજવાનું કે મોક્ષ કે મુક્તિ માટે ધન કે તેથી થતાં પુણ્યકર્મોની આવશ્યકતા નથી.

કોઈ પણ કર્મ એ મુક્તિનું સાધન બની શકતું નથી. કારણ કે મુક્તિ મનુષ્યના પ્રયત્નથી પેદા થઈ શકતી નથી. જો 'આત્મા કર્મ દ્વારા પ્રાપ્ત થાય છે' એમ માનીશું તો આત્મા ભવિષ્યમાં પ્રાપ્ત થશે એવું સ્વીકારવું

પડશે. વર્તમાનમાં થતાં કર્મોનું ફળ ભવિષ્યમાં જ મળતું હોય છે. ભલે બહુ થોડા જ સમય પછી મળતું હોય, છતાં એ વાત નિશ્ચિત છે કે કર્મનું ફળ કર્મ પૂરું થયા પછી ભવિષ્યમાં જ મળતું હોય છે. કર્મ દ્વારા આત્મા મળે છે એમ માનતા આત્મા ભવિષ્યમાં મળનારી વસ્તુ થઈ જાય છે. જે ભવિષ્યમાં પ્રાપ્ત થવાનું હોય તેનો અત્યારે જ અભાવ હોવો જોઈએ માટે આત્માનો અત્યારે અભાવ સિદ્ધ થાય. પરંતુ આમ માનવું શાસ્ત્રસંમત નથી. આત્મા સત છે, તેનો કોઈ કાળે અભાવ હોઈ શકે નહીં."नाभावो विद्यते सतः ।" (ભ. ગીતા-૨/૧૬) " સતનો કોઈ કાળે અભાવ હોતો નથી." આવું શ્રીકૃષ્ણ ભગવાનનું વાક્ય છે. કર્મ કરનારને આત્મા અપ્રાપ્ત નથી માટે કર્મ દ્વારા પ્રાપ્ત થઈ શકે નહીં. આત્મા સૌને પ્રાપ્ત જ છે. પ્રાપ્ત હોવા છતાં અજ્ઞાનને લીધે તે જણાતો નથી. અજ્ઞાન દૂર થતાં, જાણે કે પ્રાપ્ત થયો હોય એવું લાગે છે પરંતુ ખરેખર તો એ સદા પ્રાપ્ત જ છે. વાસ્તવમાં આત્મા મેળવવાની વસ્તુ નથી. આત્મા પ્રાપ્ત જ છે. માત્ર આપણે જાણવાનું છે કે 'હું આત્મસ્વરૂપ છું.' અજ્ઞાનનો નાશ કરનારું જ્ઞાન, કર્મથી પ્રાપ્ત થઈ શકે તેમ નથી કારણ કે કર્મ અજ્ઞાનનું વિરોધી નથી. જેમ અંધકારનો નાશ માત્ર તેનો વિરોધી પ્રકાશ દ્વારા જ થઈ શકે, તેમ અજ્ઞાનનો નાશ પણ જીવ-બ્રહ્મના ઐક્યજ્ઞાન દ્વારા જ શક્ય છે.

(છંદ-ઉપજાતિ)

अतो विमुक्त्यै प्रयतेत विद्वान्
संन्यस्तबाह्यार्थसुखस्पृहः सन् ।
सन्तं महान्तं समुपेत्य देशिकं
तेनोपदिष्टार्थसमाहितात्मा ।।८।।

| | | | |
|---|---|---|---|
| अतः | = એટલા માટે | संन्यस्त सन् | = ત્યાગીને |
| विद्वान् | = વિદ્વાને | महान्तम् | = મહાન |
| बाह्य-अर्थ- | = બાહ્ય વિષયના | सन्तम् | = સંત |
| सुख–स्पृहः | = સુખની ઇચ્છાઓ | देशिकम् | = ગુરુ |
| | | समुपेत्य | = સામે ઉપસ્થિત થઈને |

| | | | |
|---|---|---|---|
| तेन | = તેના દ્વારા | समाहितात्मा | = ચિત્તનું સમાધાન કરીને |
| उपदिष्टार्थ | = ઉપદેશાયેલા | विमुक्त्यै | = મુક્તિ માટે |
| | ઉપદેશથી | प्रयतेत | = પ્રયત્ન કરવો. |

## જ્ઞાનપ્રાપ્તિના ઉપાય

કર્મથી, પ્રજોત્પત્તિથી કે ધનથી હજી સુધી કોઈ પણ મુક્ત થયું નથી. અમરતાનો એક માત્ર ઉપાય ત્યાગ છે અને ત્યાગ વડે જ કેટલાક લોકોએ અમૃતત્વ પ્રાપ્ત કર્યું છે. આવો સંદેશ કૈવલ્યોપનિષદમાં, જગતરચયિતા બ્રહ્માજીએ, ઋષિ આશ્વલાયનને આપ્યો છે.

न कर्मणा न प्रजया धनेन त्यागेनैके अमृतत्वमानशुः ।

(કૈવલ્યોપનિષદ-૧/૩)

"કર્મથી નહીં, પ્રજાથી નહીં, ધનથી નહીં, કેટલાકો ત્યાગ વડે જ અમરતાને પામ્યા છે." મોક્ષ કે મુક્તિના અભિલાષીઓએ જીવતાં જ રચેલી પોતાની કબર જેવા, ધનના પિરામિડો ઊભા કરવાની જરૂર નથી., કારણ કે જડ-ધનથી ચેતન ખરીદી શકાય તેમ નથી. ધનનાં ઢગલાઓમાં પોતાને દાટવા કરતાં કોઈ ગુરુ પાસે જઈને જ્ઞાનની માગણી કરવી જોઈએ, મુક્તિનો માર્ગ પૂછવો જોઈએ અને તદનુસાર પ્રયત્ન કરવો જોઈએ.

ઉપનિષદોની દીવા જેવી સ્પષ્ટ વાતોને જાણવા છતાં, જો આપણને કોઈ, સંત-મહાત્માનું શરણ લેવાથી રોકતું હોય તો તે આપણો અહંકાર છે. આપણે જ્ઞાન તો પ્રાપ્ત કરવું છે પણ અહંકારને ઝુકાવવાની આપણી તૈયારી નથી. અહંકારને ઝુકાવ્યા વિના, ક્યારેય આત્મજ્ઞાન થઈ શકે તેમ નથી. આવા જ એક અહંકારી રાજાની વાત છે. આ રાજાના રાજયમાં અનેક વિદ્વાનો, પંડિતો નિવાસ કરતા હતાં. રાજાએ રાજયસભામાં, વિદ્વાન પંડિતોની જ નિમણૂંક કરેલી હોવાથી તેની સભા સર્વદા વિદ્વાનમંત્રીઓથી ભરેલી રહેતી. એકવાર રાજાએ પોતાના વિદ્વાન મંત્રીવર્ગ સમક્ષ પોતાની શંકા રજુ કરી, "આપ સૌ શાસ્ત્રના જ્ઞાતા વિદ્વાનો કહો છો કે ભગવાન સર્વત્ર

છે, કણ-કણમાં વ્યાપ્ત છે, કોઈ જગ્યા કે વસ્તુ એવી નથી જયાં ભગવાન ન હોય. જો આમ હોય તો, આપમાંથી કોઈ, મને ક્યાંક તો ભગવાન બતાવો?'' સભામાં શાંતિ છવાઈ ગઈ. સમાધાન કરવા કોઈ ઊભું થયું નહીં માટે રાજાએ બીજા દિવસની સવાર સુધી તેમને વિચારવાનો સમય આપ્યો અને સાથે ધમકી પણ આપી, ''જો કાલ પ્રાતઃકાળ સુધીમાં આપ મને ભગવાન નહીં બતાવી શકો તો કોઈના ધડ પર મસ્તક નહીં રાખું.'' બીજા દિવસે દરબાર ખાલી રહ્યો, મોતના મુખમાં કોણ જાય? ત્રીજા દિવસે રાજાએ સ્વયં બધા વિદ્વાનોને સભામાં ઉપસ્થિત રહેવાનો હુકમ કર્યો. રાજાના આદેશ પ્રમાણે બધા વિદ્વાનો સભામાં ઉપસ્થિત થયા, પરંતુ અનિચ્છાએ આવેલા વિદ્વાનોથી ભરાયેલી સભા, ઊંડા મૌનમાં ડૂબેલી હતી. રાજાએ પોતાના પ્રશ્નને પુનઃ પ્રગટ કરી સભાની શરૂઆત કરી. આજે રાજાનો અવાજ પહેલેથી જ ક્રોધપૂર્ણ હતો માટે વિદ્વાનોએ મૌન રહેવાનું ઉચિત માન્યું. વિદ્વાનોને નીચા મોંએ બેઠેલા જોઈને, આ પ્રસંગનો સાક્ષી દ્વારપાળ બોલી ઊઠયો, ''હે રાજન્ ! આજ્ઞા આપો તો હું આપની શંકાનું સમાધાન કરવા તૈયાર છું.'' વિદ્વાનોને પણ મૌન ધારણ કરેલા જાણી રાજાએ દ્વારપાળની અવગણના કરી, પરંતુ દ્વારપાળ પુનઃ ઊભો થાય છે અને પોતાની સમર્થતા જાહેર કરે છે. વારંવાર કહેવાથી રાજાએ દ્વારપાળને આપવા ખાતર રજા આપી. અનુમતિ પ્રાપ્ત થતાં જ દ્વારપાળ, જાણે કે પોતે જ નરેશ ન થઈ ગયો હોય તેમ રાજાના સિંહાસન પાસે પહોંચીને રાજાને હુકમ કરે છે, ''હે રાજા ! ભગવાન જોવો હોય તો સિંહાસન છોડીને શીશ નમાવીને ઊભો રહે.'' ઉત્તર મેળવવા આતુર રાજાએ આજ્ઞાનું પાલન કર્યું અને સિંહાસન ખાલી કર્યું. ખાલી થયેલા સિંહાસન પર દ્વારપાળ સ્વયં બેસી જાય છે અને પુનઃ રાજાને સંબોધીને કહે છે, ''જયાં સુધી સમાધાન ન થાય ત્યાં સુધી તારે મસ્તક ઝુકાવીને ઊભા રહેવાનું છે.'' દ્વારપાળ સમક્ષ મસ્તક ઝુકાવી દીધા પછી રાજા ગુસ્સો પણ કરી શકે તેમ ન હતો માટે માથું ઝુકાવીને ઊભો રહે છે. થોડાં સમય પછી રાજા માથું ઊંચુ કરીને બોલે છે, ''હે દરવાન! મને મારો ઉત્તર મળી ગયો, હવે મારે કંઈ જ પૂછવું નથી! મેં મારું મસ્તક ક્યારેય ઝુકાવ્યું ન હતું, મસ્તક ઝુકાવવામાં

કેટલો આનંદ છે તેનો આજે મેં અનુભવ કર્યો. મને સમજાયું કે જેની પાસેથી જ્ઞાન લેવું હોય તેની પાસે મસ્તક નમાવવું જ પડે. આજ્ઞા કરવાથી કદી જ્ઞાન ન મળી શકે.'' રાજા નમ્યો અને બોધ પામ્યો અર્થાત્ રાજાનો અહંકાર ઝૂક્યો અને તેની શંકાનું સમાધાન થયું કે નમ્રતા, શિષ્યભાવ અને નમન વિના ઈશ્વરદર્શન શક્ય નથી. પોતાની પામરતાનો સ્વીકાર કરવો અને ઈશ્વરની મહાનતાને અંગીકાર કરવી, આ ઈશ્વરદર્શનની મુખ્ય શરત છે. તેવું સૂત્ર સત્તાના સિંહાસન પર બેઠો બેઠો અને અહંકારના મદમાં ઊંચે ઊડવાથી રાજા સમજી શક્યો ન હતો. તેથી જ શાસ્ત્રમાં કહ્યું છે કે જેમ પાણીનો સ્વભાવ ઉપરથી નીચે વહેવાનો છે. તેમ જ્ઞાનનો પણ ઉપરથી નીચે તરફ જવાનો નિયમ છે. વ્યાસપીઠ ઊંચી રાખવા પાછળ આ જ પ્રતીકાત્મક સંદેશ છે. માટે શંકરાચાર્યજી કહે છે કે અહંકાર છોડીને, સંતમહાત્મા એવા ગુરુના ચરણમાં શરણ લઈ તેમણે બતાવેલા માર્ગે જ મોક્ષ માટે પ્રયત્ન કરવો જોઈએ. શંકરાચાર્યજીની વાત શ્રુતિ અને સ્મૃતિ સંમત છેં. મુંડક શ્રુતિ કહે છે,

''तद् विज्ञानार्थं स गुरुमेवाभिगच्छेत् समित्पाणिः श्रोत्रियं ब्रह्मनिष्ठम् ।''

(મુંડક ઉપનિષદ-૨/૨/૧૨)

''તેને (પરબ્રહ્મને) જાણવા માટે તે (સાધક) હાથમાં સમિધા લઈને, શ્રોત્રિય અને બ્રહ્મનિષ્ઠ ગુરુ પાસે જ જાય.'' હાથમાં સમિધા લઈને જવાનો સંકેત પણ પ્રતિકાત્મક છે. યજ્ઞમાં હોમવાનાં એક પ્રકારનાં લાકડાંને સમિધા કહેવાય છે. સમિધાનો ભારો લઈને ગુરુચરણમાં ઉપસ્થિત શિષ્ય સાંકેતિક ભાષામાં ગુરુને પ્રાર્થના કરે છે કે, ''હે ગુરુદેવ ! મારું અંતઃકરણ સૂકાયેલાં લાકડાં જેવું છે, એમાં વાસનાનો ભેજ નથી માટે ધુમાડો નહીં થાય. જ્ઞાનાગ્નિની એક જ ચિનગારીથી એમાં જ્ઞાનાગ્નિ પ્રજવલિત થઈ જશે.'' શ્રીમદ્ ભગવદ્ ગીતામાં પણ કહેવાયું છે કે,

''तद्विद्धि प्रणिपातेन परिप्रश्नेन सेवया ।
उपदेक्ष्यन्ति ते ज्ञानं ज्ञानिनस्तत्त्वदर्शिनः ।।''

(ભ.ગી./ ૪-૩૪)

"તેને (પરબ્રહ્મને) પ્રણિપાત, પરિપ્રશ્ન અને સેવા વડે જાણ. તત્ત્વદર્શી જ્ઞાનીઓ તને જ્ઞાનનો ઉપદેશ કરશે." પ્રણિપાત કરીને અર્થાત્ શરીર ઝુકાવીને નહીં પરંતુ અહંકાર ઝુકાવીને જ્ઞાનપ્રાપ્તિ માટે ઉપસ્થિત થવાનું છે. અહંકાર ઝુકાવીને ગુરુશરણમાં જવાથી જ્ઞાન પ્રાપ્ત થઈ શકે તેમ છે. જ્ઞાનપ્રાપ્તિનો આ સિવાય અન્ય કોઈ માર્ગ નથી.

(છંદ-અનુષ્ટુપ)

**उद्धरेदात्मनाऽऽत्मानं मग्नं संसारवारिधौ ।**
**योगारूढत्वमासाद्य सम्यग्दर्शननिष्ठया ।।६।।**

| | | | |
|---|---|---|---|
| **सम्यक्-दर्शन-** | = સમ્યક્ દર્શનમાં | **मग्नम्** | = મગ્ન થયેલી |
| **निष्ठया** | નિષ્ઠા વડે | **आत्मानम्** | = પોતાની જાતનો |
| **योगारूढत्वम्** | = યોગારૂઢપણું | **आत्मना** | = પોતાની જાતે જ |
| **आसाद्य** | = પ્રાપ્ત કરીને | **उद्धरेत्** | = ઉદ્ધાર કરવો. |
| **संसार-वारिधौ** | = સંસારસાગરમાં | | |

**संसारवारिधौ मग्नं आत्मानं आत्मना उद्धरेत् ।**
"સંસારસમુદ્રમાં ડુબેલા આત્માનો આત્મા વડે ઉદ્ધાર કરવો."
જે સંસારસાગરમાં ડુબેલો છે તેનો ઉદ્ધાર કરવાનો છે. ખરેખર સંસારમાં ડુબેલું કોણ છે? બંધન કોણ અનુભવે છે? તેનો સ્પષ્ટ નિર્ણય ન કરવામાં આવે ત્યાં સુધી તેનો ઉદ્ધાર કરવાનું શક્ય બની શકે નહીં. અહીં 'આત્માનો ઉદ્ધાર કરવો' એમ કહેવાયાથી સચ્ચિદાનંદ આત્મસ્વરૂપનો ઉદ્ધાર કરવાનું કહેવાયું નથી. સંસ્કૃતમાં 'આત્મા' શબ્દના સંદર્ભ પ્રમાણે ઘણાં અર્થ થતા હોય છે. સંદર્ભ પ્રમાણે 'આત્મા' શબ્દના સ્થૂળ શરીર, ઇન્દ્રિયો, મન, બુદ્ધિ, જીવાત્મા વગેરે અર્થ પણ થાય છે. સચ્ચિદાનંદ આત્મા નથી સંસારસાગરમાં ડુબેલો કે નથી બંધનનો અનુભવ કરતો, માટે તેના ઉદ્ધારનો પ્રશ્ન હોઈ શકે નહીં. આત્માને દેશનું બંધન નથી કારણ કે તે નિરાકાર છે. જે સાકાર હોય તે એક સમયે એક જ દેશમાં રહે છે માટે તેને દેશનું બંધન હોય છે. શરીર સાકાર હોવાને લીધે એક સમયે એક સ્થળે હોય છે. સર્વત્ર હોતું નથી માટે

શરીરને દેશનું બંધન છે. પરંતુ જેમ નિરાકાર આકાશ, સર્વવ્યાપક હોવાને લીધે દેશની મર્યાદાથી મુક્ત છે તેમ સચ્ચિદાનંદ આત્મા પણ નિરાકાર અને સર્વવ્યાપક હોવાથી દેશમાં બદ્ધ નથી. આત્માને કાળનું બંધન પણ નથી કારણ કે આત્મા જન્મેલો નથી. જે જે જન્મેલું હોય છે તે મૃત્યુ પામવાવાળા હોય છે, જેને આદિ છે તેને અંત હોય છે. જે જન્મ અને મૃત્યુવાળું છે, તે જન્મ અને મૃત્યુની વચ્ચેના કાળમાં સતત વિકાર પામતું રહે છે. શરીર કાળમાં જન્મે છે, કાળમાં મૃત્યુ પામે છે અને કાળક્રમે વિકાર પામતું રહે છે, માટે તે કાળમાં બદ્ધ છે. આત્માને આદિ નથી કે અંત નથી માટે તે અનાદિ અને અનંત કહેવાય છે. આત્મા સત્ય છે, તેમાં કાળાંતરે કોઈ પરિવર્તન પણ થતું નથી. જે સત્ય હોય તે સુધારા, વધારા અને ફેરફારથી પર જ હોય છે. સત્ય કદી નવું કે જૂનું પણ ન હોઈ શકે. તાત્પર્ય એ છે કે સત્યસ્વરૂપ આત્માને કાળનું બંધન પણ હોઈ શકે નહીં. દેશ અને કાળથી મુક્ત આત્માનો ઉદ્ધાર કરવાનું કહેવું યોગ્ય નથી કારણ કે આત્મા સદા મુક્ત જ છે, નિત્ય મુક્ત જ છે.

શરીર તેના ધર્મોથી મુક્ત થઈ શકે તેમ નથી, માટે તેનો ઉદ્ધાર કરવો પણ શક્ય નથી. શરીરનો ધર્મ છે જન્મ લેવો અને મૃત્યુની ગોદમાં વિરામ લેવો. જેને જન્મ અને મૃત્યુ હોય તેને જન્મ-મૃત્યુની વચ્ચે વિકાસ હોય, વિકાર હોય અને પરિવર્તનના પગથિયાં હોય. શરીરનાં સ્થિતિકાળમાં તેનાં છ વિકારો થાય છે; "**अस्ति, जायते, वर्धते, विपरिणमते, अपक्षीयते, विनश्यति** " " શરીર ગર્ભરૂપે છે, જન્મે છે, વૃદ્ધિ પામે છે, પરિણામ પામે છે, ક્ષય પામે છે અને નાશ પામે છે." આ છ વિકારો શરીરના ધર્મો છે. કોઈ પણ પદાર્થ પોતાના ધર્મથી વિરુદ્ધ વર્તી શકે નહીં. બરફ ગરમ ન થઈ શકે, અગ્નિ શીતળતા ન આપી શકે કારણ કે તે તેમનો મૂળભૂત સ્વભાવ છે. તેવી જ રીતે જન્મવું, વિકાર પામવું અને મરવું; શરીરનો સ્વભાવ છે તે તેનાથી કદી મુક્ત થઈ શકે નહીં. જે કદી મુક્ત ન થઈ શકે તેવા શરીરના ઉદ્ધાર માટેનો પ્રયત્ન પણ વ્યર્થ જ પુરવાર થશે.

સંદર્ભનો વિચાર કરતાં સ્પષ્ટ છે કે અહીં 'આત્મા' શબ્દનો અર્થ સચ્ચિદાનંદસ્વરૂપ કે સ્થૂળ શરીર ઘટી શકે નહીં. સચ્ચિદાનંદસ્વરૂપને બંધન નથી અને સ્થૂળ શરીરની મુક્તિનો પ્રશ્ન નથી છતાં બંધનનો અનુભવ તો છે જ. આ બંધનનો અનુભવ કરનારું મન છે અને તેથી અહીં 'આત્મા' શબ્દનો અર્થ મન લેવાનો છે, મનના જ ઉદ્ધારનો પ્રયત્ન કરવાનો છે. મનને જ એવું લાગતું હોય છે કે, 'મારામાં કંઈક ખામી કે ઊણપ છે,' 'હું અશાંત છું', 'હું અપૂર્ણ છું', 'હું ભયભીત છું', 'હું દુઃખી છું'. આ બધા જ ભાવ મન અનુભવે છે અને માટે મનને બંધન જેવું લાગે છે. મન જયારે જયારે બહિર્મુખ થાય છે ત્યારે બંધનનો અનુભવ કરે છે. મનને બંધનનો અનુભવ થવામાં મુખ્ય કારણ, મને પોતે જગતના પદાર્થોમાં ઊભી કરેલી આસક્તિ છે. આ મને જ જગતનાં બધાં પદાર્થોની કિંમત ઊભી કરેલી છે, બીજા કોઈએ નહીં. આપણે જાણીએ છીએ કે, હીરો અને કોલસો બન્ને એક જ પદાર્થ છે, કાર્બનનું જ જુદું જુદું સ્વરૂપ છે. વસ્તુતઃ બન્નેમાં કાંઈ વિશેષતા નથી અને છતાં આપણા મને હીરાની કિંમત ખૂબ ઊંચી આંકી તેને મૂલ્યવાન બનાવી દીધો છે. 'મોતી' પણ માછલીના પેટનો કચરો માત્ર છે છતાં તેના દ્વારા આપણે પોતાને અલંકૃત કરીએ છીએ. એટલું જ નહીં તે કચરાને લટકાવવા માટે ભગવાને આપેલા શરીરમાં પણ કાણાં પાડીએ છીએ. વસ્તુતઃ જગતનાં પદાર્થો મૂલ્યવાન નથી પણ મન દ્વારા જ તેની ઊંચી કિંમત અંકાઈ છે. આપણું મન જ જડ, નાશવાન પદાર્થોની બહુ ઊંચી કિંમત આંકી તેમાં આસક્ત બને છે, તેમની પાછળ આકર્ષાય છે. આસક્ત બનેલું મન અનેક જાતની માગણીઓ ઊભી કરે છે. તેની માગણીઓ અસીમ છે અને આપણા પ્રાપ્તિના સાધનોની સીમા છે. માગ અનંત છે અને માગ પૂરી કરવાની આપણી શક્તિ મર્યાદિત છે. જયારે આપણી મર્યાદિત શક્તિ દ્વારા, મનની અંમર્યાદિત માગણીઓ સંતોષાતી નથી ત્યારે મનને લાગે છે કે આ જગત જીવવા જેવું નથી, જીવનમાં ઊણપ છે. મન પોતે જ આવા વિચારો કરી વિક્ષિપ્ત બને છે. વિક્ષિપ્ત બનેલું અવિવેકી મન વિચારે છે કે, ''મેં જેની ઇચ્છા કરી હતી તે ન મળ્યું, મારે જયાં જવું હતું ત્યાં ન પહોંચાયું, જે પ્રતિષ્ઠા પ્રાપ્ત કરવી છે તે ન મળી,

પ્રતિષ્ઠાના પુષ્પને બદલે અપમાનના હાર મળ્યા, પ્રતિકૂળ સંજોગો પ્રાપ્ત થયા.'' આવા વિચારો કરનારું મન, પોતાને પરતંત્ર જાણી માને છે કે 'હું બંધનમાં છું.' ટૂંકમાં, જીવનમાં અનેક પ્રશ્નો, સમસ્યાઓ મન જ પેદા કરે છે માટે મન જ બંધનનું કારણ છે. કહ્યું પણ છે કે,

''मन एव मनुष्याणां कारणं बन्धमोक्षयोः ।''

'મન જ મનુષ્યોના બંધન અને મુક્તિનું કારણ છે.' મનને બંધન છે કારણ કે તેને જગતના વિષયોમાં આસક્તિ છે, જગતની વ્યક્તિઓમાં આકર્ષણ છે, અનુકૂળ પરિસ્થિતઓને બદલવાની અપેક્ષા છે. પરંતુ જો મનને જગતના કોઈ વિષયમાં આસક્તિ ન હોય, જગતની કોઈ વ્યક્તિમાં આકર્ષણ ન હોય, જગતની પરિસ્થિતિઓને બદલવાની અપેક્ષા કે આકાંક્ષા ન હોય તો દુઃખ નામની વસ્તુ છે જ ક્યાં? અજંપો ક્યાં? નિષ્ફળતા ક્યાં? નિરાશા ક્યાં? હતાશા ક્યાં? તાત્પર્ય કે મન જ બંધન ઊભું કરે છે માટે મન જ બંધનમાંથી મુક્ત કરી શકે તેમ છે. સચ્ચિદાનંદ સ્વરૂપે આપણે નિત્યમુક્ત છીએ, પણ આપણે આપણું સ્વરૂપ છોડી જડ પાછળ દોટ મૂકી માટે બંધનનો ભાવ ઊભો થયો છે, માટે જ દુઃખ હતાશા, નિરાશા, ભગ્નાશાથી ઘેરાયા છીએ, દુઃખ અને દર્દના દરિયામાં ડૂબી ગયા છીએ. આપણે આપણા પોતાના જ ઘરમાં ભૂલા પડ્યા છીએ. ઘરની બારીઓ ખુલ્લી છે, દરવાજા ખુલ્લા છે, છતાં આપણે ઘરમાં કેદ છીએ. બીજે ક્યાંક ભૂલા પડેલાને કોઈક રસ્તો બતાવે, પરંતુ પોતાના ઘરમાં જ ભૂલા પડેલાને રસ્તો કોણ બતાવે? જો બંધન પોતાના મનથી જ ઊભું કરેલું હોય તો મુક્તિનો ઉપાય પણ મનથી અન્ય હોઈ શકે નહીં. મનનું બંધન શીર્ષાસન કરવાથી કે શરીરને આડું, ઊંધુ, ચત્તું કરવાથી ન છૂટે. સંપૂર્ણ ભારતની યાત્રા કરવાથી પણ ન છૂટે કારણ કે બંધન મનમાં છે. માટે શરીર સાથે કોઈ પણ ક્રિયા કરવાથી કે બહારની કોઈ પણ ભૂમિ પર પરિભ્રમણ કરવાથી આંતરિક મનનાં બંધન તૂટે તેમ નથી. આપણે શરીરની ખોટી ખોટી ક્રિયાઓમાં અટવાયેલાં છીએ માટે આદિ શંકરાચાર્યજી આપણને ખોટી ક્રિયાઓમાંથી મુક્ત થવા માટે સંદેશો આપે છે. બંધનથી મુક્ત થવું હોય તો મનને વિવેકવિચાર દ્વારા સમજાવી, મનની કરેલી

અપેક્ષાઓમાંથી છૂટવું જોઈએ. મને જગતના પદાર્થોનું જે મિથ્યા મૂલ્ય આંક્યું છે તેમાંથી છૂટવું જોઈએ, આપણા જીવનમાં આપણે મનની માગોનું કબ્રસ્તાન-સ્મશાન બનાવવું જોઈએ.

જે મન સંસારની વાસના અને સંકલ્પથી મુક્ત થઈ શકે છે તે જ સંસારના પદાર્થોની આસક્તિથી મુક્ત થઈ શકે છે. વાસના અને સંકલ્પ જ ન હોય તો મન ચંચળ ન હોય, ચંચળતા ન હોય તો મનમાં વિક્ષેપ ન હોય. વિક્ષેપ ન હોય તો અશાંતિ ન હોય અને મન શાંત હોય. આવું શાંત મન જ દૃઢ આત્મનિષ્ઠા દ્વારા જ્ઞાનયોગમાં આરૂઢ કરી, આરૂઢ થયેલા વિવેકી મન વડે આપણા અવિવેકી મનને સંસારસાગરમાંથી બહાર કાઢવાનો પ્રયાસ કરવો જોઈએ. વિવેકી મન વડે જ અવિવેકી મનનો ઉદ્ધાર કરવાનો છે માટે જ કહેવાયું છે કે, મન વડે મનનો ઉદ્ધાર કરવો. મન વડે જ મનની દીવાલોને પાર કરવાની છે અને મનથી પર તત્ત્વનો સાક્ષાત્કાર કરવાનો છે.

(છંદ-અનુષ્ટુપ)

संन्यस्य सर्वकर्माणि भवबन्धविमुक्तये ।
यत्यतां पण्डितैर्धीरैरात्माभ्यास उपस्थितैः ।।१०।।

| | | | |
|---|---|---|---|
| **आत्म-अभ्यासे** | = આત્મજ્ઞાનના અભ્યાસમાં | **कर्माणि** | = કર્મોને |
| | | **संन्यस्य** | = છોડીને |
| **उपस्थितैः** | = તત્પર થયેલા | **भवबन्ध-** | = સંસારરૂપી બંધનથી |
| **धीरैः** | = ધૈર્યશીલ | | |
| **पण्डितैः** | = સાધક વિદ્વાનોએ | **विमुक्तये** | = વિમુક્તિ માટે |
| **सर्व** | = બધાં | **यत्यताम्** | = પ્રયત્ન કરવો. |

આત્મચિંતનમાં તત્પર થયેલા ધૈર્યશીલ વિદ્વાનોએ બીજાં બધાં કર્મો અર્થાત્ આત્મચિંતન સિવાયના બધાં કર્મો છોડી માત્ર સંસારરૂપી બંધનથી મુક્ત થવા પ્રયત્ન કરવો જોઈએ. સર્વ કર્મોનો ત્યાગ કરવાનો અધિકાર પ્રાપ્ત કરવા માટે, અત્રે શંકરાચાર્યજીએ જે શરત મૂકી છે તે ખૂબ અગત્યની છે.

જેના જીવનનો દૃઢનિશ્ચય હોય કે ધર્મ, અર્થ અને કામમાંથી કંઈ પ્રાપ્ત કરવું નથી, માત્ર મોક્ષ જ જોઈએ છે તેને સર્વ કર્મના ત્યાગનો ઉપદેશ આપવામાં આવ્યો છે. વળી, આવો નિર્ણય વિદ્વત્તાપૂર્વક અને વિવેકપૂર્વક લેવાયેલો હોવો જોઈએ. જો સ્મશાન વૈરાગ્યથી પ્રેરાઈને કે આવેશમાં આવી જઈને આવો નિર્ણય લીધો હશે તો તે ચિરસ્થાયી નહીં હોય, માટે બૌદ્ધિક સમાધાન દ્વારા જ આવા નિર્ણય પર આવવું જોઈએ. આવા દૃઢ નિશ્ચયવાળો વિદ્વાન કે જેને કેવળ આત્મચિંતન જ કરવું છે તેણે સર્વ કર્મોનો ત્યાગ કરવો જોઈએ, એવું અત્રે કહેવામાં આવ્યું છે. બધા માટે કર્મ છોડવાની વાત નથી કારણ કે માત્ર કર્મ છોડવાથી મોક્ષ પ્રાપ્તિ થઈ જતી નથી.

ઘરબાર છોડીને પેટ માટે રખડનારાઓનો આપણા દેશમાં તોટો નથી, એવા તો કેટલાય હિમાલયમાં રખડતા હોય છે. તેઓ સંસારમાં રખડે કે હિમાલયમાં રખડે, તેથી કશો ફરક પડતો નથી. પૂર્વે તોફાની હોય, બહુ પ્રવૃત્તિ કરનારો હોય અને પછી કદાચ હિમાલયની ગુફામાં ચુપચાપ બેસી રહેનારો થાય, પરંતુ તેથી શું થયું? પહેલા એ મૂર્ખ હતો, હિમાલયમાં જઈને એ શાંતમૂર્ખ બન્યો, પરંતુ મૂર્ખતા ગઈ નથી. જો મૂર્ખતા જવાની ન હોય તો સ્થળની બદલી કરવાથી કે કર્મ છોડવાથી કંઈ ફાયદો થાય નહીં. જેનું મન આત્મવિચાર કે આત્મચિંતનમાં તત્પર થઈ શકે તેવું ન હોય, તેણે તો ક્યાંય ગયા વિના, કર્મ કરતાં કરતાં જ આગળ વધવાનો પ્રયત્ન કરવો જોઈએ. અધિકાર ન હોવા છતાં કોઈ કર્મત્યાગનો પ્રયત્ન કરશે તો ખૂબ દુઃખી થવું પડશે, ખૂબ પસ્તાવું પડશે, એટલા માટે જ સંતો, જ્ઞાનીઓ કહેતા હોય છે કે, 'જયાં છો ત્યાં રહીને જ પ્રયત્ન કરો.' મનની અંદર કર્મનો સુષુપ્ત જવાળામુખી પડયો હોય, 'આ કરવું છે, તે કરવું છે, આ સિદ્ધ કરવું છે પછી પેલું પ્રાપ્ત કરવું છે.' આવી બધી અનેક વાસનાઓ પડી હોય, અને છતાં ક્યાંક ચાલ્યા જઈએ તો બે-પાંચ અઠવાડિયાથી વધુ ત્યાં રહેવાશે નહીં. આપણે જીવનનાં અનેક પ્રશ્નોથી કે રોજીંદા યાંત્રિક જીવનથી જયારે કંટાળી જઈએ છીએ, ત્યારે તેનાથી છૂટવા, થોડા દિવસ માટે ક્યાંક બહાર

જવાનું મન બધાને થાય છે. આવી પરિસ્થિતિ સર્જાય ત્યારે આપણે કોઈ હવાખાવાના સ્થળે જઈને, થોડા દિવસ વિશ્રામ કરવાનું નક્કી કરીએ છીએ. હવાખાવાના સ્થળે ગયા પછી થોડા જ દિવસમાં મન પુનઃ ફરિયાદ કરે છે કે આ નદી-પહાડના દૃશ્યો જોઈને હવે કંટાળો આવે છે, આનાથી છૂટીને પાછા ઘરે જવામાં મઝા છે. આ આપણા જીવનનો અનુભવ છે કે જયારે આપણે કંટાળીને ક્યાંક જઈએ છીએ ત્યારે થોડા જ દિવસમાં પાછા ફરવાનું મન થઈ જાય છે. માટે અત્રે શંકરાચાર્યજી સ્પષ્ટતા કરે છે કે જે આત્મચિંતનનો અધિકારી છે તેણે જ સર્વ કર્મોનો ત્યાગ કરવો જોઈએ, બીજાએ નહીં.

આત્મચિંતન તો જ થઈ શકે જો આપણી પાસે આત્મા-અનાત્માના વિવેકનું જ્ઞાન હોય. આત્મચિંતન કંઈ અર્થહીન દિવાસ્વપ્ન નથી, શેખચલ્લીનો સ્વપ્નવિહાર નથી કે પરિસ્થિતિથી હારેલા પામરની પરિકલ્પના નથી. આત્મચિંતન એટલે આપણા અભય, અજર, અમર આત્મસ્વરૂપનો વિચાર અને આવો વિચાર તે જ કરી શકે જેણે પર્યાપ્ત શ્રવણ કર્યું હોય. માટે અત્રે સમજવાનું કે જેની આત્મચિંતન કરવાની પૂર્ણ તૈયારી છે તેવા વિદ્વાને સર્વ કર્મોનો ત્યાગ કરી, મુક્તિ માટે પ્રયત્ન કરવો જોઈએ. કર્મત્યાગનો સંદેશ આપવા પાછળના કારણનો ઘટસ્ફોટ હવે પછીના શ્લોક દ્વારા કરવામાં આવશે.

(છંદ-અનુષ્ટુપ)

**चित्तस्य शुद्धये कर्म न तु वस्तूपलब्धये ।**
**वस्तुसिद्धिर्विचारेण न किञ्चित्कर्मकोटिभिः ।।११।।**

| | | | |
|---|---|---|---|
| **कर्म** | = કર્મ | **न** | = નહીં. |
| **चित्तस्य** | = અંતઃકરણની | **वस्तुसिद्धिः** | = આત્મજ્ઞાન |
| **शुद्धये** | = શુદ્ધિ માટે (છે) | **विचारेण** | = વિચારથી (થાય છે) |
| **तु** | = પરંતુ | **कर्मकोटिभिः** | = કરોડો કર્મોથી |
| **वस्तु** | = આત્મવસ્તુની | **किञ्चित्** | = લેશ માત્ર પણ |
| **उपलब्धये** | = પ્રાપ્તિ માટે | **न** | = થતું નથી. |

આ શ્લોકમાં કર્મની મર્યાદાનો સ્પષ્ટ ખ્યાલ આપવામાં આવ્યો છે. કર્મથી ચિત્તની શુદ્ધિ અવશ્ય થઈ શકે છે પણ આત્મવસ્તુની પ્રાપ્તિ કર્મ દ્વારા થઈ શકે તેમ નથી. આત્મા સૌને પ્રાપ્ત જ છે માટે આત્માની પ્રાપ્તિ 'પ્રાપ્તની જ પ્રાપ્તિ' છે. જે અપ્રાપ્ય હોય તેની પ્રાપ્તિ કર્મ દ્વારા થઈ શકે, પણ જે પ્રાપ્ત જ છે, તેની પ્રાપ્તિ કર્મ દ્વારા થઈ શકે તેમ નથી. આત્મા સૌને પ્રાપ્ત હોવા છતાં માત્ર અજ્ઞાનને લીધે જ જણાતો નથી, માટે અજ્ઞાનની નિવૃત્તિને જ આત્માની પ્રાપ્તિ કે આત્મજ્ઞાનની પ્રાપ્તિ કહેવાય છે. આત્માને માત્ર જાણવાની જ જરૂર હોવાથી અત્રે કહેવાયું કે આત્મવસ્તુની પ્રાપ્તિ આત્મવિચારથી થાય છે.

**न किञ्चित्कर्मकोटिभिः** કરોડો કર્મો કરવાથી પણ આત્મજ્ઞાન થતું નથી. ખૂબ પુણ્યકર્મો કરીએ, ખૂબ રૂપિયા ખર્ચીને વિષ્ણુયાગ જેવા યજ્ઞો કરીએ કે ચારે ધામની યાત્રા કરીએ પણ તેનાથી મોક્ષ કે મુક્તિ મળી શકે તેમ નથી. એવું પણ નથી કે પૂજા-પાઠ, દેવદર્શન, યાત્રા વગેરે નકામાં છે. આ બધાં કર્મોની ઉપયોગિતા છે અને મર્યાદા પણ છે. ચિત્તશુદ્ધિ માટે આ બધાં કર્મો ઉપયોગી છે પરંતુ યાત્રા કરવાથી, પૂજા કરવાથી, પુણ્યકર્મો કરવાથી, દાન કરવાથી કે નદીઓમાં સ્નાન કરવાથી મોક્ષ મળી શકે નહીં. જો મુક્તિ મેળવવી હોય તો તે માટે આત્મવિચાર જ કરવો પડે, **वस्तुसिद्धिर्विचारेण** । હું કોણ છું? તેની શોધ કર્યા વિના મુક્તિના દરવાજા ખૂલે તેમ નથી. આપણે મુક્ત છીએ પરંતુ 'હું મુક્ત છું' એવું આત્મવિચાર વિના જાણી શકાય તેમ નથી. પ્રથમ કર્મની ઉપયોગીતાનો વિચાર કરીએ. 'કર્મ' એ એક પ્રકારની હોડી છે. જેમ હોડી એક કિનારેથી બીજા કિનારા સુધી પહોંચાડી શકે તેમ આ કર્મ રૂપી હોડી ચિત્તશુદ્ધિરૂપી કિનારા સુધી પહોંચાડી શકે તેમ છે. જો તે કિનારાથી આગળ વધીને પોતાના ચૈતન્ય સ્વરૂપને જાણવું હોય તો હવે તે હોડીને પડતી મુકવી જોઈએ. ચિત્તશુદ્ધિરૂપી કિનારો જ કર્મની અંતિમ સરહદ છે, કર્મની આખરી મર્યાદા છે. ગમે તેવું પવિત્રમાં પવિત્ર કર્મ હોય છતાં તે આત્મસાક્ષાત્કાર સુધી પહોંચાડી શકે તેમ નથી.

આનો અર્થ કોઈ પણ અપરિપક્વ મુમુક્ષુએ એવો કરવાનો નથી કે કર્મો તદ્દન નકામા, નિરર્થક અને કનિષ્ઠ કક્ષાના છે. વાસ્તવમાં તો આપણે વિવેકબુદ્ધિ દ્વારા, કયા કર્મ ક્યાં સુધી ઉપયોગી છે, કયા કર્મો બંધનમાં નાંખનારા છે અને કેવાં કર્મો કરવાથી કર્મમુક્ત રહી શકાય તેમ છે તે જાણી લેવાનું છે. જો કોઈ પણ વ્યક્તિ સકામકર્મ કરે તો તેવા કર્મો કદાપિ નિત્યફળ આપી શકે નહીં, તે સ્પષ્ટ સમજી લેવાનું છે. ઉચ્ચમાં ઉચ્ચ કે ઉત્તમ કક્ષાના યજ્ઞ-યાગાદિ કે સ્નાન-દાનાદિ જેવા કર્મો પણ અંતે તો સ્વર્ગરૂપી અનિત્ય ફળની જ પ્રાપ્તિ કરાવી શકે. માટે જ શ્રીકૃષ્ણ પરમાત્માએ પણ ગીતામાં સ્પષ્ટ કર્યું છે કે,

"ते पुण्यमासाद्य सुरेन्द्रलोकमश्नन्ति दिव्यान्दिविदेवभोगान् ।"

(ગીતા-અ. ૯-૨૦)

"(સકામકર્મ કરનારા) પુણ્યરૂપ સ્વર્ગલોકને પામીને સ્વર્ગમાં દિવ્ય દેવભોગોને ભોગવે છે." આવા દિવ્ય ભોગ જે સકામકર્મોનું ફળ છે તે કંઈ શાશ્વત ફળ નથી, માટે જ લાંબો સમય તેવું ફળ ભોગવીને અંતે તો તે ફળભોગનો નાશ થતાં કે પુણ્યકર્મો ક્ષીણ થતાં તેવા સૌ સકામકર્મી પુણ્યશાળી લોકોને પુનઃ મૃત્યુલોકમાં પાછા ફરવું પડે છે અને જન્મ-મૃત્યુ-જરા જેવી ચક્રગતિ કે વમળમાં પડવું પડે છે. તેવું સમજાવતાં ગીતાકારે કહ્યું છે કે,

"क्षीणे पुण्ये मर्त्यलोके विशन्ति ।" (ભ. ગીતા-અ. ૯-૨૧)

"પુણ્યો ક્ષીણ થતાં (તેઓ) મૃત્યુલોકમાં પ્રવેશે છે." આ ઉપરથી સ્પષ્ટ થાય છે કે કોઈ પણ સકામકર્મ નિત્યફળ આપી શકે નહીં. જ્યારે મુક્તિ, મોક્ષ કે આત્મવસ્તુ તો નિત્યફળ છે. માટે જ અત્રે ઉલ્લેખ છે કે કરોડો સકામ-કર્મથી આત્મવસ્તુ પ્રાપ્ત ન થાય, અને નિષ્કામ કર્મથી પણ સીધે સીધો મોક્ષ, મુક્તિ કે આત્મવસ્તુ સિદ્ધ થઈ શકે નહીં કારણ કે નિષ્કામકર્મનું ફળ કે અંતિમ લક્ષ્ય અંતઃકરણની શુદ્ધિ છે અને અંતઃકરણની શુદ્ધિ એ આત્મજ્ઞાનની નિર્વિવાદ પૂર્વ શરત છે. આથી આત્મજ્ઞાનની ઈચ્છાવાળાએ અજ્ઞાનરૂપી

અંધકાર દૂર કરવાની અપેક્ષાવાળાએ કે જન્મમૃત્યુનો અંત આણવાની આકાંક્ષા-વાળાએ ચિત્તશુદ્ધિ કરવી અનિવાર્ય છે. આમ જોતાં શુદ્ધચિત્તવાળું અંતઃકરણ જ આત્મજ્ઞાનનું અધિકારી બને છે અને આવું શુદ્ધ ચિત્ત કે સૂક્ષ્મબુદ્ધિ જ આત્મજ્ઞાન પ્રાપ્ત કરી મુક્તિ, મોક્ષ કે આત્મસાક્ષાત્કારનું નિત્યફળ મેળવે છે. આથી સ્પષ્ટ થાય છે કે કર્મ તદ્દન નકામા નથી પરંતુ મોક્ષમાર્ગે મુક્તિ માટે અને સાક્ષાત્કારમાં ક્રમે ક્રમે ઉપયોગી છે. તેથી કરીને અપરિપક્વ સાધકે ઉતાવળે આવેશમાં કે આવેગમાં ન તો કર્મ સામે બળવો પોકારવો કે કર્મોને કનિષ્ઠ ગણવા, કે તેનો ત્યાગ કરવો. પરંતુ વિવેક દ્વારા કર્મની સરહદો, લક્ષ્મણરેખા, મર્યાદા જાણી સમજી અને મોક્ષમાર્ગે પોતાના હિતાહિતનો વિચાર કરીને જ આ પંથે ધીરે પણ સાવચેતીથી પ્રસ્થાન કરવા જેવું છે. બાકી ઉતાવળે આગળ વધી પાછળ પડવા જેવું થશે. આવા સર્વાંગી વિકાસલક્ષી સૂચનો શંકરાચાર્યજીએ અહેતુક દયાસિન્ધુ તરીકે દર્શાવ્યા છે. બંધન મન સાથે જોડાયેલું છે. શરીર કે ઇન્દ્રિયોના કર્મ દ્વારા મનનું બંધન તોડી શકાય તેમ નથી. આ શરીરને ગંગાજીમાં હજારો ડૂબકાં ખવડાવીશું તો પણ મોક્ષ મળશે નહીં. અહીં કોઈને શંકા થાય કે શાસ્ત્રો તો એમ પણ કહે છે કે,

''भगवद्गीता किञ्चिदधीता गंगाजललवकणिका पीता ।
सकृदपि यस्य मुरारिसमर्चा तस्य यमः किं कुरुते चर्चाम् ।।''
(ચર્પટપંજરિકા સ્તોત્ર)

''જેણે ભગવદ્ગીતાનું થોડું પણ અધ્યયન કર્યું હોય, ગંગા-જળનું એક બિંદુ પણ પીધું હોય, અથવા મુરારિ ભગવાનનું એકવાર પણ પૂજન કર્યું હોય, તેની ચર્ચા યમદેવ શું કરી શકે? અર્થાત્ તે મૃત્યુના પાશથી છૂટી જાય છે.'' શાસ્ત્રો દ્વારા જયાં આવું કહેવાયું છે તે ખોટું નથી પણ તે શ્રદ્ધાળુ લોકોને શરૂઆતમાં પ્રોત્સાહન આપવા માટે કહેવાયું છે. સ્તુતિ અને હકીકતમાં મોટો તફાવત છે. જે સ્તુતિ માટે કહેવાય તે હકીકત હોય તેવું જરૂરી નથી. માટે ઉપરોક્ત કથનનો એવો અર્થ ન જ કરાય કે માત્ર ગંગાસ્નાનથી મોક્ષ મળી શકે તેમ છે. ગંગાસ્નાનનો મહિમા ગાવાનું તાત્પર્ય કંઈક બીજું

જ છે. ગંગા કિનારે અનેક જ્ઞાની મહાત્માઓ ફરતાં હોય છે. સ્નાનાર્થે ગંગાકિનારે ગયેલા શ્રદ્ધાળુને, અનાયાસે કદાચિત કોઈ મહાત્માનો ભેટો થઈ જાય, તો મહાત્મા સાથે વાતચીત થાય અને વાતચીતથી સત્સંગમાં જવાનું મન થઈ શકે છે. આવો કોઈ શ્રદ્ધાળુ સત્સંગમાં જાય અને થોડું ઘણું શ્રવણ કરે તો સત્સંગનો આશ્રય લઈને તે ધીરે ધીરે જીવન્મુક્તિ સુધીની યાત્રા કરી શકે છે.

"सत्संगत्वे निःसंगत्वं, निःसंगत्वे निर्मोहत्वम् ।
निर्मोहत्वे निश्चलतत्त्वं, निश्चलतत्त्वे जीवन्मुक्तिः ।।"

સત્સંગથી વૈરાગ્ય ઉત્પન્ન થાય, વૈરાગ્યથી મોહ દૂર થાય, મોહ દૂર થતાં અવિચળ આત્મતત્ત્વનું જ્ઞાન થાય અને આવું આત્મતત્ત્વનું જ્ઞાન જ જીવન્મુક્તિ આપનારું છે. આમ, ગંગાસ્નાનાર્થે ગયેલો શ્રદ્ધાળુ જીવન્મુક્તિ પામી શકે છે માટે એવું કહેવાયું છે કે ગંગાસ્નાનથી મુક્તિ મળે છે. જો ખરેખર માત્ર ગંગાસ્નાનથી જ મુક્તિ મળતી હોત તો નદીમાં રહેનારાં માછલાં ક્યારનાંય મુક્ત થઈ ગયાં હોત! તેવી જ રીતે જો માત્ર ફળ ખાવાથી મુક્તિ મળતી હોત તો બધા વાંદરાઓ મુક્ત થઈ ગયા હોત! શાસ્ત્રના પુસ્તકો રાખવાથી અથવા ગોખવાથી જો ઉદ્ધાર થતો હોત તો ઊધઈ જે આખાને આખા શાસ્ત્રોના પુસ્તકો ખાઈને પચાવી જાય છે તેમનો ઉદ્ધાર થઈ ગયો હોત! ટીલાં-ટપકાં કરવાથી જો ઉદ્ધાર થતો હોત તો કેટલાય પથ્થરોનો ઉદ્ધાર થઈ ગયો હોત! પણ એવું બનતું નથી. માટે સત્ય એ જ છે કે કર્મથી માત્ર અંતઃકરણની શુદ્ધિ જ થાય. અંતઃકરણની શુદ્ધિ માટે જ કર્મ સાધન થઈ શકે છે, એ સિવાય કર્મ દ્વારા સીધે સીધો મોક્ષ મળી શકે તેમ નથી. કેવળ આત્મજ્ઞાનથી જ મોક્ષ થઈ શકે તેમ છે અને આત્મજ્ઞાનની પ્રાપ્તિ માટે આત્મવિચાર કરવાની જરૂર છે.

(છંદ-અનુષ્ટુપ)

सम्यग्विचारतः सिद्धा रज्जुतत्त्वावधारणा ।
भ्रान्त्योदितमहासर्पभयदुःखविनाशिनी ।।१२।।

भ्रान्त्या उदित = ભ્રાંતિથી પેદા થયેલ
महा-सर्पभय-दुःख-विनाशिनी = સર્પના મહાભયના દુઃખનો નાશ કરનારો
रज्जुतत्त्व = ''આ તો દોરડું જ છે''
अवधारणा = એવો નિશ્ચય
सम्यक्-विचारतः = યથાર્થ વિચારથી જ
सिद्धा = સિદ્ધ થાય છે.

શંકરાચાર્યજી હવે એક દૃષ્ટાંત આપી સમજાવવાનો પ્રયત્ન કરે છે કે જે ભ્રાંતિ હોય, અજ્ઞાનજનિત હોય તે માત્ર વિચાર દ્વારા જ દૂર થઈ શકે. મંદ અંધકારમાં પડેલી દોરી પર, અચાનક દૃષ્ટિ પડતાં, 'આ સર્પ છે' એવી ભ્રાંતિ થઈ અને સર્પના ભયથી ડરીને આપણે નાસી ગયા હોઈએ. હવે વિચાર કરીએ કે આ સર્પના ભયને દૂર કરવા કયું કર્મ કરવું જોઈએ? શું નદીમાં નાહવાથી, જપ કરવાથી કે દાન કરવાથી સાપનો ભય દૂર થશે? ભ્રાંતિથી ઉદ્ભવેલા સર્પના ભયને દૂર કરવા તો વિચાર કરવો પડે કે, 'ખરેખર સાપ છે કે નહીં?' આવો વિચાર કરતાં કરતાં, જ્યાં સુધી આપણે એવા નિશ્ચય પર ન આવીએ કે 'દોરી જ સર્પરૂપે દેખાતી હતી' ત્યાં સુધી સર્પનો ભય દૂર થઈ શકે નહીં. તાત્પર્ય એ છે કે ભ્રાંતિથી પેદા થયેલાં સર્પના ભયનો અને દુઃખનો નાશ કરવો હોય તો વિચાર જ કરવો પડે.

દૃષ્ટાંતમાં દોરી અધિષ્ઠાન છે અને સર્પ, દોરી પર થયેલો આરોપ છે. જેમ 'દોરી' અધિષ્ઠાન છે તેમ 'આત્મા' અધિષ્ઠાન છે અને 'સર્પ' આરોપ છે, તેમ નામ અને આકારથી ભરેલું સમસ્ત 'જગત' આરોપ છે. અધિષ્ઠાન દોરીમાં વસ્તુતઃ સર્પ નથી છતાં ભ્રાંતિથી આપણે 'સર્પ' એવું નામ અને સર્પનો 'આકાર' આરોપી દીધો હતો. તે જ પ્રમાણે અધિષ્ઠાન આત્મા ઉપર જગતના તમામ નામ અને આકારોનું ભ્રાંતિથી આરોપણ થઈ ગયું છે. જેમ દોરી સર્પરૂપે દેખાય છે તેમ આત્મા અનામી અને નિરાકાર હોવા છતાં નામી અને સાકાર દેખાય છે. માટીને ખરેખર કોઈ વિશેષ આકાર નથી, છતાં માટીને જુદાં જુદાં આકારવાળી બનાવીએ તો તે માટી ઘડો, કોડિયાં, નળીયાં વગેરે નામ અને

આકારવાળી દેખાય છે. માટીને કોઈ જ વિશેષ આકાર નથી છતાં માટીમાં ઘડો વગેરે દેખાવાનું કારણ અજ્ઞાન અને ભ્રાંતિથી થયેલું આરોપણ માત્ર છે, તેમ બ્રહ્મમાં જગતના સમસ્ત નામ અને આકાર ભાસવાનું કારણ અધિષ્ઠાન બ્રહ્મનું અજ્ઞાનમાત્ર છે. જો અજ્ઞાન જગતરૂપી ભ્રાંતિનું કારણ હોય તો તેની નિવૃત્તિ વિચાર કરવાથી જ થાય. ખોટા સર્પનો ભય દૂર કરવો હોય તો દોરીનો વિચાર કરવો પડે. તેમ મિથ્યા સંસારનો ભય દૂર કરવો હોય તો સંસારના અધિષ્ઠાન આત્માનો વિચાર કરવો જોઈએ. દોરીનો વિચાર કરતાં સર્પનો ભય દૂર થયો તેમ આત્માના વિચારથી સંસારનો ભય જતો રહે છે. અધિષ્ઠાનના વિચારથી જ ભ્રાંતિજનિત ભય દૂર કરી શકાય છે. માટે શંકરાચાર્યજી કહે છે કે ભ્રાંતિથી પેદા થયેલા સર્પના ભય અને દુઃખનો નાશ કરનારી, વાસ્તવિક દોરીની ધારણા છે. અધિષ્ઠાનની ધારણા વિચારથી જ સિદ્ધ થાય છે, અન્ય કોઈ ક્રિયાથી થઈ શકતી નથી.

(છંદ-અનુષ્ટુપ)

**अर्थस्य निश्चयो दृष्टो विचारेण हितोक्तितः ।**
**न स्नानेन न दानेन प्राणायामशतेन वा ।।१३।।**

**हितोक्तितः**= હિતકારક વચનોનો
**विचारेण** = વિચાર કરવાથી જ
**अर्थस्य** = વસ્તુતત્ત્વનો (આત્મારૂપ વસ્તુનો)
**निश्चयः** = નિશ્ચય
**दृष्टः** = થયેલો જોવામાં આવ્યો છે
**स्नानेन न** = સ્નાન કરવાથીનહીં
**दानेन न** = દાન કરવાથી નહીં
**वा** = કે
**प्राणायामशतेन** =સેંકડો પ્રાણાયમ (કરવાથી નહીં)

અજ્ઞાનની નિવૃત્તિ કે ખોટા તાદાત્મ્યનો નાશ, ક્રિયા કરવાથી થતો નથી પરંતુ માત્ર જ્ઞાનથી જ થાય છે. માટે શંકરાચાર્યજી કહે છે કે ચિંતન-મનનરૂપી વિચારથી જ વસ્તુતત્ત્વનો અર્થાત્ આત્મતત્ત્વનો નિશ્ચય થાય છે. તમારી પાસે એક કિંમતી રત્નજડિત વીંટી છે. તમે દરિયાકિનારે ફરવા ગયા,

ત્યાં ખૂબ ભીડ હતી, સૂર્યાસ્તનો સમય હતો, અને વીંટી હાથમાંથી સરી પડી. તમે વીંટીને શોધવા લાગ્યા, ત્યાં એક મિત્ર જોઈ ગયો, તેણે પૂછ્યું, 'શું થયું?' તમે જવાબ આપ્યો 'ખૂબ કિંમતી વીંટી ખોવાઈ ગઈ છે તે શોધું છું.' મિત્રે ફરીથી પૂછ્યું, 'ક્યાં ખોવાઈ છે? ક્યારે ખોવાઈ છે?' મિત્રને આગળ બોલતાં રોકીને તમે ધીરેથી કહ્યું, 'અરે ભાઈ! ધીરેથી બોલ, હમણાં જ ખોવાઈ છે, આટલામાં જ ખોવાઈ છે.' આગંતુક મિત્ર શોધમાં જોડાયો અને, પુનઃ શોધ શરૂ થઈ. થોડીવારમાં વધુ બે મિત્રો શોધકાર્યમાં જોડાયા. શોધતાં શોધતાં થાકીને એક મિત્ર બોલ્યો, 'થોભો, મને મંત્રજપ કરી લેવા દો, જપ કરવાથી મળી જશે.' થોડીવાર પછી બીજો મિત્ર બોલ્યો, 'હું મંદિરમાં દર્શન કરી આવું, દર્શન કરવાથી મળી જશે.' ત્યારબાદ ત્રીજો મિત્ર બોલ્યો, 'હું સમુદ્રસ્નાન કરી આવું.' એટલે ચોથાએ કહ્યું કે 'થોડું દાન-ધર્મ કરીએ તેનાથી મળી જશે.' વીંટી શોધવાના ઉપાયરૂપે ઘણાં સૂચનો પ્રાપ્ત થયાં. હવે વિચાર કરીએ કે વીંટી શોધવાના વાસ્તવમાં ઉપાય કેટલાં? અને કયો ઉપાય સાચો? કોઈ પણ સમજુ વ્યક્તિએ એક જ નિષ્કર્ષ પર આવવું પડે કે નજીકમાં પડેલી વીંટી જો અંધારાને લીધે જ ન દેખાતી હોય, તો અંધારું જ દૂર કરવું જોઈએ. ઉપરાંત અંધારું દૂર કરવાના અનેક ઉપાય ન હોઈ શકે. અંધારું દૂર કરવાનો તો માત્ર એક જ ઉપાય છે. અંધારાનો પૂર્ણવિરોધી પ્રકાશ લાવીએ એટલે અંધારું આપોઆપ દૂર થઈ જાય. અર્થાત્ ખરેખર તો અંધારું અને પ્રકાશ અન્યોન્યના પૂર્ણવિરોધી હોવાથી એક જ સમયે એક સાથે અસ્તિત્વમાં ન હોઈ શકે. તેવું જ આપણા સ્વરૂપના જ્ઞાન વિશે છે. જેમ અંધારું દૂર ન થાય તો વીંટી ન મળે તેમ આત્માનું અજ્ઞાન દૂર ન થાય ત્યાં સુધી આત્મજ્ઞાન થઈ શકે નહીં અને અજ્ઞાન દૂર કરવા આત્મવિચારરૂપી પ્રકાશ જ જરૂરી છે. અન્ય સાધન નહીં.

આમ, ઉપરોક્ત દૃષ્ટાંતમાં અંધારાને લીધે નજીકમાં જ રહેલી વીંટી મળતી નથી, તેમ અજ્ઞાનને લીધે જ આપણું આત્મસ્વરૂપ, અત્યંત પાસે હોવા છતાં જણાતું નથી. આત્મા અન્ય દેશમાં હોય તો તેને પ્રાપ્ત કરવાના અનેક રસ્તા હોઈ શકે, પરંતુ આત્મા કંઈ આપણાથી દૂર કાશી, મથુરા કે

તિરૂપતિમાં જ નથી. આત્મા આપણી અંદર છે માટે આત્માને પ્રાપ્ત કરવાના અનેક રસ્તા હોઈ શકે નહીં. એટલું જ નહીં આપણે સ્વયં આત્મસ્વરૂપ જ છીએ. આત્મા તો સૌને પ્રાપ્ત જ છે. માટે, સ્નાન, દાન, પ્રાણાયામ જેવા કર્મની જરૂર નથી. છતાં તેવાં કર્મો ચિત્તશુદ્ધિરૂપી કિનારા પર જવા મદદરૂપ થશે. જેમ પેલી ખોવાયેલી વીંટી અનેક કર્મો કરવાથી મળવાની નથી, પરંતુ માત્ર અંધારું દૂર કરવામાં આવે, તો તે મળી શકે તેમ છે. વીંટી જોવા માટે અંધારું દૂર કરવા સિવાય બીજો કોઈ રસ્તો નથી, તે જ પ્રમાણે અંતરાત્માને પ્રાપ્ત કરવો હોય તો સ્નાન, દાન, પૂજાપાઠ કે યાત્રા મહત્ત્વનાં નથી કારણ કે તેવા સૌ કર્મો તો માત્ર ચિત્તશુદ્ધિના જ સાધન છે.

જો કર્મનું ફળ માત્ર અંતઃકરણની શુદ્ધિ જ છે તો મોક્ષ કે મુક્તિ કેવી રીતે થાય? આત્મસાક્ષાત્કાર કેવી રીતે થાય? અજ્ઞાન દૂર કરવાથી આત્મસાક્ષાત્કાર થતો હોય તો અજ્ઞાન દૂર કરવાના કેટલા રસ્તા? આવા અનેક પ્રશ્નોનું શ્રવણ અને વિચાર દ્વારા સમાધાન મેળવી, એવા નિષ્કર્ષ પર પહોંચવું જોઈએ કે સ્નાન, દાન, પ્રાણાયામ આદિ કર્મોથી, અજ્ઞાનનો નાશ થતો નથી કે આત્મસાક્ષાત્કાર થતો નથી. ચિત્તની શુદ્ધિ માટે અનેક કર્મો હોઈ શકે અને તેવાં કર્મો પણ સકામ ન હોવા જોઈએ. માત્ર નિષ્કામકર્મ જ ચિત્તશુદ્ધિનું ફળ પ્રદાન કરી શકે અને ચિત્તશુદ્ધિ જ જ્ઞાન માટે અધિકાર જન્માવી શકે. આમ સ્પષ્ટ થાય છે કે ચિત્તની શુદ્ધિ માટે અનેક રસ્તાઓ હોઈ શકે પણ અજ્ઞાનની નિવૃત્તિ માટે અનેક માર્ગો ન સંભવી શકે. અજ્ઞાનની નિવૃત્તિ માત્ર જ્ઞાનથી જ થાય છે, તે નિર્વિવાદ સત્ય છે.

અનેક જન્મોથી આપણે પોતાને દેહ માનતા આવ્યા છીએ. અગણિત જન્મોના ખોટા અભ્યાસથી અજ્ઞાન અત્યંત દૃઢ થઈ ગયું છે. હવે વિચાર કરીએ કે અનેક જન્મોથી દૃઢ થયેલા અજ્ઞાનની નિવૃત્તિ કરવામાં કેટલો સમય લાગે ? કોઈ એક ગુફામાં  હજારો વર્ષોથી અંધારું હોય. આ હજારો વર્ષ જૂના અંધકારને દૂર કરવા કંઈ હજારો વર્ષ સુધી દીવો સળગાવવો પડતો નથી. દીપક પ્રગટાવીને એક ક્ષણ માત્રમાં હજારો વર્ષ જૂનો અંધકાર દૂર

કરી શકાય છે. તેમ હજારો જન્મથી આપણે અજ્ઞાનરૂપી અંધારામાં હોઈએ તો પણ, જ્ઞાનરૂપી દીપક પ્રગટાવવાથી ક્ષણ માત્રમાં અનેક જન્મોના અજ્ઞાનનો નાશ થઈ શકે તેમ છે. એક ક્ષણ માટે પણ જો આત્મસ્વરૂપમાં ચિત્ત સ્થિર થઈ શકે, તો હજારો જન્મોના સંચિત કરેલાં અનેક પુણ્ય-પાપરૂપ કર્મો ક્ષણમાત્રમાં ભસ્મીભૂત થઈ શકે છે. તેથી જ આત્મસ્વરૂપના જ્ઞાન માટે અને અજ્ઞાનની નિવૃત્તિ માટે મહાત્માના કે શાસ્ત્રના હિતકારક વચનોનો વિચાર કરવો જોઈએ.

(છંદ-અનુષ્ટુપ)

**अधिकारिणमाशास्ते फलसिद्धिर्विशेषतः ।**
**उपायाः देशकालाद्याः सन्त्यस्यां सहकारिणः ।।१४।।**

| | | | |
|---|---|---|---|
| **फलसिद्धिः** | = આત્મજ્ઞાનરૂપી ફળની પ્રાપ્તિ | **अस्याम्** | = આમાં |
| **विशेषतः** | = ખાસ પ્રકારની પાત્રતાવાળા | **देशकालाद्याः** | = દેશ, કાળ વગેરે |
| **अधिकारिणम्** | = અધિકારીની | **उपायाः** | = સાધનો |
| **आशास्ते** | = અપેક્ષા રાખે છે | **सहकारिणः** | = સહાયક |
| | | **सन्ति** | = થાય છે. |

## અધિકારીવર્ણન

કોઈ પણ પ્રકારનું જ્ઞાન પ્રાપ્ત કરવા યોગ્ય અને વિશિષ્ટ પ્રકારના સાધનની આવશ્યકતા રહે છે. રૂપનું જ્ઞાન પ્રાપ્ત કરવું હોય તો આંખની અને શબ્દનું જ્ઞાન પ્રાપ્ત કરવું હોય તો કાનની જરૂર પડે. માટે રૂપનું જ્ઞાન પ્રાપ્ત કરવામાં આંખને સાધન કહેવાય અને શબ્દનું જ્ઞાન પ્રાપ્ત કરવામાં કાનને સાધન કહેવાય. આ જ પ્રમાણે શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધ; આ પાંચ વિષયોનું જ્ઞાન પ્રાપ્ત થવામાં અનુક્રમે કાન, ચામડી, આંખ, જીહ્વા અને નાક; આ પાંચ જ્ઞાનેન્દ્રિયો સાધન કહેવાય છે. કાન શબ્દનું જ્ઞાન પ્રાપ્ત કરી શકે પણ એ કાન વડે રૂપ જોઈ શકાય નહીં, કારણ કે કાન રૂપને જોવા માટેનું યોગ્ય સાધન નથી. રૂપને જાણવું હોય તો આંખ જ જોઈએ. દરેક

ઇન્દ્રિય પોતાના ખાસ વિષયને જ જાણી શકે છે, એક ઇન્દ્રિય બીજી ઇન્દ્રિયના વિષયને જાણી શકતી નથી. તાત્પર્ય એ છે કે દરેક વિષયનું જ્ઞાન પ્રાપ્ત કરવા માટે ભિન્ન ભિન્ન સાધન છે. માટે યોગ્ય અને વિશિષ્ટ સાધન હોય, તો જ તે વિષયનું જ્ઞાન થઈ શકે છે.

જો દરેક વિષયનું જ્ઞાન ખાસ પ્રકારના સાધનની અપેક્ષા રાખતું હોય તો આત્માનું જ્ઞાન પ્રાપ્ત કરવા માટે કયા સાધનની જરૂર પડે? વિચાર કરતાં સ્પષ્ટ સમજાય છે કે નિરાકાર હોવાથી આત્માને રૂપ નથી માટે તેને આંખ વડે જોઇ શકાય નહીં. આ જ પ્રમાણે સમજી શકાય કે આત્મામાં નથી તો શબ્દ, નથી આત્માનો કોઈ વિશિષ્ટ સ્પર્શ, નથી તેમાં કોઈ પ્રકારની ગંધ કે નથી આત્માનો કોઈ સ્વાદ. માટે કોઈ પણ ઇન્દ્રિય દ્વારા આત્મા જાણી શકાય તેમ નથી. પાંચ વિષયોથી રહિત આત્મતત્ત્વ ઇન્દ્રિયગમ્ય નથી, ઇન્દ્રિયગોચર નથી, માટે જ તેને જાણવા માટે વિશેષ પ્રકારના અધિકારની જરૂર છે. યોગ્ય અધિકારીને આપેલો ઉપદેશ જ સાર્થક થાય છે. માટે આપણા શાસ્ત્રોમાં જે કોઈ ઉપદેશ આપવામાં આવ્યો છે તે અધિકારીને ધ્યાનમાં રાખીને આપવામાં આવ્યો છે. જેવો જેનો અધિકાર તેવો તેને ઉપદેશ. આમ, અધિકારભેદે ઉપદેશ આપવાની શાસ્ત્રની પરંપરાગત પ્રણાલિકા છે. એ પ્રણાલિકાનું દર્શન કરાવતાં શંકરાચાર્યજી કહે છે કે,

**'अधिकारिणमाशास्ते फलसिद्धिर्विशेषतः ।'**

'ફળની સિદ્ધિ ખાસ પ્રકારના અધિકારીની અપેક્ષા રાખે છે.' ગમે તેને ઉપદેશ આપવાથી જ્ઞાન થતું નથી, અધિકારી હોય તેને જ ઉપદેશ આપવાથી જ્ઞાન થાય છે.

આત્મજ્ઞાનના અધિકારીનું સ્વરૂપ આચાર્યશ્રીએ આ ગ્રંથમાં અતિ વિસ્તારપૂર્વક સમજાવ્યું છે. શંકરાચાર્યજી અધિકારીનું સ્વરૂપ સમજાવે, તે પૂર્વે આપણે આત્મજ્ઞાનના જિજ્ઞાસુની પ્રાથમિક લાયકાત વિશે વિચાર કરીએ. સત્સંગમાં ઘણાં લોકો આવતાં હોય, પરંતુ દરેક વ્યક્તિ એક સરખું ગ્રહણ કરતી નથી. કોઈને વધુ સમજાય અને કોઈને ઓછું, ગ્રાહકતાનો આધાર

વ્યક્તિની પાત્રતા પર રહે છે. જેવું જેનું પાત્ર તેવી તેની ગ્રાહકતા. કેટલાકનું પાત્ર સીધું હોય અને કેટલાકનું પાત્ર ઊંધુ હોય છે. સીધું પાત્ર તેને કહેવાય જેનામાં શરણાગતિ હોય, શિષ્યભાવ હોય. મનમાં શિષ્ય બનવાની તાલાવેલી હોય, તત્પરતા હોય તો પાત્ર સીધું છે એમ જાણવું. પરંતુ જેમને ગુરુ કે સંતના ચરણમાં અહંકાર ઝુકાવવો નથી, જેઓ ગુરુની પરીક્ષા કરવા કે ગુરુનું માપ કાઢવા અહંકારી થઈને આવે છે તેમનું પાત્ર ઊંધુ સમજવું. ઊંધા પાત્રમાં ગમે તેટલું નાંખીએ છતાં પાત્ર ખાલી જ રહે છે. જેટલા સીધાં પાત્રવાળા છે તેઓમાં પણ કોઈનું પાત્ર કાણાંવાળું હોય તો કોઈનું પાત્ર કાણાં વગરનું હોય છે. જે પાત્રમાં શંકા અને સંદેહના કાણાં હોય તે પાત્રમાં ભરાય ખરું પણ ટકતું નથી. જેમનું કાણાંવાળું પાત્ર છે તેમને અંદરથી શંકા થયા કરે છે કે, 'મારા જેવાને કંઈ આત્મસાક્ષાત્કાર થાય? શાસ્ત્રો તો હજારો વર્ષ પુરાણા છે, તે વખતે કદાચ સાચા હશે પણ અત્યારે આધુનિક યુગમાં શાસ્ત્રોને સાચાં માનવા કે ખોટાં? શું આ સંતો બધું સાચું કહેતા હશે કે અડધાં ગપ્પાં?' આવી શંકાઓ ઉદ્ભવે તો વિચારવું કે ઘણી બાબતો એવી છે જે યુગો પહેલાં હતી, અત્યારે છે અને ભવિષ્યમાં પણ તેવી જ રહેવાની છે. શાસ્ત્રોએ પ્રતિપાદિત કરેલું સત્ય કાળથી પર છે. માટે શાસ્ત્રોની સત્યતામાં શંકા થાય તો સમજવું કે દોષ શાસ્ત્રોમાં નથી પરંતુ આપણા પાત્રમાં કાણું હોવું જોઈએ. જે પાત્રમાં આવી શંકાઓરૂપી કાણાં ન હોય તે પાત્રને ગ્રાહકતાવાળું પાત્ર કહેવાય. જો આપણું પાત્ર સીધું અને કાણાં વગરનું હોય તો આપણો જ્ઞાનમાં કંઈક અધિકાર છે એવું કહી શકાય.

**उपायाः देशकालाद्याः सन्त्यस्यां सहकारिणः ।**

'દેશ, કાળ આદિ ઉપાયો પણ જ્ઞાનપ્રાપ્તિમાં સહાયકારી બને છે.' જેનો સાધન તરીકે ઉપયોગ થાય અને ઉપયોગ થઈ ગયા પછી જેને છોડી દેવામાં આવે તેને ઉપાય કહેવાય. ઍરોપ્લેનને આકાશમાં જવા માટે રનવેની જરૂર પડે છે. રનવે વિના વિમાન આકાશમાં ઊડી શકે નહીં. રનવે પર દોડવાથી વિમાનમાં ઊડવા માટે પૂરતી ગતિ આવી જાય, પછી વિમાને રનવેનો ત્યાગ કરવો જોઈએ. હવે જો વિમાન રનવે ન છોડે તો તે આકાશમાં

ઊડી શકે નહીં. વિમાનને આકાશમાં ઊડવું હોય તો રનવે છોડવો જ પડે. દૃષ્ટાંતમાં રનવેને વિમાન માટે 'ઉપાય' કહેવાય કારણ કે તેનો ઉપયોગ કરી છોડી દેવાનો છે. રોગ મટાડવામાં દવા કે ઔષધિ ઉપાય કહેવાય. દવાની જરૂર હોય ત્યાં સુધી દવા લેવી જોઈએ, પરંતુ દવાના ઉપયોગથી સારું થઈ ગયા પછી દવા છોડી દેવી જોઈએ. આ પ્રમાણે જે દવાનો ઉપયોગ કરે તેણે દવાને 'ઉપાય' સમજીને ઉપયોગ કર્યો કહેવાય. શંકરાચાર્યજી કહે છે કે **देशकालाद्याः उपायाः** 'દેશ, કાળ, કર્મ, પૂજાપાઠ વગેરે ઉપાયો છે માટે તેનો ઉપાય સમજીને ઉપયોગ કરવો જોઈએ.

દેશ, કાળ વગેરે સહાયકારી ઉપાયો છે એવું આપણે સ્પષ્ટપણે જાણવું જોઈએ, જેથી તેનો યોગ્ય ઉપયોગ કરી શકાય અને ઉપયોગ કર્યા પછી છોડી શકાય. શરૂઆતમાં મન અપરિપક્વ હોય ત્યારે સાધના માટે અનુકૂળ દેશમાં જવું જોઈએ, ભૌતિક એકાંત પ્રાપ્ત કરીને ત્યાં રહેવું જોઈએ કારણ કે શરૂઆતમાં નવોદિત સાધકને ભૌતિક એકાંતની પણ જરૂર છે. પરંતુ જ્યારે જીવ અને બ્રહ્મનું ઐક્ય સમજાઈ જાય પછી કાયમ માટે એકાંત દેશમાં રહેવાની જરૂર નથી. શરૂઆતમાં એકાંત જરૂરી હતું માટે એકાંતમાં જઈ એકાંત દેશનો ઉપયોગ કર્યો અને પછી છોડી દીધો. તે જ પ્રમાણે શરૂઆતમાં સાધકે બ્રહ્મમુહૂર્તમાં ઊઠીને મનન વગેરે કરવું જ જોઈએ, કારણ કે મનન-ચિંતન માટે તે કાળ સારો ગણાય. પરંતુ હવે જો તે સમયનો સદુપયોગ કરી, જાણવાનું હતું તે જાણી લીધું હોય, તો કાયમ તેમ કરવું અનિવાર્ય નથી. જ્ઞાનપ્રાપ્તિ માટે અંતઃકરણની શુદ્ધિ આવશ્યક છે માટે અંતઃકરણની શુદ્ધિ માટે નિષ્કામકર્મરૂપી ઉપાય કરવો જોઈએ. ત્યારબાદ જો નિષ્કામકર્મ દ્વારા અંતઃકરણની શુદ્ધિ મેળવી લીધી હોય, તો હવે કર્મનો ભાર ઉપાડવાની જરૂર નથી. કર્મનો ઉપાય તરીકે ઉપયોગ કર્યા પછી, અમુક સમયે કર્મોને છોડી દેવાં જોઈએ. કર્મનો ઉપયોગ થઈ ગયા પછી કર્મસંન્યાસ થવો જ જોઈએ, આ જ કર્મની 'ઉપાય' તરીકેની સાચી સમજ છે.

મૂર્તિપૂજા વગેરે, સાકારની ઉપાસના પણ નિરાકાર આત્માને

સમજવા માટે ઉપાય છે. ઉપાય સમજીને વર્ષો પૂર્વે આપણે સાકારની પૂજા શરૂ કરી હતી, હવે જો નિરાકાર આત્મસ્વરૂપ સમજાયું હોય તો આપણે તેમાંથી મુક્ત થવું જોઈએ. હવે સાકારની ઉપાસના છોડી નિરાકારના ચિંતન માટે આગળ વધવું જોઈએ, સગુણની ઉપાસના છોડી નિર્ગુણના નિદિધ્યાસન માટે પ્રયત્ન કરવો જોઈએ. સગુણનો સહારો લઈને નિર્ગુણમાં પ્રવેશ મળી ગયો હોય, છતાં જેઓ નિર્ગુણમાં પ્રવેશવા ન માગતા હોય કારણ કે સગુણમાં આસક્તિ થઈ ગઈ છે તો તેવા આસક્ત લોકો, ઉપાયનો ઉપયોગ કરવાનું જાણતા નથી. જેને ખરેખર મુક્તિ જોઈતી હોય તેણે સગુણ-સાકારને ઉપાય તરીકે સમજીને, એક સમયે છોડી દેવા જોઈએ. ઉપાયનો ઉપયોગ કર્યા પછી તેને છોડી દેવામાં કોઈનું કંઈ જ અનિષ્ટ થતું નથી, જરાયે પાપ લાગતું નથી. ઉપાય કરતાં કરતાં ઉપાયમાં આસક્ત થઈ ગયા હોઈએ અને તેને છોડવાનું મન ન થાય, તો તે અજ્ઞાનીની દશા છે. તેઓ ઉપાયને ઉપાસ્ય સમજી બેઠા છે અને સાધનને સાધ્ય માની બેઠા છે. આ અજ્ઞાનીની જ વિચારધારા છે. તાત્પર્ય એ છે કે અનામીને સમજવા નામસ્મરણરૂપી કે મંત્રજપરૂપી ઉપાયનો ઉપયોગ કર્યો હોય અને પછી જો અનામીની સમજ આવી જાય, તો તે ઉપાય છોડી શકાય તેમ છે. સગુણ-સાકારમૂર્તિઓનો સહારો લીધો હોય અને પછી જો નિરાકાર તત્ત્વની સમજ આવી જાય તો સગુણ-સાકારની ઉપાસના છોડી શકાય તેમ છે. દેશ, કાળ, કર્મ, મૂર્તિપૂજા, મંત્રજપ આદિ ઉપાયો છે, એવા ઉપાયો દ્વારા અધિકાર પ્રાપ્ત કરીને, મોક્ષરૂપી ફળ લેવા માટે જે આગળ વધે છે એ જ ખરેખર અધ્યાત્મપંથનો સાચો અધિકારી છે.

(છંદ-અનુષ્ટુપ)

**अतो विचारः कर्तव्यो जिज्ञासोरात्मवस्तुनः ।**
**समासाद्य दयासिन्धुं गुरुं ब्रह्मविदुत्तमम् ।।१५।।**

| | | | |
|---|---|---|---|
| अतः | = એટલા માટે | गुरुम् | = ગુરુને |
| दयासिन्धुम् | = દયાના સાગર | समासाद्य | = શરણે જઈને |
| ब्रह्मविदुत्तमम् | = ઉત્તમ બ્રહ્મવેત્તા | जिज्ञासोः | = જીજ્ઞાસુએ |

**आत्मवस्तुनः** = આત્મતત્ત્વનો **कर्तव्यः** = કરવો જોઈએ.
**विचारः** = વિચાર

દેશ, કાળ વગેરે સહકારી ઉપાયો છે, છતાં મોક્ષરૂપી ફળની પ્રાપ્તિ મુખ્યત્વે અધિકારીની અપેક્ષા રાખે છે. માટે જેને પરમપુરુષાર્થની પ્રાપ્તિ કરવી હોય, તેણે પૂર્વોક્ત ઉપાયોમાં આસક્ત ન થતાં, ઉપાયોનો ઉપયોગ કરી અધિકારી બનવાનો પ્રયત્ન કરવો જોઈએ. કર્મ વગેરે ઉપાયોથી માત્ર ચિત્તશુદ્ધિરૂપી ફળ જ મળે છે, મોક્ષ કે મુક્તિ મળતી નથી માટે શંકરાચાર્યજી કહે છે કે **अतः विचारः कर्तव्यः जिज्ञासोरात्मवस्तुनः ।** "માટે જિજ્ઞાસુએ આત્મજ્ઞાનનો વિચાર કરવો જોઈએ." કોઈ પણ કર્મથી આત્મતત્ત્વનું જ્ઞાન થઈ શકે તેમ નથી માટે જેણે ખરેખર આત્મસ્વરૂપને જાણીને મુક્ત થવું છે તેણે વિચાર જ કરવો જોઈએ. વિચાર તો આપણે નિરંતર કરતાં હોઈએ છીએ પરંતુ તેવા વિચારથી કંઈ સ્વરૂપનું જ્ઞાન થઈ શકે તેમ નથી. સ્વરૂપને જાણવા માટે આત્મવિચાર કરવો પડે અને આત્મવિચાર કરવા માટે બ્રહ્મવેત્તા ગુરુનું માર્ગદર્શન જોઈએ. આ કારણથી જ અત્રે કહેવાયું છે કે **समासाद्य दयासिंधुं गुरुं ब्रह्मविदुत्तमम् ।** "આત્મતત્ત્વના જિજ્ઞાસુએ દયાના સાગર એવા ઉત્તમ બ્રહ્મવેત્તા ગુરુના શરણે જઈ, પ્રારંભમાં તેમના સાંનિધ્યમાં રહી તેમના માર્ગદર્શન પ્રમાણે આત્મવિચાર કરવો જોઈએ." ચિત્તશુદ્ધિના અનેક રસ્તાઓ હોઈ શકે પરંતુ જ્ઞાનપ્રાપ્તિનો આ એક માત્ર રસ્તો છે. આત્મવિચાર સિવાય ગમે તેટલા ઉપાયો કરવા છતાં, ગમે તેટલો પુરુષાર્થ કરવા છતાં, અજ્ઞાનની લેશ માત્ર નિવૃત્તિ કે જ્ઞાનની પ્રાપ્તિ શક્ય નથી.

(છંદ-અનુષ્ટુપ)

**मेधावी पुरुषो विद्वानूहापोहविचक्षणः ।**
**अधिकार्यात्मविद्यायामुक्तलक्षणलक्षितः ॥१६॥**

**मेधावी** = બુદ્ધિશાળી
**ऊहापोहविचक्षणः** = (શ્રુતિ-સ્મૃતિ-માન્ય) તર્ક-વિતર્કમાં ચતુર
**उक्त-** = (શાસ્ત્રે) કહેલાં
**लक्षणलक्षितः** = લક્ષણોવાળો
**विद्वान्** = વિદ્વાન

| | | | |
|---|---|---|---|
| पुरुषः | = પુરુષ | आत्मविद्यायाम् | = આત્મવિદ્યામાં |
| | | अधिकारी | = અધિકારી (છે.) |

(છંદ-અનુષ્ટુપ)

विवेकिनो विरक्तस्य शमादिगुणशालिनः ।
मुमुक्षोरेव हि ब्रह्मजिज्ञासा योग्यता मता ॥१७॥

| | | | |
|---|---|---|---|
| विवेकिनः | = વિવેકયુક્ત | एव हि | = તેની જ |
| विरक्तस्य | = વૈરાગ્યવાન | ब्रह्मजिज्ञासा | = બ્રહ્મનો વિચાર કરવામાં |
| शमादिगुणशालिनः | = શમ, દમ વગેરે છ સંપત્તિવાળો (તથા) | योग्यता | = યોગ્યતા |
| मुमुक्षोः | = મોક્ષની ઇચ્છાવાળો હોય | मता | = માની છે. |

મેધાવી અર્થાત્ ગ્રહણશક્તિવાળો. આત્મતત્ત્વના જિજ્ઞાસુનું પાત્ર ગ્રહણ કરે તેવું હોવું જોઈએ. લખતાં લખતાં અચાનક શાહી ઢોળાઈ જાય ત્યારે શાહી ચૂસવા માટે આપણે ગમે તે કાગળ શાહી ઉપર ન મૂકતા, શાહીચૂસ કાગળ જ મૂકીએ છીએ. કારણ કે શાહીચૂસ કાગળ જ શાહીને સારી રીતે ચૂસી લે છે, અન્ય કાગળ નહીં. તેવી જ રીતે, જે કંઈ ઉપદેશ આપવામાં આવે, તેને સારી રીતે ગ્રહણ કરી અને ધારણ કરે, એવી જેની મેધા હોય, તેને અત્રે મેધાવી કહ્યો છે. મેધા એટલે એવી બુદ્ધિ કે જે નિત્યને ગ્રહણ કરે અને અનિત્યને છોડી દે, સત્યને ગ્રહણ કરે અને અસત્યને છોડી દે, ચેતનને પકડી લે અને જડનો ત્યાગ કરે. કુતર્ક કરનારને અત્રે મેધાવી કહ્યો નથી પણ જે શાસ્ત્રસંમત તર્ક કરે તે મેધાવી છે. **ऊहापोह विचक्षणः** અર્થાત્ તર્ક કરવામાં કુશળ, આત્મવિદ્યાનો અધિકારી તાર્કિક વિચારણા કરનારો હોવો જોઈએ. આ ઉપરાંત શાસ્ત્રે જે જે લક્ષણો કહ્યાં છે, એવાં લક્ષણો જેનામાં હોય તે આ જ્ઞાન માટેનો અધિકારી છે.

જેની પાસે વિવેક હોય, વૈરાગ્ય હોય, ષટ્સંપત્તિ હોય અને મોક્ષ પ્રાપ્ત કરવાની અદમ્ય ઇચ્છા હોય, તે મોક્ષ પ્રાપ્ત કરવાનો અધિકારી

કહેવાય છે. જે લોકો આ માર્ગે જવાનો પ્રયત્ન કે પ્રયાસ કરતા હોય, તેમજ જે લોકો આ માર્ગે આવ્યા બાદ હવે નિષ્ફળતા અને નિરાશા અનુભવતા હોય, તેમણે અધિકારીના લક્ષણો સારી રીતે જાણવા જોઈએ. જેઓ મોક્ષ-માર્ગના પથિક થઈ ચૂક્યા છે તેવા સાધકોએ પોતાના અધિકારનો વિચાર કરવાનો કે આપણા અધિકારમાં ક્યાં ખામી છે? આપણી પાત્રતામાં ક્યાં દોષ છે? પોતાના દોષ જોવા એ સાચા સાધકનું લક્ષણ છે. જે પામર હોય તે જ અન્ય પર દોષારોપણ કરે છે કે, 'શાસ્ત્રોમાં ખામી છે', 'ગુરુમાં દોષ છે' 'પેલો ખરાબ છે.' સાચા સાધકે બીજા પર દોષારોપણ ન કરતાં પોતાના દોષ કે ત્રુટિ શોધવાનો પ્રયત્ન કરવો જોઈએ. સિદ્ધની દૃષ્ટિમાં કોઈ દોષવાન નથી કે નિર્દોષ નથી, કોઈ સારો નથી કે કોઈ ખરાબ નથી, બધું એકવત છે. અન્યને દોષ દેવામાં પામરતા છે, અંતઃકરણની શુદ્ધિ ઇચ્છતા સાધકે તેનાથી દૂર રહેવું જોઈએ. જે પામર છે તે પોતાની પાત્રતાનો વિચાર કર્યા વિના, અન્યનો દોષ જુએ છે. સાધકે પોતાની પાત્રતાનો વિચાર કરવો જોઈએ અને શાસ્ત્રમાં કહેલાં અધિકારીના લક્ષણો સંપાદન કરવાનો પ્રયત્ન કરવો જોઈએ. સાચી દશા પ્રાપ્ત કરવા માટે સાચી દિશા શોધવી ખૂબ જરૂરી છે અને સાચી દિશા શોધવા માટે યોગ્ય અધિકાર પ્રાપ્ત કરવો અનિવાર્ય છે. અધિકારીની વાત કરતાં શંકરાચાર્યજી કહે છે કે જેનામાં વિવેક, વૈરાગ્ય, શમાદિ ષટ્સંપત્તિ અને મોક્ષની પ્રબળ ઇચ્છા હોય તેવો મનુષ્ય બ્રહ્મજિજ્ઞાસાનો અધિકારી કહેવાય છે. ઉપરોક્ત ચાર સાધનોને સાધનચતુષ્ટય કહેવામાં આવે છે. સાધનચતુષ્ટય સંપન્ન અધિકારી હોય તે જ મોક્ષમાર્ગે સફળતાના શિખર પર આરોહણ કરી શકે છે, એવા અધિકારીને ઉત્તમ અધિકારી કહેવાય છે. ઉપરોક્ત સાધનોમાંથી જેની પાસે એકાદ ન હોય તો તે પણ અધિકારી કહેવાય, પરંતુ તે મધ્યમ અધિકારી છે. જેની પાસે એકાદ સાધન હોય અને અન્ય સાધન સંપાદન કરવા પ્રયત્નશીલ હોય તેને મંદ અધિકારી કહેવામાં આવે છે. જેની પાસે એક પણ સબળ સાધન ન હોય અને છતાં પ્રયત્નશીલ હોય તે કનિષ્ઠ અધિકારી છે. આ પ્રમાણે ચાર પ્રકારના અધિકારી હોય છે. હવે સાધનચતુષ્ટયની અનિવાર્યતા કહેવામાં આવે છે.

(છંદ–અનુષ્ટુપ)

साधनान्यत्र चत्वारि कथितानि मनीषिभिः ।
येषु सत्स्वेव सन्निष्ठा यदभावे न सिध्यति ॥१८॥

मनीषिभिः = વિચારવાન વિદ્વાનોએ
अत्र = અહીં
चत्वारि = ચાર
साधनानि = સાધનો
कथितानि = કહ્યાં છે.
येषु सत्सु एव = એ (સાધનો) હોય તો જ
सन्निष्ठा = બ્રહ્મનિષ્ઠા (થાય છે.)
यत् अभावे = તે ન હોય તો
न सिध्यति = સિદ્ધ થતી નથી.

(છંદ–અનુષ્ટુપ)

आदौ नित्यानित्यवस्तुविवेकः परिगण्यते ।
इहामुत्रफलभोगविरागस्तदनन्तरम् ।।१९।।
शमादिषट्कसम्पत्तिर्मुमुक्षुत्वमिति स्फुटम् ।

आदौ = (સાધનોમાં) સર્વ પ્રથમ
नित्यानित्यवस्तुविवेकः = નિત્ય અને અનિત્ય વસ્તુનો વિવેક
परिगण्यते = ગણાય છે.
तदनन्तरम् = ત્યાર પછી
इह–अमुत्र–फलभोग–विरागः = આ લોક અને પરલોકના કર્મફળના ભોગો પ્રત્યે વૈરાગ્ય
शमादि–षट्कसम्पत्तिः = શમ આદિ છ સંપત્તિ
मुमुक्षुत्वम् = મોક્ષની ઇચ્છા
इति स्फुटम् = એમ સ્પષ્ટ (કહ્યું છે.)

## સાધનચતુષ્ટયવર્ણન

બ્રહ્મજિજ્ઞાસાના અધિકાર માટે કે મોક્ષમાર્ગમાં સફળતા માટે, વિચારવાન વિદ્વાનોએ ચાર સાધનો કહ્યાં છે. સાધનચતુષ્ટય હોય તો જ

બ્રહ્મનિષ્ઠા પ્રાપ્ત થાય છે. 'હું પરબ્રહ્મ છું અને સર્વ કાંઈ પરબ્રહ્મ જ છે' એવી જ્ઞાનનિષ્ઠાને બ્રહ્મનિષ્ઠા કહેવાય છે. પરંતુ જે એવું માને કે 'માત્ર હું જ બ્રહ્મ છું કે હું જ મુક્ત છું અને બીજા બધા બંધનમાં છે, હું જ્ઞાની છું અને બીજા બધા મૂર્ખ કે અજ્ઞાની છે' એને જ્ઞાનનિષ્ઠા કે બ્રહ્મનિષ્ઠા ન કહેવાય. સ્વસ્વરૂપથી તો બધા જીવો મુક્ત છે પરંતુ કેટલાકે જાણવાનો પ્રયાસ કર્યો નથી, મુક્તિની દિશામાં જવાનો પ્રયત્ન કર્યો પણ હોય, છતાં સાચી દિશાના અભાવે કે અધિકારી ન હોવાને લીધે પોતાના મુક્ત સ્વરૂપને જાણતા નથી. અજ્ઞાની જીવો ભલે ન જાણતા હોય પરંતુ જ્ઞાનીની દૃષ્ટિમાં સર્વ કાંઈ બ્રહ્મ જ છે, માટે કોઈ બંધનમાં હોઈ શકે નહીં. તાત્પર્ય એ છે કે જેની દૃષ્ટિમાં હું અને સમસ્ત જીવસમુદાય સહિત જગત, નિત્યમુક્ત પરબ્રહ્મ જ છે, તેને બ્રહ્મનિષ્ઠ કહેવાય છે. આવી બ્રહ્મનિષ્ઠા પૂર્વોક્ત ચાર સાધનો હોય તો જ પ્રાપ્ત થાય છે. આ સાધનોનાં અભાવમાં કોઈ પણ ઉપાય કરીને મોક્ષની પ્રાપ્તિ થતી નથી માટે જે કોઈ મોક્ષ મેળવવા માગતા હોય તેમણે સાધનચતુષ્ટય સંપન્ન અધિકારી બનવાનો પ્રયત્ન કરવો જોઈએ.

મોક્ષ માટે આ ચાર સાધનો સિવાય બીજો કોઈ અધિકાર મહત્ત્વનો નથી. આપણે ક્યાં રહીએ છીએ? શું કરીએ છીએ? આપણી જાતિ શું છે? ગોત્ર કયું છે? આ બધું મહત્ત્વનું નથી. વ્યાસજી માછણના પુત્ર હતા, કબીરજી વણકરનો ધંધો કરતા હતા, છતાં જ્ઞાની હતા. આપણી પાસે વિવેક, વૈરાગ્ય, ષટ્સંપત્તિ અને મોક્ષની ઇચ્છા હોય તો કુળ ગોત્ર, જાતિ, વર્ણ, ધંધો કે બીજી કોઈ પણ બાબત મોક્ષપ્રાપ્તિમાં નડતરરૂપ બની શકે નહીં. જેણે પોતાના સ્વસ્વરૂપનું જ્ઞાન પ્રાપ્ત કરી મુક્ત થવું હોય તેના માટે આ ચાર જ સાધનોની આવશ્યકતા છે. જો કોઈ એમ વિચારે કે, 'આ ચાર સાધનો પ્રાપ્ત કરવા ઘણાં મુશ્કેલ છે, એનાં કરતાં કોઈ સંતને ખુશ કરી માથા પર હાથ મુકાવી લઈએ કે શક્તિપાત કરાવી લઈએ તો સહેલાઈથી કલ્યાણ થઈ જાય પરંતુ માથા પર સંતનો હાથ મુકાવવાથી કે શક્તિપાત કરાવવાથી જ્ઞાન થઈ શકે તેમ નથી. શાસ્ત્રોની સ્પષ્ટ વાત છે કે એવું કંઈ કરવાની જરૂર નથી અને શંકરાચાર્યજી પણ કહે છે કે જે અધિકારી હોય તેને જ જ્ઞાન પ્રાપ્ત

થાય છે. માટે બીજા સર્વ પ્રયત્નોને પડતા મૂકીને માત્ર અધિકારી બનવાનો જ પ્રયત્ન કરવો જોઈએ. અધિકાર પ્રાપ્ત કરવા માટે આપણે સાધનચતુષ્ટય સંપન્ન બનવું પડે. સાધનોમાં સૌ પ્રથમ નિત્ય-અનિત્યનો વિવેક ગણાય છે, તે પછી આલોક અને પરલોકના ભોગો પ્રતિ વૈરાગ્ય કહેવાય છે, ત્યારબાદ શમાદિ છ ગુણોની પ્રાપ્તિ અને મોક્ષની અદમ્ય ઈચ્છાનો નિર્દેશ કરી, હવે શંકરાચાર્યજી પ્રત્યેક સાધનની વિશદ વિચારણા માટે પ્રયાણ કરે છે.

(છંદ-અનુષ્ટુપ)

**ब्रह्मसत्यं जगन्मिथ्येत्येवंरूपो विनिश्चयः ॥२०॥**
**सोऽयं नित्यानित्यवस्तुविवेकः समुदाहृतः ।**

| | | | |
|---|---|---|---|
| **ब्रह्म–सत्यम्** | =બ્રહ્મ સત્ય છે | **सः अयम्** | = એવો જે નિશ્ચય |
| **जगत्–मिथ्या** | =જગત મિથ્યા છે | **नित्यानित्यवस्तुविवेकः** | = એ નિત્ય અને અનિત્ય વસ્તુનો વિવેક |
| **इति** | =એમ | | |
| **एवंरूपः** | =આ પ્રકારનો | **समुदाहृतः** | = કહેવાય છે. |
| **विनिश्चयः** | =દૃઢ નિશ્ચય | | |

## વિવેક

સાધનચતુષ્ટયમાં સૌથી પહેલું સાધન નિત્યાનિત્યવસ્તુવિવેક છે. નિત્ય અને અનિત્ય વસ્તુ વચ્ચે ભેદ પારખવાની જે શક્તિ છે, બન્નેને છૂટા પાડવાની જે સૂક્ષ્મબુદ્ધિ છે, તેને શાસ્ત્રની પરિભાષામાં નિત્યાનિત્યવસ્તુ વિવેક કહે છે. આવો વિવેક જયારે ઉપલબ્ધ થાય ત્યારે સમજાય છે કે બ્રહ્મ સત્ય છે અર્થાત્ નિત્ય છે અને પરબ્રહ્મ સિવાય જે કંઈ છે તે બધું અનિત્ય છે માટે મિથ્યા છે. નિત્ય અને અનિત્ય વસ્તુનો ભેદ પારખવાની બુદ્ધિશક્તિ પ્રાપ્ત થાય પછી જ, શું છોડી દેવું અને શું ગ્રહણ કરવું તેનો નિર્ણય લઈ શકાય છે. વિવેક વડે જગતની અનિત્યતા જણાયાથી વૈરાગ્ય ઉત્પન્ન થાય છે માટે જ્ઞાનપ્રાપ્તિનું પહેલું સાધન વિવેક ગણાય છે.

'**ब्रह्मसत्यम्**', 'બ્રહ્મ સત્ય છે', બ્રહ્મ નિત્ય છે. નિત્ય વસ્તુને

જાણવાથી જ બંધનનો નાશ થાય છે, છતાં જો નિત્યને જાણવું હોય તો પહેલાં અનિત્યને સમજવું પડે. સત્યને સમજવું હોય તો અસત્ય શું છે એ સમજવું પડે. આત્મા કે પરબ્રહ્મ નિરાકાર છે માટે તેને સીધે સીધું જાણી શકાય નહીં. નિરાકારને જાણવું હોય તો આકારને સમજવું પડે. જે ઇન્દ્રિયોથી જાણી શકાય તેને વ્યક્ત કહેવાય છે અને ઇન્દ્રિયોથી જાણી શકાય તેવું નથી તે અવ્યક્ત કહેવાય છે. જો અવ્યક્તને સમજવું હોય તો પહેલાં વ્યક્તને સમજવું પડે. જડ-ચેતન, સાકાર-નિરાકાર, નામી-અનામી, સગુણ-નિર્ગુણ, દૃશ્ય-અદૃશ્ય, વ્યક્ત-અવ્યક્ત, વિનાશી-અવિનાશી, સત્ય-અસત્ય, આવા દ્વંદ્વોના નિર્દેશાર્થે અહીં 'નિત્ય-અનિત્ય' શબ્દ વપરાયો છે. માટે નિત્ય અને અનિત્યનો વિવેક એટલે જ સાકાર અને નિરાકારનો વિવેક; એમ ઉપરોક્ત બધા જ દ્વંદ્વોમાંથી એકને સમજવું હોય તો બીજાને પણ સમજવું પડે, માટે બ્રહ્મને સત્ય જાણવું હોય તો જગતની અનિત્યતા અને મિથ્યાત્વ પણ જાણવાં પડે. સત્ય વસ્તુને સમજાવતાં શાસ્ત્રોમાં કહેવાયું છે કે "त्रिकाले अपि तिष्ठति इति सत् ।" 'જે ત્રણે કાળમાં રહે છે તે સત્ય કહેવાય છે.' ઘણી વસ્તુઓ એવી છે જે ભૂતકાળમાં હતી પરંતુ અત્યારે નથી માટે તેવી વસ્તુઓને સત્ય કહી શકાય નહીં. જે વસ્તુ વર્તમાનકાળે વિદ્યમાન છે, પરંતુ ભવિષ્યમાં રહેવાની નથી તો તેને પણ સત્ય કહી શકાય નહીં. આપણા સૌના શરીરો હાલ વર્તમાનકાળમાં છે, પરંતુ કોઈનું શરીર અનંતકાળ સુધી રહેવાનું નથી, એવું આપણે જાણીએ છીએ. માટે શરીર ગમે તેનું હોય, ગમે તેવું હોય, છતાં પણ તેને સત્ય કે નિત્ય કહી શકાય નહીં. તેવી જ રીતે જગતના જે જે પદાર્થો વર્તમાનમાં વિદ્યમાન છે, તે સૌ નાશ પામવાવાળા છે અર્થાત્ ભવિષ્યમાં રહેવાના નથી માટે તેને પણ સત્ય કહી શકાય નહીં. કોઈ પણ પરિસ્થિતિ પણ નિત્ય કે સત્ય હોતી નથી કારણ કે પરિસ્થિતિ હંમેશા બદલાતી રહે છે. ટૂંકમાં, જગતની કોઈ પણ વ્યક્તિ, વસ્તુ કે પરિસ્થિતિ સત્ય નથી. કેવળ બ્રહ્મ કે આત્મા જ સત્ય છે કારણ કે તે ત્રણેય કાળે રહેવાવાળો છે. આ પ્રમાણે જગત અનિત્ય છે અને બ્રહ્મ નિત્ય છે આવો ભેદ સમજવો તેને નિત્યાનિત્યવસ્તુવિવેક કહેવામાં આવે છે.

ભગવદ્‌ગીતામાં શ્રીકૃષ્ણ પરમાત્મા કહે છે કે **''नाभावो विद्यते सतः''** (અ-૨/૧૬) ''સત વસ્તુનો કોઈ કાળે અભાવ હોતો નથી.'' શ્રીકૃષ્ણ ભગવાનના વાક્ય પ્રમાણે વિચાર કરતાં સમજાય છે કે જેનો ક્યારેય અભાવ ન હોય તે સત્ય કે નિત્ય કહેવાય. અભાવ બે પ્રકારનો હોય છે. કોઈ પણ વસ્તુની ઉત્પત્તિ પૂર્વે વસ્તુનું જે ન હોવાપણું છે અર્થાત્ અભાવ છે તેને શાસ્ત્રની પરિભાષામાં પ્રાગભાવ કહે છે. જેમ વસ્તુની ઉત્પત્તિ પૂર્વે તે વસ્તુનો અભાવ હોય છે તેમ તેના નાશ પછી પણ તે વસ્તુનો અભાવ થાય છે. નાશ પછી થનારા અભાવને શાસ્ત્રમાં પ્રધ્વંસાભાવ કહેવામાં આવે છે. આમ, વસ્તુમાત્રનો બે પ્રકારનો અભાવ જાણવામાં આવે છે. દરેક વ્યક્તિની ચોક્કસ જન્મતારીખ હોય છે માટે તે વ્યક્તિનું શરીર તેની જન્મતારીખ પૂર્વે ન હતું એવું સિદ્ધ થાય છે. જો શરીર તેની જન્મતારીખ પૂર્વે ન હોય, તો એવું કહેવાય કે જન્મતારીખ પૂર્વે શરીરનો અભાવ હતો. જન્મ પૂર્વે અભાવ હોવાને લીધે શરીરને પ્રાગભાવ છે એવું જાણી શકાય છે. તેવી જ રીતે મૃત્યુ પશ્ચાત્ શરીરને બાળી નાંખવામાં આવે છે, દાટી દેવામાં આવે છે કે બીજી કોઈ પણ રીતે શરીરનો નાશ થઈ જાય છે. મૃત્યુ પછી શરીરનો અભાવ થતો હોવાથી શરીરને પ્રધ્વંસાભાવ પણ છે. શરીરને પ્રાગભાવ અને પ્રધ્વંસાભાવ છે. માટે શરીર નિત્ય કે સત્ય હોઈ શકે નહીં. તેવી જ રીતે દરેક પદાર્થ કે પરિસ્થિતિને પ્રાગભાવ અને પ્રધ્વંસાભાવ હોય છે. માટે તે સત્ય નથી. સત્ય તે જ કહેવાય જેને પ્રાગભાવ અને પ્રધ્વંસાભાવ ન હોય. બ્રહ્મ અનાદિ અને અનંત છે, સર્વદા ભાવવાળું ભાવસ્વરૂપ છે. માટે કેવળ બ્રહ્મ સત્ય છે, તેનાથી વ્યતિરિક્ત, તેનાથી અન્ય સર્વ કાંઈ અનિત્ય છે આવું જાણવું તે જ વિવેક છે.

અન્ય દૃષ્ટિકોણથી વિચાર કરતાં, સત્ય તેને કહેવાય જે દેશ, કાળ અને વસ્તુથી અપરિચ્છિન્ન હોય. દેશથી અપરિચ્છિન્ન હોવું અર્થાત્ દેશના બંધનથી રહિત હોવું કે દેશની સીમાઓથી પર હોવું. શરીરનો ચોક્કસ આકાર છે અને આકાર હોવાને લીધે શરીર એક જ જગ્યાએ રહેલું છે. શરીર એક જ સમયે સર્વ જગ્યાએ હોઈ શકે નહીં. એક જ જગ્યામાં અથવા

દેશમાં રહેનારું હોવાથી શરીર દેશમાં બદ્ધ છે, દેશથી પરિચ્છિન્ન છે એવું કહેવાય. તેવી જ રીતે જે જે જન્મેલું છે, જેને નામ અને આકાર છે તેવી દરેક વસ્તુ દેશથી પરિચ્છિન્ન છે. આત્મા કે બ્રહ્મનો જન્મ નથી, જન્મ નથી માટે આકાર નથી, બ્રહ્મનો આકાર નથી માટે તે નિરાકાર છે. જેમ નિરાકાર હોવાથી આકાશ સર્વવ્યાપ્ત છે તેમ બ્રહ્મ પણ નિરાકાર હોવાથી સર્વત્ર રહેલું છે. કોઈ દેશ એવો નથી જયાં બ્રહ્મ ન હોય, માટે બ્રહ્મને દેશની સીમા સીમિત કરી શકે નહીં. બ્રહ્મ દેશથી પરિચ્છિન્ન નથી પણ અપરિચ્છિન્ન છે. જગતના પદાર્થો એક કાળે જન્મે છે અને અમુક કાળ પછી નાશ પામે છે. આપણું શરીર પણ કાળમાં આવવાવાળું અને કાળમાં નષ્ટ પામવાવાળું હોવાથી કાળથી પરિચ્છિન્ન છે. બ્રહ્મ અજન્મા અને અવિનાશી છે, અનાદિ અને અનંત છે માટે બ્રહ્મ કાળથી પણ અપરિચ્છિન્ન છે.

બ્રહ્મની વસ્તુથી અપરિચ્છિન્નતા સમજવા માટે વિચાર કરીએ કે જગતમાં જેટલી વસ્તુઓ છે તેમાં ભેદ અને અનેકતા છે. દા.ત. ટેબલમાં લાકડાનું ટેબલ, લોખંડનું ટેબલ, એલ્યુમિનિયમનું ટેબલ, ચાર પાયાવાળું ટેબલ, ત્રણ પાયાવાળું ટેબલ; આવા અનેક પ્રકારના ભેદ છે. ટેબલ વસ્તુ છે માટે તેમાં ભેદ છે, અનેકતા છે. તેવી જ રીતે જેટલી વસ્તુઓ છે તેમાં ત્રણ પ્રકારના ભેદ હોય છે; સ્વગતભેદ, સજાતીયભેદ, અને વિજાતીયભેદ.

**સ્વગતભેદ**

સ્વગતભેદ એટલે વસ્તુની અંદર રહેલો ભેદ. પોતાના અવયવો સાથેનો ભેદ. વસ્તુની અંદર જ રહેલાં, વસ્તુના અવયવો સાથેના વસ્તુના ભેદને, સ્વગતભેદ કહેવાય છે. હાથ, પગ, ઈન્દ્રિયો વગેરે શરીરના અવયવો છે. આ અવયવો શરીરની અંદર જ રહેલાં હોવાથી શરીરનાં અંતર્ગત ભેદ છે. હાથ, પગ વગેરે પોતાના જ અવયવો સાથેના શરીરના ભેદને સ્વગતભેદ કહેવાય. વૃક્ષના મૂળ, થડ, ડાળાં, પાંદડાં, ફળ, ફૂલ વગેરે વૃક્ષમાં જ આવેલાં હોવા છતાં વૃક્ષના ભેદરૂપ છે. માટે મૂળ, થડ વગેરે સાથેના વૃક્ષના ભેદને સ્વગતભેદ કહેવાય.

**સજાતીયભેદ**

વસ્તુની પોતાની જ જાતિની જે અન્ય વસ્તુઓ છે તેમની સાથેના વસ્તુના ભેદને સજાતીયભેદ કહેવાય છે. જેમકે લીમડો, પીપળો, વડ, આંબો; આ બધાં વૃક્ષજાતિના છે. લીમડાને પોતાની જ જાતિના પીપળો, વડ વગેરે વૃક્ષો સાથે જે ભેદ છે તે સજાતીયભેદ કહેવાય. તેવી જ રીતે રમણ, મગન, છગન વગેરે મનુષ્યજાતિના જ છે, છતાં તેમનો એકબીજા સાથે જે ભેદ છે તે સજાતીયભેદ કહેવાય છે.

**વિજાતીયભેદ**

વસ્તુનો પોતાની જાતિથી અન્ય જાતિની વસ્તુ સાથેનો જે ભેદ છે તે વિજાતીયભેદ કહેવાય છે. વૃક્ષનો પથ્થર, નદી, પર્વત વગેરે સાથે જે ભેદ છે તે વિજાતીયભેદ કહેવાય છે.

શરીરને સ્વગત, સજાતીય અને વિજાતીય એમ ત્રણ પ્રકારના ભેદ છે માટે શરીરને વસ્તુથી પરિચ્છિન્ન કહેવાય. આત્મા નામ અને આકારવાળી કોઈ વસ્તુ નથી માટે તેને ઉપરોક્ત ભેદમાંથી કોઈ ભેદનો સ્પર્શ થતો નથી. આત્માને સ્વગતભેદ નથી કારણ કે આત્મામાં હાથ, પગ, નાક, એવા અવયવો નથી. આત્મામાં 'નાનો આત્મા', 'મોટો આત્મા' એવી વિશેષતાઓ નથી માટે આત્મામાં સજાતીયભેદ હોવાની પણ સંભાવના નથી. હાથીનો આત્મા મોટો કહીએ અને મચ્છરનો આત્મા નાનો કહીએ તો મોટા આત્માને, પોતાની જાતિના નાના આત્માથી સજાતીયભેદ થાય. પરંતુ તેવું માનવું હાસ્યાસ્પદ છે કારણ કે આ જન્મમાં જે હાથી છે, તે જો બીજા જન્મમાં મચ્છર બને, તો હાથીનો મોટો આત્મા મચ્છરના શરીરમાં કેવી રીતે રહી શકે! ખરેખર નાનો, મોટો, એવી કોઈ વિશેષતાઓ આત્માની નથી, માટે તે સજાતીયભેદ રહિત છે. આત્મા કે બ્રહ્મથી ભિન્ન એવું સંપૂર્ણ જગત મિથ્યા છે. માટે આત્માને વિજાતીયભેદ પણ સંભવતો નથી. આત્મા સજાતીય, વિજાતીય અને સ્વગતભેદ રહિત છે માટે વસ્તુથી અપરિચ્છિન્ન છે. દેશ, કાળ અને વસ્તુથી અપરિચ્છિન્ન હોવાથી કેવળ બ્રહ્મ સત્ય છે. બ્રહ્મથી ભિન્ન સર્વ કાંઈ

દેશ, કાળ, અને વસ્તુથી પરિચ્છિન્ન હોવાથી મિથ્યા છે આવો નિશ્ચય વિવેક કહેવાય છે.

નિત્ય અને અનિત્ય વસ્તુના વિવેકના સંદર્ભમાં આપણે ત્રણ મુદ્દાનો વિચાર કર્યો. (૧) ત્રણે કાળે હોય તે નિત્ય કહેવાય અને જે ત્રણે કાળે ન હોય તે અનિત્ય કહેવાય. (૨) કોઈ પણ કાળે જેનો અભાવ ન હોય તે નિત્ય કહેવાય અને જેનો કોઈ પણ કાળે અભાવ જાણવામાં આવે તેને અનિત્ય કહેવાય. (૩) જે દેશ, કાળ અને વસ્તુથી અપરિચ્છિન્ન હોય તે નિત્ય કે સત્ય કહેવાય, અને જે દેશ, કાળ અને વસ્તુથી પરિચ્છિન્ન હોય તે અનિત્ય કહેવાય.

આ પ્રમાણે વિચાર કરીને, બ્રહ્મ સત્ય છે અને જગત મિથ્યા છે એવો જે વિચારપૂર્વકનો નિશ્ચય તેને વિવેક કહેવાય છે. આવો વિવેક પ્રાપ્ત થાય ત્યારબાદ આપણે નક્કી કરી શકીએ કે આપણે શું જોઈએ છે. પહેલાં હતું અને રહેવાવાળું છે એવું અવિનાશી બ્રહ્મ જોઈએ કે વિનાશી જગત જોઈએ છે? વિવેકપૂર્વક આપણે નક્કી કરવાનું છે કે આપણે વિનાશી દેહ છીએ, એવું સમજવું છે કે અજર, અમર, આત્મતત્ત્વ છીએ એવું સમજવું છે? આવા નિર્ણયો આપણે તો જ લઈ શકીએ જો આપણી પાસે વિવેક હોય. વિવેક ન હોય તો, કોનો ત્યાગ કરવો અને કોનું ગ્રહણ કરવું? કોની પાછળ જવું અને કોની પાછળની દોટ બંધ કરવી? તેનો નિર્ણય થઈ શકે નહીં. વિવેકના અભાવમાં આપણે સત વસ્તુનો રસ્તો છોડીને, અસત અને અનિત્યની પાછળ દોટ શરૂ કરી છે. વિવેક પ્રાપ્ત થાય તો, જડ અને અનિત્ય પદાર્થો તરફથી દોટ થંભાવીને, નિત્ય અને અવિનાશી એવા આત્મતત્ત્વની પ્રાપ્તિ માટે પ્રયત્નશીલ થઈ શકીએ. 'વિવેક' અધિકારીનો મુખ્ય આધાર છે, મુમુક્ષાનો મૂળભૂત પાયો છે, અને સાધકનું સૌથી મહત્ત્વનું સાધન છે.

(છંદ–અનુષ્ટુપ)

**तद् वैराग्यं जिहासा या दर्शनश्रवणादिभिः ॥२१॥**
**देहादिब्रह्मपर्यन्ते ह्यनित्ये भोग्यवस्तुनि ।**

| | | | |
|---|---|---|---|
| दर्शनश्रवणादिभिः | = જોયેલા કે સાંભળવામાં આવેલા | भोग्यवस्तुनि | = વિનાશશીલ ભોગ્ય પદાર્થોમાં |
| देहादिब्रह्मपर्यन्ते | = મનુષ્ય શરીરથી માંડીને બ્રહ્માના શરીર પર્યન્તના | या | = જે |
| | | जिहासा | = ત્યાગની ઇચ્છા, |
| | | तद् हि | = તે જ |
| अनित्ये | = અનિત્ય | वैराग्यम् | = વૈરાગ્ય (છે.) |

## વૈરાગ્ય

દર્શન અને શ્રવણથી જાણેલા, દેહથી લઈ બ્રહ્મલોક સુધી ફેલાયેલા સર્વ ભોગ્ય પદાર્થો પ્રત્યે ઘૃણાબુદ્ધિનું નામ વૈરાગ્ય છે. જે કોઈ વસ્તુ આંખથી જોવામાં આવે છે, તે વસ્તુ માટે આકર્ષણ જન્મે છે અને તે મેળવવાનું મન થાય છે. સૌનો અનુભવ છે કે દર્શનમાત્રથી વસ્તુને પ્રાપ્ત કરવાની ઇચ્છા થતી હોય છે. શાસ્ત્ર અને ઇતિહાસમાં પણ એવા અનેક દાખલાઓ છે. અલાઉદ્દીને પદ્મિનીનું પ્રતિબિંબ જોયું અને રૂપ જોવાથી તેને પદ્મિનીને પ્રાપ્ત કરવાની ઇચ્છા થઈ. શૂર્પણખાએ રામનું રૂપ જોયું અને રામ સાથે લગ્ન કરવાની વાસના જન્મી. આપણા વ્યાવહારિક જીવનમાં પણ મોટા ભાગના લોકો, જે વસ્તુનું આકર્ષક પેકિંગ જોવામાં આવે કે ટેલિવિઝન પર સુંદર જાહેરાત જોવામાં આવે તેવી વસ્તુઓની વધારે ખરીદી કરતા હોય છે. માત્ર વસ્તુને જોવાથી જ તેની પ્રાપ્તિની ઇચ્છા થાય છે તેવું નથી, ઘણી વાર એવું પણ બને કે સાંભળવા માત્રથી જ મેળવવાનું મન થાય. આપણે અમેરિકા ગયા ન હોઈએ, કદી અમેરિકા જોયું ન હોય છતાં પણ અમેરિકાનું વર્ણન માત્ર સાંભળવાથી ત્યાં જવાની ઇચ્છા થાય છે. હિમાલયનાં સૌંદર્યનું દર્શન ન કર્યું હોય, છતાં વર્ણન સાંભળીને ત્યાં જવાનું મન થઈ જાય છે. શાસ્ત્રોમાં પુણ્યકર્મો કરવાથી પ્રાપ્ત થતા સ્વર્ગલોક વગેરેનું મનમોહક વર્ણન જોવા મળે છે. કેટલાય રાજાઓએ યજ્ઞકર્મ દ્વારા સ્વર્ગમાં જઈને સ્વર્ગના દિવ્ય ભોગો ભોગવ્યા છે, સ્વર્ગની અપ્સરાઓનું સુખ માણ્યું છે. એવી વાતો સાંભળવામાં આવે છે. આવી વાતો સાંભળવાથી મનુષ્યોને સ્વર્ગ માટે આકર્ષણ જન્મે છે, સ્વર્ગપ્રાપ્તિની ઇચ્છા થાય છે. સ્વર્ગની વાસનાથી પ્રેરાઈને જ ઘણાં લોકો

શાસ્ત્રોએ કહેલા મોટા મોટા યજ્ઞોનું અનુષ્ઠાન કરતા હોય છે. શાસ્ત્રમાં એવી વાત પણ સાંભળવામાં આવે છે કે એક વખત સ્વર્ગમાં રહેતા પુરૂરવાને પૃથ્વીલોકની ઇચ્છા થઈ હતી. સામાન્ય રીતે બધાને સ્વર્ગમાં જવાની ઇચ્છા થાય છે, પણ પુરૂરવાને પૃથ્વીલોકમાં આવવાની ઇચ્છા થઈ. તેણે દેવરાજ ઇન્દ્રને કહ્યું, "અહીં સ્વર્ગમાં, જે અપ્સરાઓને હું વર્ષોથી જોતો આવ્યો છું તે આજે પણ એવી ને એવી જ છે. સ્વર્ગમાં કોઈ વ્યક્તિ કે વસ્તુમાં કાળક્રમે કંઈ ફેરફાર જ થતો નથી, માટે તે સાચી છે કે બનાવટી તેનો નિર્ણય થઈ શકતો નથી. મેં એવું સાંભળ્યું છે કે પૃથ્વીલોકમાં તો વર્ષો જતાં ઘડપણ આવે છે, ચામડીમાં કરચલી પડે છે અને આવા ચિહ્નોથી સાચી વસ્તુની પરીક્ષા થઈ શકે છે. સ્વર્ગલોકની અપ્સરાઓ માટે મને શંકા છે કે તે સાચી છે કે બનાવટી? માટે મારે પૃથ્વીલોકમાં જવું છે." પુરૂરવાએ પૃથ્વીલોક જોયો નથી, પણ એણે સાંભળ્યું છે કે પૃથ્વીલોકમાં કાળક્રમે વસ્તુઓ બદલાય છે માટે તેને પૃથ્વીલોકમાં આવવાનું મન થયું. જયારે આપણે, સ્વર્ગલોકના વર્ણનોનું શ્રવણ કર્યું છે માટે સ્વર્ગની વાસના ઊભી કરી છે.

શંકરાચાર્યજી કહે છે કે 'જે જે વાસનાઓ ઊભી કરી છે, જેને જેને પ્રાપ્ત કરવાની ઇચ્છા કરી છે, તે દર્શનથી હોય છે કે શ્રવણથી હોય છે. દર્શન અને શ્રવણથી જાણવામાં આવનારી પ્રત્યેક વસ્તુ અનિત્ય, ક્ષણિક અને વિનાશી છે.' પૃથ્વીલોકની વસ્તુ કે વ્યક્તિનું વિનાશીપણું તો સારી રીતે જાણવામાં આવે છે, અને સ્વર્ગલોકના ભોગ પણ વિનાશી જ છે કારણ કે જે શાસ્ત્રોએ સ્વર્ગાદિનું વર્ણન કર્યું છે તે જ શાસ્ત્રોએ, સ્વર્ગના સુખની નાશવંતતા પણ કહી છે. દીર્ઘકાળપર્યંત રહેવાવાળું હોવાથી, સાપેક્ષતાની દૃષ્ટિથી જ સ્વર્ગના સુખને શ્રેષ્ઠ કહેવાય છે. જ્ઞાની અને મુમુક્ષુની દૃષ્ટિમાં તો, સ્વર્ગ પણ સુખમાં બાંધનારી સોનાની સાંકળતુલ્ય છે. માટે વિવેકી પુરુષો કદી સ્વર્ગપ્રાપ્તિની ઇચ્છા કરતાં નથી. આ પ્રમાણે વિવેકપૂર્વક વિચાર કરીને, જે કંઈ દર્શન તેમજ શ્રવણથી જાણવામાં આવે છે તેવી સમસ્ત વસ્તુ, વ્યક્તિ કે પરિસ્થિતિ પ્રત્યે ઘૃણાબુદ્ધિને વૈરાગ્ય કહેવાય છે. વૈરાગ્યવાન એને કહેવાય જેને આંખે દેખાય તેમાં રાગ ન થાય, આસક્તિ કે આકર્ષણ ન થાય અને

આંખે દેખાતી વસ્તુ માટે જો આકર્ષણ કે રાગ ન જન્મે, તો સાંભળેલી વસ્તુ માટે તો તેને રાગ જન્મે જ ક્યાંથી? આવો વૈરાગ્ય જેની પાસે હોય તે મોક્ષમાર્ગે પ્રયાણ કરવાનો અધિકારી છે એવું કહી શકાય.

દર્શનથી જાણેલા ભોગોમાં જે દશ્ય છે તેવા આલોકના ભોગો અર્થાત્ પૃથ્વીલોકના ભોગોનો સમાવેશ થાય છે. જે કર્મફળ, શરીરના મૃત્યુ પૂર્વે પૃથ્વીલોકમાં જ મળે છે તે દૃષ્ટફળ કહેવાય છે. દૃષ્ટફળ જયાં મળે છે તે આલોક કે પૃથ્વીલોકને સંસ્કૃતમાં इह કહેવાય છે. જે કર્મોના ફળ આલોકમાં મળતાં નથી, આપણે જોયાં નથી પણ શાસ્ત્રો દ્વારા માત્ર સાંભળ્યા છે તેવાં શરીરનાં મૃત્યુ પછી મળનારાં કર્મફળને અદૃષ્ટફળ કહેવાય છે. મૃત્યુ પછી પ્રાપ્ત થનારા સ્વર્ગાદિ લોકને સંસ્કૃતમાં अमुत्र કહેવાય છે. વૈરાગ્ય એટલે **'इहामुत्रफलभोगविरागः ।'** 'આલોક અને પરલોકના ભોગરૂપી કર્મફળમાં રાગરહિતપણું.' જેણે આલોકમાં અર્થાત્ આ શરીરના મૃત્યુ પહેલાં મળનારાં દૃષ્ટકર્મફળની ઇચ્છાનો ત્યાગ કર્યો છે, તેમજ શરીરના મૃત્યુ પછી મળનારાં અદૃષ્ટફળની ઇચ્છાનો પણ ત્યાગ કર્યો છે તે વૈરાગ્યવાન કહેવાય છે. જયારે મનમાં વિવેક જાગે કે **'ब्रह्मसत्यं जगन्मिथ्या ।'** 'કેવળ બ્રહ્મ સત્ય છે, જગત મિથ્યા છે.' ત્યારે આવો વૈરાગ્ય જન્મે છે. જગતના જે જે પદાર્થો દશ્ય છે તે મિથ્યા છે એવું જાણવાથી, જોવામાં આવતી તમામ વસ્તુઓ પ્રત્યે અણગમો ઉપજે છે. કારણ કે બ્રહ્મથી અન્ય કંઈ પણ પ્રાપ્ત કરવાની તેને ઇચ્છા રહેતી નથી. તેને બ્રહ્મથી અન્ય સર્વ કાંઈ મિથ્યા જ છે. દેવલોક, ઇન્દ્રલોક, પિતૃલોક વગેરે તમામ લોક વિનાશી છે માટે મિથ્યા છે, એમ જાણવાથી કોઈ લોક પ્રાપ્ત કરવાની ઇચ્છા રહેતી નથી. આવા વિવેકીને મન કેવળ બ્રહ્મ સત્ય છે માટે બ્રહ્મથી અન્ય કંઈ પણ પ્રાપ્ત કરવાની તેને ઇચ્છા રહેતી નથી. તેને બ્રહ્મથી નિમ્નતર, બ્રહ્મથી ઉતરતું કંઈ ખપે તેમ નથી અને બ્રહ્મથી ઉચ્ચતર કે ચઢિયાતું કંઈ છે નહીં. માટે સત્ય અને નિત્ય એવા બ્રહ્મના સાક્ષાત્કાર સિવાય, જેના જીવનનું બીજું કંઈ પણ ધ્યેય નથી, તે જ શ્રેષ્ઠ વૈરાગ્યવાન છે.

(છંદ-અનુષ્ટુપ)

**विरज्य विषयव्राताद् दोषदृष्ट्या मुहुर्मुहुः ॥२२॥**
**स्वलक्ष्ये नियतावस्था मनसः शम उच्यते ।**

| | | | |
|---|---|---|---|
| **मुहुः मुहुः** | = વારંવાર | **स्वलक्ष्ये** | = પોતાના લક્ષ્યમાં (અધિષ્ઠાનરૂપ બ્રહ્મમાં) |
| **दोषदृष्ट्या** | = દોષદષ્ટિથી | | |
| **विषयव्रातात्** | = વિષયોના સમૂહથી | **नियतावस्था** | = (જે) નિરંતર સ્થિતિ |
| **विरज्य** | = વૈરાગ્ય પામીને | **शमः** | = (તે) શમ |
| **मनसः** | = મનની | **उच्यते** | = કહેવાય છે. |

**શમ**

અધ્યાત્મના પંથે પ્રસ્થાન કરવા તત્પર થયેલા સાધકને અધિકાર બક્ષતા ચાર સાધનોમાંના ત્રીજા સાધન 'ષટ્સંપત્તિ'ના પ્રથમ અંગ 'શમ' વિશે સમજાવતાં અત્રે જગદ્‌ગુરુ શંકરાચાર્યજી જણાવે છે કે, ઇન્દ્રિયોના વિષયોમાં વારંવાર દોષદર્શન કરી, તે વડે વિષયોના સમૂહમાંથી વૈરાગ્ય પામી તે વિરક્ત મનને પ્રયત્નપૂર્વક પોતાના લક્ષ્યમાં સ્થાપવાથી પ્રાપ્ત થતી મનની નિશ્ચળ સ્થિતિને કે તેવી મનની સંયમી સ્થિતિને 'શમ' કહેવાય છે. અન્ય અર્થમાં 'મન' ઉપર નિયંત્રણ કે કાબુ મેળવવાની ક્રિયાને 'શમ' કહે છે.

'શમ' કેળવવા માટે મન ઉપર કાબુ લાવવો જરૂરી છે. પરંતુ પ્રશ્ન એ થાય છે કે મનને નિયંત્રણમાં લાવવું કઈ રીતે? આ સમસ્યાનો સુંદર ઉકેલ આપતાં અત્રે જણાવ્યું છે કે, 'मुहुर्मुहुः दोषदृष्ट्या' અર્થાત્ ઇન્દ્રિયોના વિષયોમાં વારંવાર દોષદર્શન કરવાથી મન, વિષયો પ્રત્યે વૈરાગ્ય કેળવે છે. તેવા દોષદર્શનથી વિષયોમાં રહેલી આસક્તિ, રાગ કે આકર્ષણ છૂટી જાય છે.તેમ થવાથી મન ચંચળતા છોડી નિશ્ચલતત્ત્વમાં સ્થિતિ પ્રાપ્ત કરે છે. મનની આવી સ્થિર અવસ્થાને જ 'શમ' કહે છે.

વિષયોમાં દોષદર્શન કરવું અર્થાત્ જે જે પદાર્થો પ્રત્યે આકર્ષણ જણાય, જયાં જયાં સુખનો આભાસ વર્તાય, જે જે વસ્તુ પ્રત્યે ખેંચાણ

કે આકર્ષણ હોય, તે તે સુખપ્રદ જણાતા પદાર્થોની મર્યાદા જાણી, તેવા પદાર્થભોગને પરિણામે પેદા થતા દુ:ખનો વિચાર કરી, વિષયોની તથા તેમાં રહેલા સુખાભાસની ક્ષણભંગુરતા તેમજ નશ્વરતાને જાણી, વિષયગત દોષોનો વારંવાર વિચાર કરી મનને વિવેકવિચારપૂર્વક પદાર્થોની આસક્તિમાંથી મુક્ત કરવું. મનને સંયમી બનાવવા વિષયોમાં દોષદર્શન કરવાનો ઉપદેશ આપતાં ભગવાન શંકરાચાર્યજીએ સાધનપંચક સ્તોત્રમાં જણાવ્યું છે કે,"भवसुखे दोषोऽनुसंधीयताम् ।" (સાધનપંચક-૧) "સંસારના સુખમાં દોષદષ્ટિ કરો." સંસારના અલ્પજીવી સુખાભાસમાં દોષદર્શનની કળા જો હસ્તગત થઈ જાય તો વૈરાગ્યની અમૂલ્ય મૂડી હસ્તામલકવત પ્રાપ્ત થઈ જાય. તેમ થવાથી આત્મસાક્ષાત્કારરૂપી લક્ષ્ય હાથવેંત જ બની રહે. ભવસુખમાં દોષદર્શન કરાવતી તેમની સુંદર રચનામાં આચાર્યશ્રી જણાવે છે કે,

"नारीस्तनभरनाभिनिवेशं मिथ्यामायामोहावेशम् ।
एतन्मांसवसादिविकारं मनसि विचारय वारंवारम् ।।"

(ચર્પટપંજરિકા સ્તોત્ર)

" સ્ત્રીનો સ્તનપ્રદેશ અને નાભિપ્રદેશ (ગુહ્ય ભાગ) બધું જ માંસ અને ચરબીનો વિકાર છે. તેથી તે માટેનો માયામોહ તથા આવેશ મિથ્યા છે, આમ તું વારંવાર મનમાં વિચાર કર." અત્રે પૂજ્ય આચાર્યશ્રી, વિષયોની વાસ્તવિકતા પ્રગટ કરતાં જણાવે છે કે પ્રત્યેક પુરુષે સ્ત્રીના શરીરમાં આસક્ત થવા કરતાં વિચારવું જોઈએ કે, શરીર અને તેના અવયવો આખરે છે શું? સ્ત્રીના સ્તન તો માંસના લોચા છે, તે તો સ્નાયુઓનો વિકાર માત્ર છે. શરીરમાં કોઈક જગ્યાએ ગુમડું થાય અને તે ફુલી જાય તેમ આ માંસના લોચા જો ફુલી જાય તો તેમાં આસક્ત થવા જેવું છે શું? અને તે જ પ્રમાણે પ્રત્યેક સ્ત્રીએ પણ પુરુષ શરીરમાં આસક્ત થવા કરતાં તેમાં રહેલા વિકારોનું જ દર્શન કરવું. શરીર માટે રહેલી આસક્તિ વિશે વિચાર કરીએ તો પણ જણાશે કે શરીર તો ચામડીના આવરણ દ્વારા ઢંકાયેલ મળ,માંસ,મૂત્ર,લોહી, પીયા,થૂંક વગેરેનું બંડલ છે. જઠર અને આંતરડા એટલે જ ગંદી ગટરો. વાળ, લીખ, જૂ તથા પરસેવાની ગંધથી ગંધાતાં આ શરીરમાં આસક્ત થવા

જેવું કંઈ જ નથી. તેમ છતાં, આવા દુર્ગંધયુક્ત નશ્વર શરીરની વર્ષગાંઠ ઉજવી આપણે ખુશ થવાના વામણા પ્રયત્નો કરીએ છીએ. પરંતુ જન્મ પૂર્વે નવ-નવ માસ સુધી ઊંધા માથે મળ-મૂત્રની અંધારી કોટડી જેવા 'મા'ના ગર્ભમાં પુરાયા બાદ પ્રસૂતિ સમયે નાનકડા યોનિદ્વારમાંથી નીકળવાની યાતના જાણવા છતાં તે દુઃખને ભૂલવા તથા વાસ્તવિકતાને વિસારે પાડવા જન્મદિનની ઉજવણી કરીએ છીએ. પરંતુ દુઃખને ભૂલવાના ક્ષુલ્લક પ્રયત્નો કરવા કરતાં દુઃખને નિર્મૂળ કરવા માટે 'દુઃખદ દેહની આસક્તિમાંથી અને તે પ્રત્યેની મમતાથી મનને મુક્ત કરવું જોઈએ.દેહાસક્તિમાંથી મુક્ત થવા માટે સ્વયં ભગવાન શ્રીકૃષ્ણે પણ જણાવ્યું છે કે,

**"जन्ममृत्युजराव्याधिदुःखदोषानुदर्शनम् ।"**

(ભ.ગીતા.અ-૧૩/૮)

" જન્મ, મૃત્યુ તથા વૃદ્ધાવસ્થા જેવા વિકારની વ્યાધિમાં દુઃખ અને દોષનું દર્શન કરવું." આમ કરવાથી દેહ પ્રત્યેનો મોહ દૂર થશે, જે મનને બહિર્મુખી થતું અટકાવી, વિષયગમન પ્રત્યેના ભ્રમણથી પાછું વાળી પોતાના લક્ષ્ય પ્રતિ સ્થિત કરશે. આમ મનને 'विषयव्रातात्'અર્થાત્ વિષયસમૂહથી પાછું વાળી 'स्वलक्ष्ये' અર્થાત્ 'બ્રહ્મપ્રાપ્તિ' રૂપી લક્ષ્ય તરફ વાળવું, તેને જ 'शम' અર્થાત્ મનોનિગ્રહ કહેવામાં આવે છે.

વારંવાર વિચારપૂર્વક વિષયોમાંથી પાછું વાળેલું મન તેની બહિર્મુખી પ્રકૃતિને કારણે પ્રયત્ન કરવાં છતાં ઇન્દ્રિયવિષય તરફ દોડયાં જ કરશે. આવા ભોગો પ્રત્યે ભાગનારા મનને સમજાવવું જોઈએ કે 'હે મારા મિત્ર મન! તું એમ માને છે કે તું ભોગ કરે છે પરંતુ ભોગ કરી કરીને અંતે તું થાકી જવાનું.' ખરેખર તો આપણે ભોગ્ય પદાર્થોને ભોગવતા નથી પરંતુ ભોગ્ય પદાર્થ આપણને જ ભોગવે છે. ભર્તૃહરિ મહારાજ જણાવે છે તેમ, **"भोगा न भुक्ता वयमेव भुक्ता ।"** (વૈરાગ્ય શતક) " અમે ભોગોને ભોગવ્યા નથી (પરંતુ) અમે જ ભોગવાયા છીએ." જીવનભર આપણે ભ્રાંતિમાં રહ્યા કે આપણે ભોગ્ય પદાર્થોને ભોગવીએ છીએ. પરંતુ જીવનની સંધ્યાએ સમજાયું કે ભોગોએ આપણને ખતમ કરી નાંખ્યા છે. ભોગ્ય પદાર્થો યથાવત

રહ્યા પણ ભોગવનારી ઈન્દ્રિયો જ આખરે ક્ષીણ થઈ ગઈ છે. શરીર નિર્બળ બની ચૂક્યું છે. જે દાંત દ્વારા ખોરાકના ચૂરેચૂરા કર્યા હતા, અંતે તે દાંતે જ સર્વેસર્વા મુખગુહામાંથી વિદાય લીધી. અન્નને જીવનભર ખાનારા આપણે જ અન્ન વડે ખવાઈ ગયા પરંતુ જીંદગીભર વિષયોની પકડમાંથી, વિષયો પ્રત્યેના રાગમાંથી કે વિષયવાસનાની આસક્તિથી વિમુક્ત થયાં નહીં. વિષયસુખ માણનારા આપણી દશા પેલા કૂતરા જેવી છે. સૂકાં હાડકાંનો ટુકડો લઈને પેલો કૂતરો ઝાડની ઓથે જાય છે. કોઈ તે છીનવીને લઈ ન જાય તેવા હેતુથી સંતાઈને હાડકું ચાવે છે. સૂકા હાડકાંમાં ખાવા યોગ્ય માંસનો કણ કે લોહીનું એક ટીપું પણ નથી. છતાંય કૂતરો પ્રેમપૂર્વક, બળપૂર્વક તેને ચાવે છે. આમ થતાં તેના પોતાના તાળવામાંથી જ લોહી નીકળે છે. લોહીનો સ્વાદ આવવાથી તે કૂતરું તેને વધુ બળપૂર્વક ચાવે છે અને ખોરાક મળ્યાનો આનંદ માણે છે. લોહીના સ્વાદથી તે હરખાય છે અને માને છે કે લોહી હાડકામાંથી આવે છે. જેમ જેમ લોહીનો મધુર સ્વાદ માણતો જાય છે તેમ તેમ હાડકું વધુને વધુ ચાવે છે, ચૂસે છે પરંતુ એ કૂતરાને ખબર નથી કે પોતે સ્વયંનું જ લોહી ચૂસી રહ્યો છે. વિષયભોગમાં સુખ માણનારા આપણી સ્થિતિ પણ પેલા કૂતરા જેવી જ છે. ઈન્દ્રિયો દ્વારા વિષયો ભોગવાય છે તેવું સમજનારા આપણને ખ્યાલ નથી કે આપણી ઈન્દ્રિયો જ ધીમે ધીમે ક્ષીણ થતી જાય છે. આજકાલ વધી રહેલા T.V.ના ઉપયોગને લીધે આંખો નબળી પડી જાય છે.આ સંદર્ભે આધુનિક વિજ્ઞાને તો અનુમાન પણ કર્યું છે કે, આજથી સાતમી પેઢી જન્મથી જ નબળી આંખોવાળી હશે તેથી તેઓને જન્મથી જ ચશ્મા પહેરવા પડશે. વધુ પડતો ઘોંઘાટ કાનની બહેરાશ લાવે છે. રોશની માટે કરવામાં આવતી લાઈટોનો ઝગમગારો આંખો ઉપર અસર કરશે. આમ વધુ પડતાં ભોગો ઈન્દ્રિયો, શરીર તથા મન ઉપર અસર પહોંચાડે છે. તેથી વિષયભોગથી દૂર રહેવા માટે ભર્તૃહરિ મહારાજ સ્પષ્ટતા કરતા જણાવે છે કે, **'भोगे रोग भयम् ।'** (વૈરાગ્યશતક) 'ભોગોમાં રોગનો ભય રહેલો છે.'

ક્ષણિકસુખનો આભાસ જન્માવનારા વિષયોના ભોગો આપણી

ઇન્દ્રિયોને જીર્ણ કરે છે, શરીરને વ્યાધિગ્રસ્ત કરે છે તથા મનને દુઃખત્રસ્ત કરે છે તેવું સમજાય તો ભોગ્યપદાર્થો માટેની આસક્તિ છૂટી જાય તેમજ વિષયેચ્છામાંથી મુક્ત થવાય.

આ પ્રમાણે વિષયભોગના સુખમાં દોષદર્શન કરવાની કળા જો હસ્તગત થઈ જશે તો વિષયભોગ પ્રત્યે મનનું સંતૃપ્તબિંદુ આવી જશે. તેમ થવાથી મનની ચંચળતા ઘટશે અને એકાગ્રતા વધશે. આવું વિરક્ત મન જ સંયમી બને છે. મનને વિષયગમન તરફથી પાછું વાળી તેના પર નિયંત્રણ લાવી પોતાના 'આત્મદર્શન' રૂપી લક્ષ્યમાં સ્થિર કરવાના પ્રયત્નને 'શમ' કહેવાય છે. આવું 'શમ'યુક્ત અર્થાત્ સંયમી મન જ બ્રહ્મવિચારમાં એકાગ્ર થઈ શકશે.

(છંદ-અનુષ્ટુપ)

**विषयेभ्यः परावृत्य स्थापनं स्वस्वगोलके ।।२३।।**
**उभयेषामिन्द्रियाणां स दमः परिकीर्तितः ।**
**बाह्यानालम्बनं वृत्तेरेषोपरतिरुत्तमा ।।२४।।**

**उभयेषाम्–इन्द्रियाणाम्**=કર્મેન્દ્રિયો અને જ્ઞાનેન્દ્રિયો; બંનેને
**विषयेभ्यः** = (પોતપોતાના) વિષયોમાંથી
**परावृत्य** = પાછી વાળીને
**स्वस्वगोलके** = પોતપોતાના સ્થાનમાં
**स्थापनम्** = સ્થિર કરવી
**सः** = તે
**दमः** = દમ
**परिकीर्तितः** = કહેવાય (છે.)
**वृत्तेः** = ચિત્તવૃત્તિનું
**बाह्य–अनालम्बनम्** = બહારના (અનાત્મ પદાર્થોનું) આશ્રય ન લેવાપણું
**एषा उत्तमा** = તે શ્રેષ્ઠ
**उपरतिः**=ઉપરતિ (છે.)

**૬૫**

વિષયોમાં ભ્રમણ કરવું તે ઇન્દ્રિયોનો સ્વભાવ છે. વિષયોમાં

વિહાર કરવાના સ્વભાવવાળી ઇન્દ્રિયોને તેમનાં વિષયોમાંથી પાછી વાળી પોતપોતાના ગોલકમાં સ્થિર કરવાના પ્રયત્નને 'દમ' કહેવાય છે. ઇન્દ્રિયોને બાહ્ય વિષયોમાંથી પાછી વાળવા માટે વિવેકપૂર્વકની વિચારણા જરૂરી છે. આદિ અને અંતવાળા ક્ષણજીવી પદાર્થોમાં દોષદર્શન કરીને મનને જો દૃઢ વૈરાગ્યયુક્ત કર્યું હોય તો જ ઇન્દ્રિયો ઉપર નિયંત્રણ કરવું સરળ બને છે. વિષયભોગ દુ:ખની યોની છે. તથા દૃષ્ટિગોચર થતાં તમામ પદાર્થો અસત કે મિથ્યા છે એવું વિવેકપૂર્વક વિચારી મનને જો વિષયોમાંથી પાછું વાળી શકાય તો તેવું વિવેકી મન વિષયગમન કરતી ઇન્દ્રિયોને પાછી વાળી શકે. ઇન્દ્રિયો પાછળ જો મન ન હોય તો માત્ર ઇન્દ્રિયો પોતાના વિષયને ગ્રહણ કરી શકે તેમ નથી. મન વગરની ઇન્દ્રિયો કશું જ જાણવા સમર્થ નથી.

એકવાર સુંદર પોશાકમાં સજ્જ એક બહેન વરઘોડામાં જોડાવા માટે ઉતાવળે પગલે જઈ રહ્યાં હતાં. ચાલતાં ચાલતાં ચંપલ તૂટી ગયું. ઉતાવળમાં હતાં તેથી હવે ચંપલ તૂટતાં તકલીફમાં મુકાયેલા બહેન મુંઝાયા. સમયસર વરઘોડામાં પહોંચવું હતું તેથી તાત્કાલિક ઉપાય શોધતાં તેમણે પોતાનો રૂમાલ કાઢી ચંપલને બાંધવાનો પ્રયત્ન કર્યો પરંતુ ફેશનવાળા ચંપલ હતાં તેથી રૂમાલ બાંધવાથી પણ ચાલી શકાય તેમ ન હતું. હવે ચંપલ સંતાડીને ચાલવાનો પ્રયત્ન કરતાં કરતાં બહેન ઘડીકમાં ચંપલ સામુ જુએ છે તો ઘડીમાં ફૂટપાથ પર બેઠેલા કોઈ મોચીને શોધવા આમતેમ નજર કરે છે. રસ્તા પર કોલાહલ હતો. અનેક માણસો પસાર થતાં હતાં પરંતુ બહેનનું મન તો મોચી, મોચી, મોચી એમ મોચીના નામની જ માળા જપતું હતું. એવામાં વરઘોડામાં જવા નીકળેલા એક ભાઈ સામેથી ચાલતાં ચાલતાં આવી રહ્યાં હતાં. ભાઈને જોઈ બહેને પૂછ્યું,'તમે પણ વરઘોડામાં જવા નીકળ્યાં છો? તે હજી કેટલે દૂર છે?' પેલા ભાઈએ ઉત્તર આપ્યો;' અરે! હું તો મોડો પડ્યો છું. પરંતુ તમારી સામેથી જ તો વરઘોડો હમણાં પસાર થઈ ગયો. હું તો એમ માનતો હતો કે તમે વરઘોડામાંથી જ બહાર નીકળ્યા છો.' ભાઈના ઉત્તર પ્રતિ આશ્ચર્ય અભિવ્યક્ત કરતાં બહેને પૂછ્યું, 'શું આપ સાચું કહો છો? મને તો વરઘોડાનો ઘોડો કે જાનૈયાનું ઢોલ, કંઈ જ જણાયું

નથી.' મોચીને શોધવા એકાગ્ર થયેલા ચિત્તવાળા બહેનને વરઘોડાના માણસો બેન્ડવાજા અને ફટાકડાંના અવાજ સાથે પસાર થયાં છતાં પણ તેમાંનું કશું જ તેમને દેખાયું નહોતું. બહેનના આંખ અને કાન તો ખુલ્લા હતાં છતાં તેમને ન તો કાંઈ દેખાયું કે ન તો ઢોલનો અવાજ સંભળાયો. કારણ કે બહેનનું મન મોચીની શોધમાં રોકાયેલું હતું. આમ, મન જો ઇન્દ્રિયોની પાછળ ન હોય તો વિષય આપણી પ્રત્યક્ષ હોવા છતાં તેનું જ્ઞાન થાય નહીં. જો વિષયની હાજરીની નોંધ જ ન લેવાય તો પછી વિષય પ્રત્યેનું આકર્ષણ તો જન્મે જ ક્યાંથી? મોચીના વિચારોમાં રોકાયેલું મન વરઘોડો પસાર થવા છતાં તેમાં આસક્ત થતું નથી તેમ જો મન પરબ્રહ્મના ચિંતનમાં રોકાયેલું હોય તો વિષયો સામે હોવા છતાં, તે વિષય પ્રત્યે રાગ કે આસક્તિ જન્મી શકે નહીં. આમ મનને જો આત્મચિંતનમાં પરોવી શકાય તો અનાયાસે જ બધી જ ઇન્દ્રિયોનું વિષયભ્રમણ અટકાવી શકાય.પરંતુ આત્મવિચારમાં મનને નિમગ્ન કરવા માટે ઇન્દ્રિયનિગ્રહ આવશ્યક છે.

ઇન્દ્રિયોને સ્વયંના ગોલકમાં સ્થિર કરવાની ક્રિયાને 'દમ' તરીકે વર્ણવતા શંકરાચાર્યજી અત્રે ઇન્દ્રિયનિગ્રહ વિશે સમજાવે છે. ઇન્દ્રિય અને ઇન્દ્રિયગોલક આ બંન્ને ભિન્ન વસ્તુ છે. સ્થૂળ શરીરમાં રહેલાં આંખ, નાક, કાન વગેરેને ઇન્દ્રિયગોલક કહેવાય છે. ઇન્દ્રિયગોલકની મદદથી જ ઇન્દ્રિયો જગતમાં રહેલાં વિષયોને ગ્રહણ કરે છે પરંતુ ઇન્દ્રિય સ્વયં વિષયને જાણી શકે તેમ નથી. અર્થાત્ ઇન્દ્રિયગોલક આંખ તે ચક્ષુ-ઇન્દ્રિય 'દૃષ્ટિ'થી ભિન્ન છે. એટલે કે,"Eye is different from vision." ઇન્દ્રિયગોલક તો મડદાંને પણ હોય છે. મડદામાં આંખ,નાક, કાન વગેરે હોવા છતાં મડદું જોતું, સૂંઘતું કે સાંભળતું નથી. કારણકે તેમાં ઇન્દ્રિયો હોતી નથી. આંખમાં રહેલી દર્શનશક્તિને ચક્ષુ-ઇન્દ્રિય, કાનમાં રહેલી શ્રવણશક્તિને જ કર્ણેન્દ્રિય કે શ્રોત્રેન્દ્રિય, તે જ પ્રમાણે નાકમાં રહેલી ગંધ પારખવાની શક્તિનેજ ઘ્રાણેન્દ્રિય કહે છે. મૃત્યુ સમયે આ સૂક્ષ્મ ઇન્દ્રિયો જીવાત્મા સાથે અન્ય શરીરની પ્રાપ્તિ માટે પ્રવાસ કરે છે જ્યારે ઇન્દ્રિયગોલક તો મડદામાં જ પડી રહે છે. આ વિષયમાં સ્પષ્ટતા કરતાં ભગવાને જણાવ્યું છે કે,

''मनः षष्ठानीन्द्रियाणि प्रकृतिस्थानि कर्षति ।। ''

(ભ.ગીતા. અ-૧૫-૭)

''(ઉત્ક્રમણ સમયે) પ્રકૃતિમાં સ્થિત મનસહિત છ ઈન્દ્રિયોને (જીવાત્મા) લઈ જાય છે.''ઈન્દ્રિયોની અધૂરી રહેલી વાસનાની તૃપ્તિ માટે જ જીવાત્મા નવા શરીરની પ્રાપ્તિને પંથે પ્રયાણ કરે છે. આમ ઈન્દ્રિયોની અતૃપ્ત વાસના જ વ્યક્તિના પુનર્જન્મનું કારણ બને છે. અંત સમયે જે જે પદાર્થની વાસના કરવામાં આવે તે તે પદાર્થની પ્રાપ્તિ માટે જીવાત્મા તે તે યોનીને પ્રાપ્ત કરે છે. તેથી જો ઈન્દ્રિયસંયમરૂપી 'દમ' હાંસલ ન કર્યો હોય તો વિષયભોગની વાસના નષ્ટ નહીં થાય. વાસના અતૃપ્ત રહેતાં પુનર્જન્મ આરક્ષિત, સુરક્ષિત અને નિશ્ચિત છે. તેથી પુનર્જન્મનાં આગમનને જો અટકાવવું હશે તથા જન્મ-મૃત્યુના ચક્રને સમાપ્ત કરવું હશે તો ઈન્દ્રિયોને વિષયભોગની વાસનાથી મુક્ત કરવી અનિવાર્ય છે.માટે જ અત્રે પૂ.શંકરાચાર્યજી'**विषयेभ्यः परावृत्य**' અર્થાત્ વિષયોમાંથી 'ઈન્દ્રિયોને પાછી વાળી ઈન્દ્રિયો ઉપર નિગ્રહ કે સંયમ કરવાનું જણાવે છે. અને મોક્ષ માર્ગના પથિકને આવશ્યક એવા દમરૂપી સાધનને મુમુક્ષુની યોગ્યતા અને સુપાત્રતાનું અંગ ગણાવે છે. ઈન્દ્રિયનિગ્રહ જીવન્મુક્તિરૂપી ઈમારતનો પાયો છે. તે જેટલો મજબૂત હશે તેટલી જ ઈમારત દૃઢ થઈ શકશે.

મનનો સ્વભાવ છે ઈન્દ્રિયો પાછળ પ્રવાસ કરવો તેમજ ઈન્દ્રિયોનો સ્વભાવ છે વિષયોમાં આસક્ત થવાનો. કર્મેન્દ્રિયો અને જ્ઞાનેન્દ્રિયો હંમેશા પોતપોતાનાં વિષયો પ્રત્યે પ્રવાસ કરવાની અભિરુચિ ધરાવે છે. આંખ રૂપ તરફ, કાન મધુર સંગીત તરફ, જીહ્વા વિવિધ સ્વાદ તરફ, નાક ગંધ તરફ તેમજ ત્વચા સુંવાળા સ્પર્શ પ્રત્યે જવા પ્રેરાય છે. પગ પ્રયાણાર્થે, હાથ ગ્રહણ અને ત્યાગ માટે, તેમ જ વાણી હંમેશા શબ્દોચ્ચારણ માટે થનગનતી હોય છે. આ તમામ ઈન્દ્રિયોને તેમના આવા વિષયભ્રમણમાંથી પરાવૃત્ત કરી સ્વયંના ગોલકમાં જો સ્થિત કરવામાં આવે તો જ વાસનામુક્તિના પંથે પ્રયાણ થઈ શકે. વાસના સમાપ્ત થાય ત્યારે જ જન્મમૃત્યુના ચક્રનો અંત

આવી શકે. પરંતુ વાસના સમાપ્ત ત્યારે જ થાય જયારે જીવનમાં વૈરાગ્ય પ્રાપ્ત થાય. વૈરાગ્યના અંકુર ત્યારે જ ફૂટે જયારે વિવેક ઉપલબ્ધ થાય. પરંતુ સત્સંગ વગર વિવેક જાગી શકે નહીં. જો વિવેક પ્રાપ્ત થઈ જાય તો મનોનિગ્રહ અર્થાત્ 'શમ' ઉપલબ્ધ થઈ જાય. 'શમ' આવતાંની સાથે જ 'દમ' અર્થાત્ ઇન્દ્રિયનિગ્રહ પ્રાપ્ત થઈ જાય. આમ ઇન્દ્રિય ઉપર નિયંત્રણ પ્રાપ્ત કરવું એ પ્રત્યેક મોક્ષાર્થીનું પ્રથમ કર્તવ્ય છે. જીતેન્દ્રિય હોવું તે જ જીવન્મુક્તનું લક્ષણ છે. અને તેથી જ સાધકનું સાધન છે. ગીતામાં પણ ભગવાને જણાવ્યું છે કે,

"यदा संहरते चायं कूर्मोऽङ्गानीव सर्वशः ।
इन्द्रियाणीन्द्रियार्थेभ्यस्तस्य प्रज्ञा प्रतिष्ठिता ।।"

(ભ.ગીતા-અ-૨-૫૮)

"જેવી રીતે કાચબો(પોતાના) અંગોને (પોતાનામાં) સમાવી લે છે તેમ આ પુરુષ જયારે સર્વ ઇન્દ્રિયોના વિષયોમાંથી ઇન્દ્રિયોને પાછી ખેંચી લે છે ત્યારે તેની પ્રજ્ઞા(બુદ્ધિ) સ્થિર થાય છે."આમ ઇન્દ્રિયનિગ્રહ આત્મપ્રાપ્તિના પંથે આવશ્યક નહીં બલકે અનિવાર્ય છે. અર્જુનને સંબોધતાં ભગવાન આગળ પણ જણાવે છે કે,

"तानि सर्वाणि संयम्य युक्त आसीत मत्परः ।
वशे हि यस्येन्द्रियाणि तस्य प्रज्ञा प्रतिष्ठिता ।।"

(ભ.ગીતા-અ-૨-૬૧)

"તે સઘળી ઇન્દ્રિયોને વશ કરીને ચિત્તને સ્થિર કરી 'હું જ પરમાત્મા છું' તેવી બુદ્ધિયુક્ત થઈ સ્થિર બેસે છે આમ, ખરેખર જેની ઇન્દ્રિયો(પોતાના) વશમાં છે તેની જ બુદ્ધિ સ્થિર થાય છે."

ઇન્દ્રિયો ઉપર કાબૂ કરવાથી જ ઇન્દ્રિયો વિષયભ્રમણ કરતી અટકે છે. તેમ થવાથી વાસનાઓ સમાપ્ત થાય છે અને વાસના સમાપ્ત થવાથી જ વ્યક્તિ પોતાના આત્મસ્વરૂપમાં સ્થિત થઈ જીવન્મુક્ત થઈ શકે છે.

## ઉપરતિ

ઇન્દ્રિયોને વિષયોમાંથી પાછી વાળી, તેમના ગોલકમાં સ્થાપી ઇન્દ્રિયનિગ્રહ કર્યા બાદ હવે મનની વૃત્તિઓને વિષયભ્રમણ કરતી અટકાવવી તેને 'ઉપરતિ' કહે છે. દમ વડે ઇન્દ્રિયનિગ્રહ અને શમ વડે મનોનિગ્રહ થવાથી ઉપરતિ આપોઆપ આવી જાય છે. ઉપરતિ અર્થાત્ મનનું વિષયોમાંથી ઉપરામ થવું.એટલે કે મનનું વિષયભોગથી સંતૃપ્ત થઈ જવું. ઉપરામ થઈ ગયેલા મનમાં સંતૃપ્તિના, સંતોષના ઓડકાર આવી ગયા હોવાથી પુનઃ તેને વિષયોને ભોગવવાની ઇચ્છા થતી નથી.

જે વ્યક્તિ વિવેક-વિચારને પંથે પ્રયાણ કરી ચૂકી હોય, વિવેક-વિચારને પરિણામે તેને વૈરાગ્ય પ્રાપ્ત થયો હોય. વૈરાગ્યની ભાવના સાથે તેણે ઇન્દ્રિયનિગ્રહ દ્વારા 'દમ' અને મનોનિગ્રહ વડે 'શમ'નો અભ્યાસ કર્યો હોય તો તેવી વ્યક્તિ અંતર્મુખતાને પ્રાપ્ત થઈ જાય છે અને તેનું મન વિષયભ્રમણમાંથી મુક્ત થઈ જાય છે. વિષયવાસનાના વિચારથી મુક્ત થયેલું મન ઉપરતિને પ્રાપ્ત થાય છે. આમ મન વિવેક-વૈરાગ્ય અને 'શમ-દમ' જેવા સાધનોના અભ્યાસ દ્વારા વિષયોમાંથી પાછું ફરે ત્યારે તેવા બાહ્ય વિષયોના આલંબનથી પાછું વળેલું મન, વિષયવિચારથી મુક્ત થયેલું મન ઉપરતિને પામે છે. આવું અંતર્મુખ થયેલું પરિપક્વ મન જ ચિત્તશુદ્ધિને પ્રાપ્ત કરી આત્મકલ્યાણ માટે મદદરૂપ બની શકે તેમ છે.

(છંદ-અનુષ્ટુપ)

सहनं सर्वदुःखानामप्रतिकारपूर्वकम् ।
चिन्ताविलापरहितं सा तितिक्षा निगद्यते ।।२५।।

अप्रतिकारपूर्वकम् = કોઈ પણ પ્રકારની પ્રતિક્રિયા કર્યા વગર
चिन्ताविलापरहितम् = ચિન્તા કે વિલાપ કર્યા વગર
सर्वदुःखानाम् = આવી પડેલાં બધાં દુઃખોને
सहनं सा = સહન કરવાં તેને
तितिक्षा निगद्यते = 'તિતિક્ષા' કહેવાય છે.

## તિતિક્ષા

વિવિધ સંજોગોનો સરવાળો એટલે જ જીવન. અનુભવોની સતત હારમાળા એનું નામ જ જીવન. જીવનમાં અનેક પ્રકારની પરિસ્થિતિઓ પ્રાપ્ત થતી હોય છે. તેમાં પણ મુખ્ય બે પ્રકારની પરિસ્થિતિઓ જોવા મળે છે. એક છે ઈચ્છનીય અને સાનુકૂળ પરિસ્થિતિ જે મનુષ્યને સુખદ અનુભવ કરાવી જાય છે. જયારે બીજી અનિચ્છનીય અને પ્રતિકૂળ પરિસ્થિતિ. જે મનુષ્યને દુઃખદ અનુભવાય છે. આમ જીવનમાં ક્યારેક આરામદાયી,આનંદદાયી કે સુખદ અનુભવ થાય છે. તો ક્યારેક કંટાળાજનક ત્રાસદાયી, હેરાનગતિયુક્ત, દુઃખદાયી અનુભવ પ્રાપ્ત થાય છે.આમ ચઢતી અને પડતીનું નામ જ જીવન છે.

માત્ર અનુકૂળ કે માત્ર પ્રતિકૂળ સંજોગ જ પ્રાપ્ત થાય તેવું જીવનમાં કદાપિ હોઈ શકે નહીં. પરંતુ અનેક દુઃખદાયી ઘટનાઓ બાદ જો સુખદ સંજોગ પ્રાપ્ત થાય ત્યારે જ વ્યક્તિ તેનો આનંદ માણી શકે છે. આખી રાત અંધકારમાં પસાર કર્યા બાદ જ ઉષાની લાલીમાના દર્શન થઈ શકે છે. ત્યારે જ તે આરામદાયી અનુભવાય છે. સતત પરિશ્રમ બાદ જો આરામની પળો મળે તો જ તે આરામની કિંમત થઈ શકે છે અને તેનો આનંદ અનુભવી શકાય છે. પરંતુ માત્ર આરામ જ હોય તો તેનો આનંદ યોગ્ય રીતે અનુભવાશે નહીં.

જેના જીવનમાં નિષ્ફળતા નથી તેને સફળતાનું સુખ એટલે શું તે સમજાતું નથી. ખરેખર તો જે સહન કરે તેનું નામ જ સાધુ છે. પ્રતિકૂળ સંજોગોને સહન કરવાની આવડત જીવનમાં કેળવવી જરૂરી છે. આવી પડેલ સંજોગને મિટાવી ન શકનાર તમામ માનવી દુઃખદ કે વિકટ પરિસ્થિતિને સહન તો કરે છે પરંતુ પ્રતિક્રિયા સાથે સહે છે અર્થાત્ આવી પડેલા દુઃખને ભોગવ્યા વિના બીજો કોઈ ઉપાય જ ન હોવાથી અસહાય, નિઃસહાય થઈને ચિંતા તેમજ વિલાપ કરતાં કરતાં એટલે કે રોદણાં રોતાં રોતાં પરિસ્થિતિનો વિરોધ કરતાં કરતાં તેને ભોગવે છે. જયારે કોઈ વ્યક્તિ કે

શ્રોતા તેમને મળે કે તુરત જ તેઓ પોતાના દુઃખનું, દર્દનું, સમસ્યાઓનું, મુશ્કેલીઓનું અને સ્વયંથી ન ઉકેલાયેલા પ્રશ્નોનું ગાણું ગાવાનું ચાલુ કરી દે છે. તેઓ જીવનની પરિસ્થિતિને હિંમતપૂર્વક વધાવતા નથી કે ધૈર્ય સાથે તેનો સામનો કરવાની તત્પરતા દાખવતા નથી પરંતુ ફરિયાદી થઈને પોતાના સંજોગને દુઃખ માટે જવાબદાર ગણાવી હંમેશા વિલાપ કરતાં હોય છે. તેવી વ્યક્તિને જીવનમાં જો કોઈ સંતનોસમાગમ કે સત્સંગ પ્રાપ્ત થઈ જાય તો પણ દુઃખમુક્તિના કે મોક્ષના મૂળભૂત પ્રશ્નોને વિસારી તેઓ પોતાના સંજોગોને બદલવા માટે જ ઉપાય પૂછતા હોય છે. આવી રીતે વિકટ સંજોગમાં જીવન જીવનાર લોકોને તિતિક્ષાનો પરિચય નથી. સહનશીલતા એટલે શું તે સમજાયું નથી. ખરેખર તો સંજોગને હસતાં મુખે સ્વીકારે, પરિસ્થિતિને ઈશ્વરનો પ્રસાદ માની આવકારે તેમ જ જીવનના પ્રત્યેક પ્રસંગને પ્રસન્નતાથી પસાર કરે તેને જ સાચી તિતિક્ષા કહે છે. તિતિક્ષા સમજાવતા અત્રે પૂ.શંકરાચાર્યજી જણાવે છે કે તમામ દુઃખોને પ્રતિક્રિયા વિના, ચિંતા કે વિલાપ કર્યા વગર 'હું દુઃખી છું.', 'હું પાયમાલ થઈ ગયો.' વગેરે જેવાં નિઃસાસા નાંખ્યા વગર જે સહન કરે છે તેવી સહન કરવાની શક્તિને, તેવા સહનના સામર્થ્યને જ તિતિક્ષા કહેવામાં આવે છે. પરંતુ આ તિતિક્ષા પ્રાપ્ત થાય કઈ રીતે? પૂજ્ય સાગર મહારાજ જણાવે છે તેમ પ્રાપ્ત થયેલા સંજોગો પ્રત્યે જો ઈશ્વરના પ્રસાદનો ભાવ રાખવામાં આવે તો જ કદાચ જીવનના તમામ સંજોગોનો સામનો કરવાની કળા હસ્તગત થઈ જાય.

"જયમ જયમ દરદ આવ્યા કરે,ખૂબ ખૂબ ખુશી ત્યમ માણવી,
સમજી જવું કે દિલબરે, કંઈ ભેટ આપી અવનવી."

દિલબરે અર્થાત્ પ્રિયતમ પરમાત્માએ જો દર્દરૂપી ભેટ આપી હોય તો તેનો પ્રસાદની જેમ સ્વીકાર કરવાથી દર્દ એ દોલત બની જશે. જેવી રીતે સાનુકૂળ સંજોગ ઈશ્વરની કૃપા દ્વારા પ્રાપ્ત થાય છે તે જ પ્રમાણે વિચારવું કે પ્રતિકૂળ સંજોગ પણ ઈશ્વરે મોકલેલી ભેટ છે. આમ ભેટ શું છે તેની સામે દૃષ્ટિ કર્યા વગર ભેટ કોના દ્વારા પ્રાપ્ત થાય છે તેનો જો

વિચાર કરવામાં આવે તો મન સંજોગમાંથી હટીને સર્જનહાર તરફ દોરાશે અને તે પરમાત્માના વિચારમાં જ એવી પ્રસન્નતા પ્રાપ્ત થશે કે દર્દ અને દુઃખ જીવનમાંથી લુપ્ત થઈ જશે. વિકટ સંજોગો પરમાત્માએ કસોટી અર્થે કે તપશ્ચર્યા શીખવવા માટે મોકલ્યા છે, તેમ માની પ્રતિક્રિયા રહિત થઈ ચિંતા, વિલાપ કે રુદનને જીવનમાંથી કાયમી વિદાય આપી પ્રસન્નતાપૂર્વક સમય પસાર કરવો જોઈએ. દુઃખ કે દર્દ તરફ જો આવો અભિગમ પ્રાપ્ત કરી શકાય તો દર્દ પણ દોલત બની જાય.

પરમાત્મા દ્વારા જો સજા થાય તો સમજવું કે તે દંડ નથી પરંતુ દયા છે. ઈશ્વરનો કોપ નથી પરંતુ કરુણા છે. ભૌતિક સુખ-સંપત્તિ જો પ્રાપ્ત થાય તો જગતને માણવામાં અને ભોગોને ભોગવવામાં ભગવાન ભુલાઈ જાય છે. પરંતુ દુઃખદ પરિસ્થિતિ જ પરમાત્મા પાસે જવાની પ્રેરણા પૂરી પાડે છે. જે સંજોગ પરમાત્માની પ્રાપ્તિ માટે પ્રેરણા પૂરી પાડે તેવા સંજોગની પ્રાપ્તિથી અન્ય કે ભિન્ન બીજી કઈ મોટી દોલત કે સંપત્તિ હોઈ શકે? આવી સમજ સાથે સંજોગોનો સામનો થાય તો તેને તિતિક્ષા કહે છે.જેની પાસે તિતિક્ષારૂપી ધન છે તે સુખદ કે દુઃખદ પરિસ્થિતિમાં સમાન ભાવે રહે છે. તિતિક્ષા સંપન્ન વ્યક્તિ લોટરી લાગવા જેવા સુખદ સંજોગમાં આનંદનો અતિરેક થવા દેતા નથી, તેમ જ દેવાદાર પરિસ્થિતિમાં ભગ્નાશાથી ઘેરાઈ જતા નથી. આ પ્રમાણે સુખ આવે ત્યારે સફળતાના નશામાં છકી ન જાય અને દુઃખ પ્રાપ્ત થાય ત્યારે નિરાશા કે હતાશાના સમુદ્રમાં ડૂબી ન જાય તે જ સાચો તિતિક્ષાવાન છે.

કેટલાક અજ્ઞાનીજનો પોતાને પ્રાપ્ત થયેલા દુઃખ માટે બીજાને જવાબદાર ગણે છે. પોતાના વિકટ સંજોગો માટે અન્ય વ્યક્તિ ગુનેગાર છે તેવું માને છે. પરંતુ વાસ્તવમાં તો સુખ કે દુઃખ કોઈ કોઈને આપી શકે નહીં. સ્વયંના કર્મોનું ફળ જ આપણને સુખદ કે દુઃખદ પરિસ્થિતિ પ્રાપ્ત કરાવે છે. કર્મફળદાતા ઈશ્વર જ આપણને આપણા કર્મ પ્રમાણે ફળ પ્રદાન કરે છે. આમ પ્રાપ્ત સંજોગો આપણા પૂર્વ કર્મોનું ફળ છે અને આ કર્મફળ

ઈશ્વર દ્વારા આપણને પ્રાપ્ત થતું હોવાથી તે ઈશ્વરનો પ્રસાદ જ ગણાય. આમ હોવાથી આપણને પ્રાપ્ત થતા અનુભવો માટે સ્વયંથી અન્ય કોઈ વ્યક્તિને જવાબદાર ગણી શકાય નહીં.

માનવજીવનની વ્યાખ્યા જ કંઈક એવી છે કે જેમાં અલ્પ સુખ અને પછી દુઃખની પરંપરા. વળી પાછું થોડું સુખ અનુભવો અને તરત જ સુખના પડછાયાની જેમ પાછળ રહેલું દુઃખ ઘેરો ઘાલી દે છે.સુખદ અને દુઃખદ સંજોગો તો ખેતરનાં કૂવામાંથી પાણી કાઢવા વપરાતા રેંટ જેવા છે. રેંટ ચાલતો હોય ત્યારે જેમ રેંટના ખાલી ઘડા કૂવામાં જાય અને કૂવામાંથી ભરાઈને ઘડા ઉપર આવે. તે વળી પાછા ઉપર ઊંધા થતા ઠલવાય અને ખાલી થઈ નીચે કૂવામાં જાય. ફરીથી તેમાં પાણી ભરાય અને પુનઃ તેઓ ઉપર આવી ઠલવાય. આમ નિરંતર ચક્ર ચાલુ રહે છે. તેવી જ રીતે મનરૂપી ઘડામાં પણ સુખ ભરાય, તે ખાલી થાય અને દુઃખ ભરાય. એ પ્રમાણે હંમેશા ચાલ્યા જ કરતું હોય છે. ખરેખર તો સુખ કે દુઃખ એકબીજાની અપેક્ષાથી જ અનુભવાય છે. આપણે જમીન ઉપર ચાલતા રહીએ તો અંતે જમીનનો જે અંત આવે છે તે જ દરિયાનો કિનારો બને છે. તેમજ જો દરિયામાં મુસાફરી કરીએ અને દરિયાનો જે અંત આવે છે તે વાસ્તવમાં અંત નથી. પરંતુ જમીનની શરૂઆત છે. આમ જમીનનો અંત તે જ દરિયાનો કિનારો છે અને દરિયાનો અંત એ જ જમીનનો પ્રારંભ છે. તે જ પ્રમાણે દુઃખદ સ્થિતિના અંત જ આપણને સુખ તથા સુખદ સંજોગોનો અંત જ દુઃખ તરીકે અનુભવાય છે. આમ, સુખ અને દુઃખ સાપેક્ષ છે તથા આવનારા અને જનારા છે. વાસ્તવમાં તો કાયમી સુખ કે દુઃખ જેવી કોઈ વસ્તુ જ નથી. માટે જ અર્જુનને સંબોધતા ભગવાન જણાવે છે કે,

''मात्रास्पर्शास्तु कौन्तेय शीतोष्णसुखदुःखदाः ।
आगमापायिनोऽनित्यास्तांस्तितिक्षस्व भारत ।।''

(ભ.ગીતા અ-૨-૧૪)

''હે કૌન્તેય, ઇન્દ્રિયોના વિષયસંયોગથી પ્રાપ્ત સુખ અને દુઃખ

તો ઠંડી અને ગરમીની જેમ આવનારા અને જનારા હોવાથી અનિત્ય છે. માટે હે ભારત! તેમને તું સહન કર.'' આમ પ્રારબ્ધગત, સંજોગવશાત પ્રાપ્ત થનારા સુખ અને દુઃખ ઈન્દ્રિયજન્ય તથા ઉત્પન્ન થનારા અને નાશ પામનારા હોવાથી અનિત્ય છે તેમ જાણી પ્રતિક્રિયા રહિત થઈ જીવન જીવવું જોઈએ. જો આ ન સમજાય તો પોતાને પ્રાપ્ત અડધા રોટલાના દુઃખને ન ગણકારતાં, પોતાનાથી વધુ દુઃખી એવી વ્યક્તિની ખાલી થાળી ભણી નજર કરી, પોતાને પ્રાપ્ત સંજોગોને પણ ઈશ્વરનો ઉપકાર માની ફરિયાદ કે ચિંતામુક્ત થઈ જીવન જીવવું જોઈએ. એટલે કે પોતાના અલ્પ દુઃખ સામે અન્યના મહાન દુઃખને નજર સમક્ષ રાખવાથી પોતાનું દુઃખ એ દુઃખ જણાશે નહીં પરંતુ તેમાં પણ ઈશ્વરની મહાન કૃપાનો જ આભાસ વર્તાશે. આમ જીવનમાં સુખ કે દુઃખને સહન કરવાની કળા આવડવી જોઈએ.

ટૂંકમાં, જેની પાસે સુખ, સગવડ, સત્તા, સંપત્તિ કે ધનવૈભવ કે વિજયનો અપચો નથી તથા તેના અભિમાનમાં છકી જઈ સ્વચ્છંદી વર્તન નથી તેમજ નિરાશા, નિષ્ફળતા, હતાશા, ભગ્નાશા, દુઃખ કે હારનું દર્દ નથી તથા તેવા સંજોગો પ્રત્યે પ્રતિકાર, ફરિયાદ, ચિંતા, વિલાપ કે રુદન નથી પરંતુ તમામ સંજોગોમાં ચિંતામુક્ત થઈ શાંત ચિત્તે જે જીવન જીવે છે તે જીવન જ તિતિક્ષાથી અલંકૃત થયેલું જીવન છે.

(છંદ-અનુષ્ટુપ)

**शास्त्रस्य गुरुवाक्यस्य सत्यबुद्ध्यवधारणम् ।**
**सा श्रद्धा कथिता सद्भिर्यया वस्तूपलभ्यते ।।२६।।**

**शास्त्रस्य गुरुवाक्यस्य** = શાસ્ત્રના (અને) ગુરુદેવના વાક્યોને
**सत्यबुद्ध्यवधारणम्** = સત્યપણાની બુદ્ધિ વડે ધારણ કરવા,
**सा सद्भिः** = તેને સત્પુરુષો
**श्रद्धा** = શ્રદ્ધા
**कथिता** = કહે છે
**यया** = જે(શ્રદ્ધા) વડે
**वस्तु** = આત્મવસ્તુ
**उपलभ्यते** = પ્રાપ્ત થાય છે.

## શ્રદ્ધા

આત્મસાક્ષાત્કાર આપણા જીવનનું અંતિમ લક્ષ્ય છે. તેને પામવા માટે શાસ્ત્રના વચનોનું શ્રવણ તથા ગુરુના યુક્તિસભર આદેશ અને ઉપદેશ ઉપર વિચારણા જરૂરી છે. પરંતુ તે માટે સૌ પ્રથમ શાસ્ત્ર અને ગુરુના વચનોમાં શ્રદ્ધા હોવી આવશ્યક છે. તેથી મોક્ષમાર્ગના પ્રવાસીને શંકરાચાર્યજીએ અત્રે શ્રદ્ધારૂપી સાધનની વાત કરી છે.**"शास्त्रस्य गुरुवाक्यस्य सत्यबुद्धि अवधारणं श्रद्धा कथिता ।।"** અર્થાત્ શાસ્ત્ર અને ગુરુના વાક્યો સત્ય છે તેવી શંકાવિહોણી દૃઢ બુદ્ધિને 'શ્રદ્ધા' કહે છે. ગુરુ અને શાસ્ત્રવચનો કદાપિ સત્યથી વેગળા ન જ હોય પરંતુ તેમના દ્વારા જે કંઈ ઉપદેશાય છે તે જ સત્ય છે. એવા દૃઢ નિશ્ચયવાળી બુદ્ધિને 'શ્રદ્ધા' કહે છે. જેની પાસે આવી અચળ શ્રદ્ધા છે તે જ સંસારસાગરને સરળતાથી પાર કરી જાય છે. પરંતુ શ્રદ્ધા વગરનો સાધક જીવનપર્યંતના શ્રવણ છતાં પણ જીવનના અંતિમ લક્ષ્યને અર્થાત્ આત્મસાક્ષાત્કારને પ્રાપ્ત કરી શકતો નથી. તેથી જ જ્ઞાનમાર્ગના પથિક માટે શાસ્ત્ર અને ગુરુમાં શ્રદ્ધા હોવી તે મહત્ત્વનું અને અનિવાર્ય અંગ છે.

આધુનિક શિક્ષિત ગણાતાં સમાજમાં વૈદિક પરંપરા જ્યારે નષ્ટપ્રાય થઈ રહી છે ત્યારે કેટલાક લોકો શાસ્ત્રને, ઋષિમુનિઓના ટાઢાપહોરના ગપ્પા માને છે. તથા ઈશ્વરને ઉપજાવી કાઢેલું તૂત સમજે છે. તેઓની દલીલ છે કે,'જે મૂર્તિને પથ્થરમાંથી મનુષ્યએ ઘડી કાઢી હોય અને તેના મંદિર બંધાવી જો તેની પૂજા કરતો હોય તો તેવા જડ પથ્થરને પૂજવા અમે તૈયાર નથી. તેમને નથી મૂર્તિમાં શ્રદ્ધા, મૂર્તિપૂજામાં વિશ્વાસ કે પછી તેમની વાત સમજાવતા શાસ્ત્રોમાં પણ શ્રદ્ધા. શાસ્ત્ર વિશે તેઓનું મંતવ્ય એવું છે કે હજારો વર્ષ પૂર્વે સામાજીક વિકાસને ધ્યાનમાં લઈ શાસ્ત્રોની રચના થઈ છે. તેવા જૂના ગ્રંથો આજના વિજ્ઞાનપ્રધાન આધુનિક યુગમાં કેવી રીતે ઉપયોગી થઈ શકે? એટલું જ નહીં તેવા વહેમ અને અંધશ્રદ્ધાયુક્ત માનસ વડે રચાયેલા તે ગ્રંથો આજના જમાનામાં સ્વીકાર્ય પણ થઈ શકે નહીં. અમારા જીવનના રોજબરોજના પ્રશ્નોનું સમાધાન તો વિજ્ઞાન વડે થઈ શકે છે.' આવી વિચારણા ધરાવતા લોકો ઘણી ભ્રાંતિમાં જીવે છે તથા અદ્ભુત અને અલૌકિક

આપણા વૈદિક વારસાથી વંચિત રહેલા છે. હકીકતમાં માનવજીવનના કેટલાંય મૂળભૂત પ્રશ્નો એવા છે કે જેની સામે વિજ્ઞાન નિરુત્તર છે. આપણી આસપાસ જો નજર કરવામાં આવે તો કેટલાંક લોકો પાસે, રહેવાને માટે મોટા મોટા મહેલો છે. ચાર વ્યક્તિના કુટુંબ માટે દસ રૂમોનાં પાંચ મકાનો હોય છે. વાપરવા માટે દસ-દસ ગાડીઓ હોય છે. જ્યારે કેટલાક લોકોને રાતવાસો કરવા માટે કોઈક ઘરનો ઓટલો પણ મળી શકે તેમ નથી. તેટલું જ નહીં, દસ માણસોનું કુટુંબ એક નાનકડાં ઝૂંપડામાં સમાવાનો પ્રયત્ન કરે છે. કેટલાંક લોકો પાસે અનાજના ભંડાર છે. વધેલું અન્ન કોને આપવું તે પ્રશ્ન છે જ્યારે કેટલાંય ગરીબોને પેટનો ખાડો પૂરવા જેટલું અન્ન પણ હોતું નથી.જગતમાં જોવા મળતી આવી અસમાનતાનું કારણ વિજ્ઞાન આપી શકે તેમ નથી. ઘણીવાર એક જ વાહનમાં મુસાફરી કરનાર મુસાફરોને અકસ્માત નડતાં કોઈ એક વ્યક્તિનો પ્રાણ ચાલ્યો જાય છે, તો વળી કોઈકનો માત્ર પગ કપાય છે, જ્યારે કેટલાંકને સહેજ પણ ઈજા થતી નથી. આવું થવાનું કારણ પૂછતાં કોઈ કહેશે કે, જેણે ખૂબ પાપ કર્યા હતા તેણે આ દુનિયામાંથી વિદાય લીધી. જેણે થોડાં પાપ કર્યા હતા તેનો પગ ભાંગ્યો અને નીતિથી જીવનાર સદાચારી વ્યક્તિ બચી ગઈ. પરંતુ આવા પ્રત્યુત્તર સામે એક બીજો પ્રશ્ન જાગે છે કે જે બાળકો જન્મથી જ આંધળા, બહેરાં કે અપંગ જન્મે છે, તેમને કયા કર્મોની સજા થતી હોય છે? આવા અનેક પ્રશ્નો પ્રત્યે વિજ્ઞાન નિરુત્તર છે. હજુ જો પ્રશ્ન કરીએ તો એમ પણ પૂછી શકાય કે આપણો જન્મ શા માટે અમુક ચોક્કસ મા-બાપને ત્યાં ચોક્કસ સમયે અને કોઈ નિશ્ચિત સ્થળે જ થતો હોય છે? આ જગતની ઉત્પત્તિ કેવી રીતે થઈ હશે? જે નિયમિત ચાલતા કુદરતી પરિબળો છે તેનું સંચાલન કોણ, કેવી રીતે કરતું હશે? મૃત્યુ પછી મનુષ્યની ગતિ શું હશે? આવા તમામ વિજ્ઞાન દ્વારા વણઉકલ્યા પ્રશ્નોનાં સમાધાન માટે આપણે શાસ્ત્રોના શરણમાં ગયા વગર છૂટકો નથી. શાસ્ત્રમાં જો શ્રદ્ધા નહિ હોય તો જીવનના આવા મહત્ત્વના પ્રશ્નો આપણને મૂંઝવણમાં મૂકી દેશે. દૃશ્ય, જડ અને ભૌતિક જગતને સમજવા મથી રહેલું વિજ્ઞાન જ્યાં મૌન થઈ જાય છે ત્યાં જ અધ્યાત્મશાસ્ત્રનો ઉદય થાય છે.

જીવ-જગત, માયા કે ઈશ્વર વિશેની સાચી સમજણ કેવળ શાસ્ત્ર દ્વારા જ મળી શકે તેમ છે માટે શાસ્ત્રમાં શ્રદ્ધા હોવી અનિવાર્ય છે.

શ્રદ્ધા વિના જીવનવ્યવહાર પણ આગળ વધી શકે તેમ નથી. માટે જ કહ્યું છે કે,'વિશ્વાસ વિના વહાણ પણ ન ચાલે.' આપણા જન્મ સમયની નોંધણી ન તો આપણી માતા કરી શકે કે તે સમયે ગેરહાજર રહેનાર પિતા દ્વારા થઈ શકે. શસ્ત્રક્રિયામાં વ્યસ્ત વૈદ પણ ન કરી શકે. પરંતુ મદદનીશ તરીકે સેવા બજાવનાર નર્સ પોતાની નવરાશની પળોમાં જ સમય નોંધતી હોય છે. છતાં આપણે નર્સે લખેલા સમયને શ્રદ્ધા રાખી સ્વીકારીએ છીએ. એટલું જ નહીં, સ્વયંના પિતા કોણ છે તે પણ આપણે માતામાં શ્રદ્ધા રાખી તેની પાસેથી જ જાણીએ છીએ. આમ, શ્રદ્ધા વિના વ્યવહાર પણ આગળ વધી શકે તેમ નથી.

વિજ્ઞાનના વિકાસની સાથે સાથે રોજબરોજ નવા નવા અદ્યતન મશીનો બજારમાં આવતા જાય છે. આ મશીનોનો ઉપયોગ કેવી રીતે કરવો તેનાથી અજાણ આપણે તે માટેની માહિતી-પુસ્તિકા મશીનની સાથે જ પ્રાપ્ત કરીએ છીએ. જો આ માહિતી-પુસ્તિકામાં શ્રદ્ધા રાખી તેનો અભ્યાસ ન કરીએ તો મશીનનો ઉપયોગ કેવી રીતે કરવો તે સમજી શકાય નહીં. એટલું જ નહીં, ડૉક્ટરે આપેલી દવાને કેવી રીતે લેવી તેની માહિતી પણ આપણે ડૉક્ટર પાસેથી પ્રાપ્ત કર્યા વિના દવાનો ઉપયોગ કરી શકીએ નહીં. આમ, સામાન્ય મશીનને સમજવા કે જીવનજરૂરીયાતની ચીજવસ્તુના ઉપયોગ માટે કોઈકને કોઈક પુસ્તક કે વ્યક્તિ ઉપર શ્રદ્ધા રાખવી પડતી હોય તો પછી અકળ બ્રહ્માંડને તથા અનંત પરમાત્માને શાસ્ત્રમાં શ્રદ્ધા રાખ્યા વિના કઈ રીતે સમજી શકાય? નિરંતર વહેતી નદીઓ, નિયમિત અસ્ત અને ઉદય પામતો સૂર્ય, સમયે સમયે બદલાતી ઋતુઓ, ઋતુ પ્રમાણે વૃદ્ધિ અને વિકાસને પ્રાપ્ત થતું વનસ્પતિજગત તેમજ અગણિત અસંખ્ય વિવિધ પ્રકારના પ્રાણીઓથી વ્યાપ્ત આ જગતને સમજવા શાસ્ત્રનો શ્રદ્ધાપૂર્વક જો આશ્રય લેવો પડે તો તેમાં અજુગતું શું હોઈ શકે? જયાં સુધી જીવ, જગત અને ઈશ્વરને સમજાવતા

શાસ્ત્રનો અભ્યાસ નહીં હોય ત્યાં સુધી જન્મ-મૃત્યુ કે પછી સુખ અને દુઃખની આંધીમાં ઝોલા ખાતાં જીવનમાંથી મુક્તિનો ઉપાય જડી શકે તેમ નથી. સંસારબંધનથી છૂટકારો પ્રાપ્ત કરવો હોય તો ગુરુની મદદ લઈ શાસ્ત્રને સમજવાનો પ્રયત્ન કરવો પડશે અને ગુરુ તેમજ શાસ્ત્રમાં અવિચળ શ્રદ્ધા રાખી તેઓએ ચીંધેલા રાહ ઉપર પ્રયાણ કરવું પડશે.

શાસ્ત્ર અતિ વિશાળ અને ગહન છે. ઘણાં બધાં વૈજ્ઞાનિકોનું નિરીક્ષણ, પ્રયોગ અને ચકાસણીના આધારે તારવેલો નિચોડ એટલે જ વિજ્ઞાન. તેવી રીતે અનેક ઋષિમુનિઓનો શ્રુતિસંમત, તર્કયુક્ત, યુક્તિપૂર્વકનો સ્વાનુભવનો નિષ્કર્ષ એટલે જ શાસ્ત્ર. શાસ્ત્ર અપૌરુષેય છે. તેમાં ઉપદેશાયેલ તત્ત્વ દેશ, કાળની મર્યાદાથી મુક્ત છે. મન, વાણી અને બુદ્ધિની ક્ષિતિજોની પેલે પાર છે. તેથી જ કોઈ પણ વ્યક્તિના માર્ગદર્શન વિના સ્વ-અધ્યયન વડે તેના ગૂઢાર્થને જાણી શકાય તેમ નથી. આવા શાસ્ત્રના રહસ્યને પામવા તો શાસ્ત્રના જ્ઞાતા તેમજ શાસ્ત્રમાં વર્ણવાયેલ તત્ત્વને જેમણે આત્મસાત્ કર્યું હોય તેવા ગુરુ પાસે જવું પડે. માટે ઉપનિષદ પણ આવી વિચારણાને સંમતિ આપતાં જણાવે છે કે, 'आचार्यवान्पुरुषो वेद'(છાંદોગ્યશ્રુતિ-૬/૧૪/૨) આમ, ઈન્દ્રિય અગોચર, મન-બુદ્ધિથી અગમ્ય એવા અપ્રમેય વિષયનું જ્ઞાન પ્રાપ્ત કરવા માટે કોઈ માર્ગદર્શક ગુરુની સમીપ જવું અનિવાર્ય છે. જો આમ જ હોય તો પણ ગુરુમાં શ્રદ્ધા રાખવી આવશ્યક છે. શાસ્ત્રમાં વર્ણવાયેલ પરમતત્ત્વ પ્રત્યક્ષ નથી અર્થાત્ પાંચ જ્ઞાનેન્દ્રિય દ્વારા જાણી શકાય તેમ નથી. તે જ પ્રમાણે તે પરમાત્મા મન, બુદ્ધિથી પણ અગમ્ય છે, અકલ્પ્ય છે, અજ્ઞેય છે તેથી પરોક્ષજ્ઞાનનો વિષય પણ નથી.માટે જ પરમાત્માને જાણવાનું એક જ પ્રમાણ છે અને તે છે 'શબ્દપ્રમાણ' અર્થાત્ શાસ્ત્ર. માત્ર શાસ્ત્ર પ્રમાણ દ્વારા જ ગુરુ પાસેથી જાણી શકાય તેમ હોવાથી આત્મજ્ઞાનની પ્રાપ્તિને પંથે નીકળી ચૂકેલા જીજ્ઞાસુએ ગુરુ અને શાસ્ત્રમાં શ્રદ્ધા રાખવી અનિવાર્ય છે.શિષ્ય જો સત્યને સમજવા સમર્થ ન હોય તો ગુરુ તેને તર્ક દ્વારા કે યુક્તિ દ્વારા પણ સમજાવવાનો પ્રયત્ન કરે છે અને કેટલીકવાર પોતાની સ્વાનુભૂતિનો

આશ્રય લઈને પણ શાસ્ત્રના રહસ્યને ઉકેલવાનો પ્રયત્ન કરતાં હોય છે. આમ, પોતે જે પદને પામી ચૂક્યા હોય છે તે પદની પ્રાપ્તિ શિષ્યને કરાવવાના ઉદ્દેશથી ગુરુ, શ્રુતિ, સ્મૃતિ જેવા શાસ્ત્રોનો સહારો લઈ યુક્તિ અને અનુભવ-સિદ્ધ જ્ઞાન પ્રદાન કરવાનો પ્રયત્ન કરતા હોય છે. તેથી જ ગુરુમાં શ્રદ્ધા રાખવી અનિવાર્ય છે. આ સંદર્ભે શ્રીકૃષ્ણ પરમાત્મા પણ જણાવે છે કે,

"**श्रद्धावाँल्लभते ज्ञानम्**" (ભ.ગીતા અ.૪-૩૯)

" શ્રદ્ધાવાન (પુરુષ) જ્ઞાન પ્રાપ્ત કરે છે." પરંતુ જે શ્રદ્ધાવિહીન છે, સંશયગ્રસ્ત છે, સંદેહયુક્ત છે તેવા કલ્યાણમાર્ગથી ભ્રષ્ટ થયેલાઓ માટે ભગવાને એમ પણ કહ્યું છે કે, "**संशयात्मा विनश्यति**" (ભ.ગીતા અ-૪-૪૦) "સંશયયુક્ત (વ્યક્તિ) વિનાશ પામે છે."અજ્ઞાનરૂપી અંધકારમાં ઘેરાયેલાં હોવાથી આપણે આપણા સ્વરૂપને અર્થાત્ અંતરાત્માને જાણતા નથી. આવા સ્વયંના સત સ્વરૂપથી અજાણ આપણે પોતાને જીવાત્મા માની બંધનનો અનુભવ કરીએ છીએ. અવિદ્યામાં ઘેરાયેલા હોવાથી જ આપણે દૃશ્ય, જડ અને સાકાર શરીરને પોતાની જાત માનીએ છીએ. જ્યાં સુધી અજ્ઞાનરૂપી અંધકારને જ્ઞાનરૂપી દીપક દ્વારા દૂર કરવામાં નહીં આવે ત્યાં સુધી ભ્રાંતિમાં જીવનારા આપણે દેહથી મુક્ત હોવા છતાં દેહતાદામ્ય અનુભવી શરીરના સુખ કે દુઃખને પોતાના માની જીવનભર સુખી અને દુઃખી થતાં રહીશું. તેથી દુઃખને નિર્મૂળ કરવા તથા શાશ્વત સુખને ઉપલબ્ધ કરવા સ્વયંના આત્મસ્વરૂપનું અજ્ઞાન દૂર કરવું અનિવાર્ય છે. અજ્ઞાનને દૂર કરવા માટે શાસ્ત્ર અધ્યયન દ્વારા જ્ઞાનનો દીપક પ્રગટાવવો જરૂરી છે. પરંતુ જેમ દીપકને પ્રજ્વલિત કરવા તેલ આવશ્યક હોય છે તેમ જ્ઞાનરૂપી દીપકને પ્રગટાવવા શ્રદ્ધારૂપી તેલ હોવું અનિવાર્ય છે. સ્વસ્વરૂપના સાક્ષાત્કાર માટે ગુરુ અને શાસ્ત્રોના વચનો ઉપર વિશ્વાસ રાખી તેના ઉપર ચિંતન, મનન કરવું જરૂરી છે. આમ, સાક્ષાત્કારની દિશામાં પ્રયાણ કરવા શ્રદ્ધા ખૂબ જ મહત્ત્વની છે. શાસ્ત્ર અને ગુરુવચનોમાં રાખેલી શ્રદ્ધા જ આપણને શ્રદ્ધેય પરમાત્માની પ્રાપ્તિ કરાવી શકે તેમ છે.

(છંદ-અનુષ્ટુપ)

सर्वदा स्थापनं बुद्धेः शुद्धे ब्रह्मणि सर्वथा ।
तत्समाधानमित्युक्तं न तु चित्तस्य लालनम् ।।२७।।

| | | | |
|---|---|---|---|
| बुद्धेः | = બુદ્ધિને | समाधानम् | = સમાધાન |
| सर्वदा | = હંમેશા | इति | = એમ |
| सर्वथा | = સર્વપ્રકારે | उक्तम् | = કહ્યું છે. |
| शुद्धे | = શુદ્ધ | तु | = પરંતુ |
| ब्रह्मणि | = બ્રહ્મમાં | चित्तस्य | = ચિત્તના |
| स्थापनम् | = સ્થિર કરવી | लालनम् | = લાલનપાલનને |
| तत् | = તેને | न | =(સમાધાન કહ્યું) નથી. |

## સમાધાન

ષટ્‌સંપત્તિનું અંતિમ અંગ સમાધાન છે. તેને સમજાવતા શંકરાચાર્યજી ઉપદેશે છે કે,'સર્વ સમયે, સર્વ પ્રકારે બુદ્ધિને શુદ્ધ બ્રહ્મમાં જ સ્થિત કરવી તેને સમાધાન કહેવાય છે.' વાસનાગ્રસ્ત ચિત્ત જે ઇચ્છે, જેની કામના કરે તેવા પદાર્થો કે સંજોગોને પ્રાપ્ત કરી ચિત્તના અજંપાને વાસનાતૃપ્તિથી જો દૂર કરવાનો પ્રયત્ન કરવામાં આવે તો તેવા પ્રયત્નને સમાધાન કહેવાતું નથી.

વાસનાગ્રસ્ત બુદ્ધિ કે મન જે માગે તે આપતા રહેવું, તથા તેની વાસનાઓને સંતોષવી કે પછી જેમાં તે સુખ માને તેનું ચિંતન કર્યા કરવું એ અવિવેકી મનનો સ્વભાવ છે. અવિવેકી મને જેના માટે પોતે મોટું મૂલ્ય આક્યું હોય તથા જે વિષયો પ્રત્યે તેને રાગ હોય તે વિષયમાં જ ભ્રમણ કર્યા કરે છે. આવા અવિવેકી મન કે ચિત્ત ઉપર નિયંત્રણ કર્યા વિના તેની તમામ અપેક્ષાઓ પૂર્ણ કરવાના પ્રયત્નો કરવા તેને જ ચિત્તનું લાલનપાલન કે આળપંપાળ કહેવામાં આવે છે. આમ થવાથી ચિત્તમાં વિષયવાસનાની વૃદ્ધિ થાય છે. તથા બુદ્ધિ શુદ્ધ બ્રહ્મમાં સ્થિત થતી નથી. તેવી અસ્થિર અને અવિવેકી બુદ્ધિ દ્વારા સમાધાનની પ્રાપ્તિ થતી નથી. માટે જ શંકરાચાર્યજી

જણાવે છે કે '**चित्तस्य लालनं तु समाधानं न ।**'

અત્રે વપરાયેલો બુદ્ધિ, ચિત્ત કે મન શબ્દ અંતઃકરણનો જ નિર્દેશ કરે છે. અંતઃકરણ એક જ હોવા છતાં કાર્યભેદે ચાર પ્રકારનું કહેવાય છે. જ્યારે અંતઃકરણ સંકલ્પ-વિકલ્પ કરવાનું કે સંશય કરવાનું કાર્ય કરે છે ત્યારે તે 'મન' તરીકે ઓળખાય છે. આમ, **संकल्पविकल्पात्मिका अंतःकरणवृत्ति** તથા **संशयात्मिका अंतःकरणवृत्ति**ને 'મન' કહે છે. તે જ અંતઃકરણ જ્યારે નિર્ણય લેવાનું કાર્ય કરે છે ત્યારે તેને બુદ્ધિ કહેવામાં આવે છે. અર્થાત્ બુદ્ધિ એટલે નિશ્ચયાત્મિકા અંતઃકરણવૃત્તિ.અંતઃકરણ જ્યારે કોઈ વિષયનું અનુસંધાન કે ચિંતન કરે છે ત્યારે તે 'ચિત્ત' તરીકે ઓળખાય છે. આમ, ચિત્ત અર્થાત્ **अनुसंधानात्मिका अंतःकरण वृत्ति** તથા 'હું કર્તા છું', 'હું ભોક્તા છું' એવા કર્તાભાવ કે ભોક્તાભાવમાં રાચે છે ત્યારે તે અંતઃકરણ 'અહંકાર' તરીકે ઓળખાય છે. જેવી રીતે કોઈ એક બહેન શિક્ષણનું કાર્ય કરતા શિક્ષિકા, ગૃહકાર્ય કરતા ગૃહિણી,પુત્રીના સહવાસમાં માતા તથા ભાઈના સંદર્ભે બહેન અને જો પિતાની સેવામાં રત હોય તો દીકરી તરીકે ઓળખાય છે. તેવી રીતે એક જ અંતઃકરણ ભિન્ન ભિન્ન કાર્યના સંદર્ભે ભિન્ન ભિન્ન નામે ઓળખાય છે. તેથી અત્રે જ્યાં જ્યાં મન, બુદ્ધિ, ચિત્ત કે અહંકાર શબ્દનો પ્રયોગ કરવામાં આવ્યો છે ત્યાં ત્યાં તે શબ્દો દ્વારા અંતઃકરણનો જ નિર્દેશ થયેલો છે.

આ ચિત્ત કે બુદ્ધિને અર્થાત્ અંતઃકરણને પરબ્રહ્મમાં સ્થિત કરવાથી સમાધાન પ્રાપ્ત થાય છે. પરંતુ જગતના પદાર્થોમાં આસક્ત કે પછી સ્નેહીજનો પ્રત્યે પ્રીતિ કે મોહ ધરાવતું અશુદ્ધ અંતઃકરણ પરબ્રહ્મમાં સ્થિત થઈ શકે નહીં. તે માટે સૌ પ્રથમ અંતઃકરણને શુદ્ધ કરવું જરૂરી છે. સ્થૂળ પદાર્થોમાં અટવાયેલી બુદ્ધિને સૂક્ષ્મ કરવી આવશ્યક છે. અપેક્ષા કે આકાંક્ષાયુક્ત તથા વાસનાસંયુક્ત અશુદ્ધ મન પરબ્રહ્મને પામી શકે તેમ નથી. શ્રુતિ પણ જણાવે છે કે,

"**यतो वाचो निवर्तन्ते अप्राप्य मनसा सह ।**" (તૈત્તિરીયોપનિષદ-૨)

"(અશુદ્ધ) મન સહિત વાણી (અર્થાત્ સર્વ ઇન્દ્રિયો) ત્યાંથી (તે પરબ્રહ્મને) પ્રાપ્ત કર્યા વિના પાછી ફરે છે." પરબ્રહ્મ પ્રત્યક્ષ કે પરોક્ષ અનુભવનો વિષય નથી તેથી મન કે ઇન્દ્રિયો દ્વારા તે દર્શનીય નથી. આમ હોવાથી જડ વિષયોની વાસના ધરાવતું અશુદ્ધ મન કે જડ પદાર્થોના વિચારમાં મગ્ન રહેલી સ્થૂળબુદ્ધિ દ્વારા આ પરમતત્ત્વ પામી શકાય તેમ નથી. તેથી જ પરબ્રહ્મના સાક્ષાત્કાર સંદર્ભે શ્રુતિ જણાવે છે કે,

"एष सर्वेषु भूतेषु गूढोत्मा न प्रकाशते
दृश्यते त्वग्र्यया बुद्ध्या सूक्ष्मया सूक्ष्मदर्शिभिः।। "

(કઠોપનિષદ-૧-૩-૧૨)

" સર્વ ભૂતોમાં રહેલો આ ગૂઢ પરમાત્મા(સર્વને સ્પષ્ટપણે) જણાતો નથી. પરંતુ સૂક્ષ્મદર્શીઓ વડે સૂક્ષ્મ, એકાગ્ર અને તીક્ષ્ણ બુદ્ધિ વડે જાણી શકાય છે."અત્રે તાત્પર્ય એ જ છે કે સૂક્ષ્મબુદ્ધિ જ પરબ્રહ્મના ચિંતનમાં સ્થિત થઈ શકે છે. આમ હોવાથી બુદ્ધિની સ્થિરતાને પ્રાપ્ત કરવા સૌ પ્રથમ તેને શુદ્ધ અને સૂક્ષ્મ કરવી આવશ્યક છે. ચિત્ત એ ઘડા જેવું છે. તેની અંદર વાસનાઓ સંગ્રહિત થવાથી જ તે અશુદ્ધ બને છે. પરંતુ જો વિવેકવિચારપૂર્વક વૈરાગ્યને સહારે 'શમ' કે 'દમ' વડે તેમાં રહેલી સર્વ વાસનાઓને છોડી દેવામાં આવે તો તે શુદ્ધ બ્રહ્મમાં સ્થિત થઈ શકે છે. આવી સ્થિતિને પ્રાપ્ત વ્યક્તિને જ ભગવાને સ્થિતપ્રજ્ઞ કહ્યો છે.

"प्रजहाति यदा कामान् सर्वान् पार्थ मनोगतान् ।
आत्मन्येवात्मना तुष्टः स्थितप्रज्ञस्तदोच्यते ।।"

(ભ.ગીતા-અ-૨-૫૫)

" જયારે (પુરુષ) મનમાં રહેલી બધી વાસનાઓને ત્યજી દે છે અને પોતાના આત્મા વડે આત્મામાં જ સંતુષ્ટ થાય છે ત્યારે તે સ્થિતપ્રજ્ઞ કહેવાય છે."બુદ્ધિને સ્થિર કરવા માટે સૌ પ્રથમ ચિત્તને વાસનામુક્ત કરવું પડે. આમ, વાસનામુક્ત થયેલું ચિત્ત વિક્ષેપવિહોણું બને. વિક્ષેપો જેમ જેમ ઓછાં થતાં જાય તેમ તેમ શંકા અને સંદેહો ચિત્તમાંથી નિર્મૂળ થતાં જાય.

આવું સંદેહનિર્મુક્ત અને શ્રદ્ધાસંયુક્ત ચિત્ત જ પરબ્રહ્મમાં સ્થિર થઈ શકે તેમ છે. સંશય અને વિક્ષેપરહિત બુદ્ધિ જ એક નિશ્ચયયુક્ત બને છે. અર્થાત્ બુદ્ધિ મુમુક્ષા સિવાયની અન્ય એષણાઓથી મુક્ત થાય છે. તેમજ આત્મસાક્ષાત્કારથી અન્ય કે નિમ્ન કોઈ લક્ષ્ય તેના જીવનમાં રહેતું નથી. આવી એકાગ્ર થયેલી દઢ નિર્ણયવાળી શુદ્ધ બુદ્ધિ જયારે આત્મચિંતનમાં અનુરક્ત બને છે ત્યારે તેને સમાધાન કહેવામાં આવે છે. પરંતુ આ સમાધાન, સરળતાથી પ્રાપ્ત થાય ક્યારે? એવો જો પ્રશ્ન થાય તો તેના ઉત્તરમાં સમજી લેવું જોઈએ કે વિષયભ્રમણ કરતા મનને સૌ પ્રથમ દમ અને શમ દ્વારા અંતર્મુખ કરવું જોઈએ.

આ અંતર્મુખ થયેલા મનને વિવેકવિચાર દ્વારા તથા વિષયોમાં દોષદૃષ્ટિ કેળવી વિષયોથી પાછું વાળવું જોઈએ. વિષયભોગમાંથી ઉપરામ થયેલા મનને ગુરુ અને શાસ્ત્રના વચનોમાં શ્રદ્ધાયુક્ત બનાવવું જોઈએ. શ્રદ્ધાયુક્ત શ્રવણ દ્વારા મનને સંશયમુક્ત કરવું જોઈએ. આમ, સંશયમુક્ત થયેલું મન વિષયભ્રમણ અટકાવી ચિત્તમાં વિક્ષેપ, અજંપો કે અશાંતિ પેદા કરશે નહીં. જો ચિત્ત અશાંત નહીં હોય, અજંપો કે ચિંતાથી મુક્ત હશે તથા બાહ્ય વિષયોના વિચારથી ઉપરામ થયેલું હશે તો તેવી ઉપરતિને પામેલું ચિત્ત અંતે વાસનાવિહોણું બને છે. વાસનાઓ દૂર થતાં અંતઃકરણ કામના, ઈચ્છા કે ખોટી અપેક્ષાઓથી મુક્ત થાય છે. અપેક્ષા દૂર થતા, વાસના નિર્મૂળ થતા ચિત્તની અશુદ્ધિ દૂર થશે. શુદ્ધ થયેલું ચિત્ત તત્ સ્વરૂપ બ્રહ્મમાં એકરૂપ થઈ જશે. આવું તદ્રૂપ થયેલું ચિત્ત જ ચૈતન્ય બની જશે. ત્યારે જ ભક્ત નરસિંહે કહ્યું છે તેમ,

"ચિત્ત ચૈતન્ય વિલાસ તદ્રૂપ છે, બ્રહ્મ લટકાં કરે બ્રહ્મ પાસે."

એવી બ્રહ્માનુભૂતિ થઈ જશે. આમ સમાધાનને પ્રાપ્ત થયેલું ચિત્ત ચૈતન્ય બની જાય છે. તેથી આત્મસાક્ષાત્કારને પંથે 'સમાધાન' પણ અતિ મહત્ત્વનું સાધન બની રહે છે.

(છંદ - અનુષ્ટુપ)

अहंकारादि देहान्तान् बन्धानज्ञानकल्पितान् ।
स्वस्वरूपावबोधेन मोक्तुमिच्छा मुमुक्षुता ॥२८॥

| | | | |
|---|---|---|---|
| अहंकारादि देहान्तान् | = અહંકારથી માંડીને સ્થૂળ દેહ સુધીના | स्वस्वरूपावबोधेन | = આત્મસ્વરૂપના જ્ઞાન વડે |
| अज्ञानकल्पितान् | = અજ્ઞાનથી માની લીધેલા | मोक्तुम् | = છૂટવાની |
| बन्धान् | = બંધનોથી | इच्छा | = ઈચ્છાને |
| | | मुमुक्षुता | = મુમુક્ષુતા (કહેવાય છે.) |

## મુમુક્ષુતા

અજ્ઞાનને કારણે કલ્પાયેલા બંધનોથી આત્મસ્વરૂપના સાચા જ્ઞાન દ્વારા છૂટવાની ઈચ્છાને 'મુમુક્ષુતા' કહેવામાં આવે છે. અત્રે બંધન વિશેની સ્પષ્ટતા કરતાં જગદ્‌ગુરુ શંકરાચાર્યજી જણાવે છે કે, બંધનનો ભાવ અજ્ઞાનને કારણે જન્મે છે તથા આવું અજ્ઞાનજન્ય બંધન માત્ર મનોકલ્પિત જ છે. વાસ્તવમાં તો બંધન નામની કોઈ વસ્તુ અસ્તિત્વમાં નથી. આમ બંધન અજ્ઞાનજન્ય હોવાથી તથા મનોકલ્પિત ભ્રાંતિ જ હોવાથી સ્વસ્વરૂપના જ્ઞાન સિવાય તેમાંથી છૂટવાનો અન્ય કોઈ ઉપાય હોઈ શકે નહીં. સાક્ષાત્કાર કે મોક્ષમાર્ગે પ્રયાણ કરનારા તમામ મુમુક્ષુઓએ આ વાત સ્પષ્ટપણે જાણી બંધનથી મુક્તિ પ્રાપ્ત કરવા માટે જ્ઞાનપ્રાપ્તિનો જ ઉપાય કે પછી સ્વસ્વરૂપના અજ્ઞાનને દૂર કરવાનો જ ઉપાય વિચારવો જોઈએ.

બંધનના ઉપાય વિશે વિચારતા પૂર્વે સૌ પ્રથમ આપણે એ જાણી લેવું જોઈએ કે બંધનનો અનુભવ કરે છે કોણ? જડ શરીર કદાપિ બંધનનો અનુભવ કરી શકે નહીં. તથા મૃત્યુ સમયે પણ જડ શરીર તો યથાવત પડી રહે છે. તેથી તેના માટે બંધનનો પ્રશ્ન ઊભો થઈ શકે નહીં. જો જડ શરીર બંધનનો અનુભવ કરતું હોય તો પથ્થર જેવા પદાર્થોને પણ બંધનનો અનુભવ

થવો જોઈએ પરંતુ તેવું બનતું નથી.

તદુપરાંત આત્મા નિત્ય મુક્ત છે તેથી આત્માને પણ બંધન હોઈ શકે નહીં. છતાં પણ આપણો રોજબરોજનો બંધનનો અનુભવ છે તેથી સ્પષ્ટ થાય છે કે તે મન દ્વારા કલ્પિત છે. પોતાના આત્મસ્વરૂપના અજ્ઞાનને કારણે બંધનનો ભાવ મનમાં પેદા થાય છે. તેથી બંધનનું મૂળ અજ્ઞાન છે. તેથી જો અજ્ઞાનનો નાશ કરવામાં આવે તો તેના કાર્યનો અર્થાત્ તજ્જન્ય બંધનની કલ્પનાનો પણ નાશ થઈ શકે તેમ છે. જેવી રીતે અંધકારનો નાશ કરવા માટે તેનો અત્યંત વિરોધી એવો પ્રકાશ જ જરૂરી છે. પ્રકાશ સિવાય અન્ય કોઈ ઉપાય વડે અંધકારને દૂર કરી શકાય તેમ નથી. તે જ પ્રમાણે અજ્ઞાનનો નાશ કરવા માટે પણ તેનું પૂર્ણ વિરોધી એવું જ્ઞાન જ પ્રાપ્ત કરવું પડે. જ્ઞાનપ્રાપ્તિ સિવાય અન્ય કોઈ ઉપાય વડે અજ્ઞાન દૂર થઈ શકે નહીં. સિદ્ધાંત પણ એવું જ સમજાવે છે કે બે પૂર્ણ વિરોધી એક સાથે એક સ્થળે ટકી શકે નહીં; પ્રકાશ આવતા અંધકાર ટકી શકતો નથી તેમ જ્ઞાન પ્રાપ્ત થતાં અજ્ઞાન અનાયાસે જ દૂર થઈ જાય છે. તેથી જ અત્રે જણાવાયું છે કે અજ્ઞાનજન્ય કલ્પિત બંધનમાંથી આત્મસ્વરૂપના જ્ઞાન વડે મુક્ત થવાની ઇચ્છાને જ 'મુમુક્ષા' કહેવાય છે. **'अज्ञानकल्पितान् बन्धान् (बन्धनात्) स्वस्वरूपावबोधेन मोक्तुम् इच्छा मुमुक्षुता ।'**

હવે અજ્ઞાનને કારણે બંધન કેવી રીતે જન્મે છે તે સમજવાનો પ્રયત્ન કરીએ. મને મારા સત-ચિત-આનંદસ્વરૂપ નિરાકાર તત્ત્વનું જ્ઞાન નથી તેથી જ મેં દૃશ્ય, સાકાર અને જડ શરીરને પોતાનું સ્વરૂપ માની લીધું. હું સ્વરૂપે અદૃશ્ય, અવિકારી, અજન્મા, અવિનાશી આત્મા હોવા છતાં સ્વરૂપના અજ્ઞાનને લીધે મેં મને દૃશ્ય, વિકારી, નામી તથા જન્મેલું અને વિનાશશીલ શરીર માની લીધું. આમ, અજ્ઞાનને કારણે મને સૌ પ્રથમ 'હું શરીર છું' એવું ખોટું દેહ-તાદાત્મ્ય થઈ ગયું. અનેક જન્મોના અભ્યાસથી આ દેહ-તાદાત્મ્ય એટલું સઘન થઈ ગયું કે હવે તો શરીર જ 'હું' છું એવી મારી માન્યતામાંથી હું મુક્ત થઈ શકું તેમ નથી. શરીરને જ હું માનવાની દૃઢ માન્યતાને કારણે

શરીરની તમામ મર્યાદાઓને મેં મારી સીમા માની લીધી. શરીરના તમામ બંધનોને મેં મારા માન્યા. શરીરના વિકારોને પોતાના વિકારો જાણી શરીર સુખે સુખી અને શરીર દુઃખે 'હું' દુઃખ અનુભવવા લાગ્યો. શરીરના રોગથી હું રોગી બન્યો; શરીરના જન્મને મેં મારો જન્મ માન્યો અને તેથી જ શરીરના અંતને 'હું' મારું મૃત્યુ માનવા લાગ્યો. આમ, શરીરને વળગેલું કાળનું બંધન મેં મારું અનુભવ્યું. શરીર એક સાથે એક જ સ્થળે હોઈ શકે અન્ય સ્થળે નહીં. તેના આવા દેશના બંધનને અર્થાત્ સ્થળની મર્યાદાને મારી માની મેં ભ્રમણની ઈચ્છા ઊભી કરી, અન્ય સ્થળે વિહાર કરવાનું વિચાર્યું. એટલું જ નહીં; શરીરને જ 'હું' માનવાથી તેની યુવાનીને ટકાવી રાખવા મેં પ્રયત્ન કર્યા. પરંતુ તેમાં નિષ્ફળતા મળતાં 'હું' સ્વયંને અલ્પશક્તિમાન જાણી હતાશાથી ઘેરાઈ ગયો. યુવાનીને ટકાવી રાખવી છે છતાં તે ચાલી જાય છે અને વૃદ્ધાવસ્થા ઈચ્છનીય નથી છતાં તે પ્રાપ્ત થઈ જાય છે. તદુપરાંત જેવું ઈચ્છું તેવું શરીર મને મળતું નથી; તેવી મારી ઈચ્છા ન સંતોષાતા 'હું' દુઃખ અને બંધન અનુભવું છું. શરીરને 'હું' માનવાથી તેના નિર્વાહ માટેની, રક્ષણ અને પોષણ માટેની જવાબદારીઓ મને ઘેરી વળે છે. તે માટે આવશ્યક સંપત્તિને પ્રાપ્ત કરવી મારે માટે અનિવાર્ય થઈ પડે છે. આમ ધનપ્રાપ્તિનું પણ બંધન તેમાંથી જ જન્મે છે. અંતે નિષ્કર્ષ રૂપે સમજવાનું એ જ છે કે સ્વસ્વરૂપના અજ્ઞાનથી જ દેહ-તાદાત્મ્ય થાય છે અને દેહ-તાદાત્મ્યને કારણે જ વિવિધ પ્રકારના અનેક બંધનો સર્જાય છે. વાસ્તવમાં તો શરીર સાથેનું તાદાત્મ્ય જ માત્ર નહીં પરંતુ સ્વયં શરીર પણ અજ્ઞાનથી જ જન્મે છે.

આપણને ત્રણ શરીરો પ્રાપ્ત થયા છે.

૧. **સ્થૂળશરીર** – જે માતાના ગર્ભમાંથી જન્મે છે. વૃદ્ધિ, વિકાસ અને વિકારને પ્રાપ્ત થાય છે અંતે મૃત્યુ પામે છે, જેને સ્નેહીઓ અગ્નિદાહ આપે છે.

૨. **સૂક્ષ્મશરીર** – મૃત્યુ પશ્ચાત્ જે શરીર પોતાના કર્મો પ્રમાણે અન્ય શરીરની પ્રાપ્તિ અર્થે સ્થૂળ દેહ છોડી ઉત્ક્રમણ કરે છે તેને સૂક્ષ્મશરીર કહે છે.

૩. **કારણશરીર** – આ કારણશરીર જ પૂર્વોક્ત સ્થૂળ અને સૂક્ષ્મ એમ બંને શરીરોની પ્રાપ્તિનું કારણ છે. આ કારણશરીરનો જ પર્યાય શબ્દ અજ્ઞાન છે કારણ કે અજ્ઞાન જ સ્થૂળ અને સૂક્ષ્મશરીરના જન્મનું કારણ હોવાથી કારણશરીર તરીકે ઓળખાય છે.

સ્થૂળશરીરનો પ્રતીત થતો જન્મ હકીકતમાં તો આત્મા ઉપર થયેલું આરોપણ માત્ર છે. તે ખરેખર સાચો જન્મ નથી. જેમ માટીના અજ્ઞાનથી માટી ઉપર ઘડો, ઈંટ, નળીયા વગેરે નામ અને આકારનું આરોપણ માત્ર થાય છે, તથા જેવી રીતે સોના ઉપર બંગડી, વીંટી, બુટ્ટી વગેરે પ્રકારના ઘરેણાંનું આરોપણ થાય છે તે જ પ્રમાણે સ્થૂળશરીરનો જન્મ પણ આત્મા ઉપર થયેલું આરોપણ માત્ર છે. અન્ય દૃષ્ટાંત જોતાં સ્પષ્ટ થશે કે દેહનો જન્મ તે વાસ્તવિક નહીં પરંતુ કલ્પિત છે. ચલચિત્રના પડદા પર અનેક અભિનય કરતા પાત્રોનું અને પદાર્થોનું આરોપણ થાય છે. ચલચિત્રમાં જેવી રીતે વ્યક્તિનો જન્મ, તેનું બાળપણ, યુવાની, વૃદ્ધાવસ્થા વગેરે દેખાય છે, તેમ છતાં તે બધું જ પડદા ઉપર માત્ર આરોપરૂપે છે. તેવી જ રીતે આત્મારૂપી પડદા ઉપર છગન, મગન વગેરે વિવિધ પાત્રોનું અજ્ઞાનને કારણે માત્ર આરોપણ થાય છે. સૌ પ્રથમ અજ્ઞાનથી આરોપણ થયું અને ત્યારબાદ આરોપને સાચું માની સ્થૂળદેહને 'હું' તરીકે સ્વીકારી શરીરને જ 'હું' સત્યતા આપવા લાગ્યો. આમ, શરીર સાથેના તાદાત્મ્યનો જન્મ થતાં જ જીવનમાં બંધનોની હારમાળા સર્જાય છે. શરીરને 'હું' માનવાથી સૌથી પ્રથમ અને મહાન ભય મારાં મનમાં મૃત્યુનો ઊભો થયો. શરીરના મૃત્યુથી મારો નાશ થશે, એવું સ્વીકારી આ મહાન ભયમાંથી મુક્ત થવા જીવનમાં હું અનેકવિધ ઉપાયો આચરતો રહ્યો. છતાં મને મૃત્યુમાંથી બચવાનો કોઈ ઉપાય આજ સુધી હસ્તગત થયો નહીં.

સૌ પ્રથમ શરીર સાથે તાદાત્મ્ય થયા બાદ શરીર દ્વારા થતાં કર્મોનો 'હું' કર્તા બન્યો અર્થાત્ શરીર દ્વારા જે જે કર્મો થયા તે તે કર્મો 'હું' કરું છું તેવા કર્તાપણાના અભિમાનથી 'હું' કર્મનો કર્તા બન્યો. તે જ પ્રમાણે કર્મના પરિણામે ઉત્પન્ન થતાં ફળને સ્વીકારી કર્મફળનો ભોક્તા પણ હું જ

બન્યો. આમ, શરીરના અભિમાનને લીધે હું કર્તા અને ભોક્તા બન્યો. આ કર્તા અને ભોક્તાભાવ એટલે જ અહંકાર. આમ, શરીરને 'હું' માનવાથી અનાયાસે જ અહંકારનો પણ જન્મ થયો. હવે તો 'જે કર્મ કરે તે ફળ ભોગવે' તે ન્યાયે કર્મના કર્તા એવા મને કર્મનું ઇચ્છનીય કે અનિચ્છનીય ફળ પ્રાપ્ત થયું. કર્મનું ફળ તો અવશ્ય મળ્યું, પરંતુ તે ક્યારે અને તે કેવું મળશે તેનાથી અજાણ હું ફળ વિશે ચિંતિત થયો અને અનિચ્છનીય ફળ પ્રાપ્ત થતાં હું દુઃખી થયો. ઇચ્છનીય ફળ પ્રાપ્ત થતાં તેવા ફળને પુનઃ પ્રાપ્ત કરવા હું વધુ કર્મ કરવા પ્રેરાયો. જીવનભર કરેલા જે જે કર્મના ફળ આ જન્મે ન મળ્યા તેને ભોગવવા મેં જ પુનર્જન્મને નિમંત્રણ આપ્યું, કારણ કે કર્મનું ફળ ભોગવ્યા વિના નાશ પામતું નથી. તાત્પર્યમાં શરીર સાથેના તાદાત્મ્યથી 'હું' કર્તા-ભોક્તા થયો. કર્તા-ભોક્તા થવાથી કર્મફળના બંધનને પ્રાપ્ત થયો અને તે કર્મફળનું બંધન જ મને જન્મ-મૃત્યુના ચક્રમાં સદીઓથી ધકેલતું રહ્યું છે.

જે ક્ષણે અજ્ઞાનથી શરીર સાથે હું તાદાત્મ્ય કરું છું, તે જ ક્ષણે શરીરગત ઇન્દ્રિયોની સાથે પણ સરળતાથી તાદાત્મ્ય સાધી ઇન્દ્રિયોને 'હું' માનવાની ભૂલ કરી બેસું છું. અજ્ઞાનથી સ્વયંને ઇન્દ્રિયો માની લેતાં ભોગના બંધનમાં હું બંધાઈ જાઉં છું. ઇન્દ્રિયોના ભોગ મારાં માની અનેક પ્રકારના ભોગ ભોગવવાની ઇચ્છા કરું છું. પ્રત્યેક ભોગ ઉપલબ્ધ ન થતાં તે વિશેનો અસંતોષ મનમાં પેદા થાય છે. બધાં જ વિષયો ઉપલબ્ધ ન થતાં હું સ્વયંને અપૂર્ણ અનુભવું છું. આમ, અપૂર્ણતાનું બંધન મને પ્રાપ્ત થાય છે. એટલું જ નહીં, ભોગ ભોગવીને ક્ષીણ થતી ઇન્દ્રિયો જયારે કાર્યશીલ રહેતી નથી અર્થાત્ આંખ દ્વારા જોવાનું બંધ થાય કે કાન બરાબર શ્રવણ ન કરી શકે એમ હોય, ત્યારે તે ઇન્દ્રિયોના વિકારોને કે તેની મર્યાદાને પોતાની મર્યાદા માની 'હું' સ્વયંને બહેરો કે આંધળો માનવા લાગ્યો. આમ થતાં વળી પાછી અપૂર્ણતા અને અતૃપ્તિની ભાવના મનમાં સ્થિત થઈ ગઈ. આ અસંતોષ, અતૃપ્તિ કે અપૂર્ણતાનો ભાવ જ માનવજીવનમાં બંધન જન્માવે છે.

શરીર સાથે થયેલા તાદાત્મ્યથી જ શરીરમાં રહીને વિવિધ

અનુભવોને પ્રાપ્ત કરી સુખી–દુઃખી થનારા મન સાથે પણ તાદાત્મ્ય થઈ જાય છે. મન સાથે તાદાત્મ્ય થતાં જ મનોગત વાસનાનું બંધન ઊભું થાય છે. મનનો સ્વભાવ છે સુખ અને દુઃખનો અનુભવ કરવો. તેથી મન સાથેના તાદાત્મ્યથી 'હું' સુખી કે દુઃખી બનું છું. જો હું મન સાથેનું તાદાત્મ્ય તોડી શકું તો હું સુખ કે દુઃખના અનુભવોથી મુક્ત થઈ શકું. નિશદિન સુખી અને દુઃખી થનારા આપણા મનમાં સ્વાભાવિક પ્રશ્ન જાગે કે શું હું સુખ અને દુઃખના અનુભવોથી મુક્ત છું? અર્થાત્ સુખી અને દુઃખી થનારા મનથી હું ભિન્ન છું? આ શંકાના ઉચ્છેદન માટે દૃષ્ટાંતને સહારે સમજવાનો આપણે પ્રયત્ન કરીએ. ધારો કે આપણા કોઈ પરદેશ રહેતાં સંબંધીને ખોટો- ખોટો તાર મોકલીએ કે તમારો દીકરો જે અહીં કોલેજમાં અભ્યાસ કરતો હતો તે અકસ્માત નડવાથી આ દુનિયા છોડી ગયો છે તેથી આપ જલ્દી સ્વદેશ આવો. આવો તાર પ્રાપ્ત થતાં જ આપણાં સંબંધી ઉપર શું વીતે તે આપણે કલ્પી શકીએ તેમ છીએ. તરત જ તેમનો ટેલિફોન આવશે કે તેઓ જે કોઈ ફ્લાઇટ સૌ પ્રથમ મળે તેમાં બેસી સ્વદેશ પાછા ફરે છે. આપણે જાણીએ છીએ કે તાર ખોટો છે. હકીકત તો તેનાથી ભિન્ન જ છે. તેથી સંબંધીને થયેલું દુઃખ તે માત્ર માહિતીથી પ્રાપ્ત થયેલી કલ્પનામાંથી જ જન્મ્યું છે. તેઓએ પુત્રનો અકસ્માત કે તેનો દેહ આંખે જોયો નથી. છતાં તેઓ ઉપર જાણે કે દુઃખના પહાડ તૂટી પડયાં હોય તેમ તેઓ હતાશ તથા ખૂબ જ ગંભીર અને દુઃખી થઈ ગયા હોય છે. હવે આપણે જો બીજી વ્યવસ્થા કરીએ અને અન્ય સ્નેહીને તાર કરી જણાવીએ કે તેઓ એરપોર્ટ જઈ સ્વદેશ પાછા ફરી રહેલા આપણા સ્નેહીને સત્ય વાતની જાણ કરે અને જણાવે કે પુત્ર હેમખેમ તથા ખુશી મજામાં છે. ચિંતાનું કોઈ કારણ નથી. પૂર્વે મળેલો તાર ખોટો હતો. તો હવે આવા સુખદ સમાચાર પ્રાપ્ત થતાં સ્વદેશ પાછા ફરી રહેલાં સ્નેહી તેમની ટિકિટ કેન્સલ કરાવી ઘરે પાછા જાય છે. સારા સમાચાર લાવનાર સ્નેહીને પોતાને ઘેર આમંત્રિત કરી પુત્રની સુખાકારીના માનમાં મીઠાઈ ખવડાવે છે અને એમ વિચારે છે કે હાશ! મારો પુત્ર મોતના મુખમાંથી ઉગરી ગયો. હવે મને કોઈ ચિંતા નથી. તો તેમના તેવા વિચારમાં કેટલું તથ્ય રહેલું છે? આપણે

જાણીએ છીએ તેમ પુત્ર મૃત્યુના મુખમાં પ્રવેશ્યો જ નહોતો, તો પછી તેમાંથી ઉગરવાની વાત સત્ય કેવી રીતે હોઈ શકે? તેમ છતાં તેમના મનમાં હવે સુખનો ભાવ જન્મ્યો છે. આમ, માત્ર દુઃખદ સમાચાર પ્રાપ્ત થતાં મન દુઃખનો અનુભવ કરી દુઃખી થાય છે અને સુખના સમાચાર પ્રાપ્ત થતાં મન સુખી થાય છે. અર્થાત્ વિચારમાત્રથી મન દુઃખી કે સુખી થાય છે. આમ, કલ્પિત સુખ અને દુઃખનો અનુભવ મનમાં થતો હોવાથી મન પણ કલ્પનાથી ભિન્ન નથી. પરંતુ આ સુખી અને દુઃખી થનારા મનને જાણનાર હું તો વાસ્તવમાં મનથી મુક્ત તેનો દૃષ્ટા કે સાક્ષી આત્મા છું. તેમ છતાં અજ્ઞાનને કારણે મનને મેં મારું સ્વરૂપ માન્યું અને સુખ અને દુઃખનું બંધન અનુભવ્યું.

તાત્પર્યમાં તમામ બંધનો અજ્ઞાન દ્વારા કલ્પિત છે. અજ્ઞાનથી દેહ સાથે તાદાત્મ્ય કરી મેં દેશ અને કાળનું તથા જન્મ-મૃત્યુ, જરા-વ્યાધિનું બંધન અનુભવ્યું. દેહના તાદાત્મ્યથી ઉત્પન્ન થયેલા અહંકારને લીધે મેં સ્વયં મને કર્તા-ભોક્તા જીવ માન્યો અને કર્મના ફળને જન્માવી પુનર્જન્મનું બંધન ઊભું કર્યું. પુનર્જન્મના વિચારોએ મારા મનમાં સદ્ગતિ અને અવગતિનો ભય જન્માવ્યો. આમ, દુઃખ અને ભયને નિમંત્રી મેં શરીરમાં રહેલી ઇન્દ્રિયો સાથે તાદાત્મ્ય કર્યું. સ્વયંને ઇન્દ્રિયો માની ઇન્દ્રિયોના વિકારોથી પોતાને વિકારી જાણી અપૂર્ણતાનું બંધન ઊભું કર્યું. તદુપરાંત મન સાથે તાદાત્મ્ય કરી હું સુખી અને દુઃખી થયો અને મનોગત વાસનાઓનો શિકાર બની વાસનાઓનું બંધન જન્માવ્યું. વાસના પ્રમાણે ઇચ્છિત પદાર્થો મળતાં સુખ અનુભવ્યું, વાસનાતૃપ્તિથી સંતોષ અનુભવી હું સુખી થયો. તેમજ વાસના પ્રમાણે અપેક્ષિત પદાર્થ પ્રાપ્ત ન થતાં કે પછી અપેક્ષાથી ઓછું પ્રાપ્ત થતાં અસંતોષ અનુભવી અતૃપ્ત વાસનાથી ઘેરાયેલો હું અજંપો અને અશાંતિને ભેટયો. આમ, સુખ અને દુઃખના ઝંઝાવાતમાં ફસાયો. કર્મનો કર્તા બની નિશ્ચિત ફળની અપેક્ષા જન્માવી મેં ભવિષ્યને મારી કલ્પનામાં કેદ કર્યું. પરંતુ ઇચ્છિત ફળની પ્રાપ્તિ માટે મનુષ્ય પરતંત્ર હોવાથી ઇચ્છિત ફળનાં સ્વપ્નો સાકાર ન થતાં કર્મફળનાં બંધનમાં મેં જીવન વીતાવ્યું. એટલું જ નહીં, અધૂરાં ફળને ભોગવવા

તથા અધૂરી ઇચ્છાઓને તૃપ્ત કરવા નૂતન કર્મો કરવાના સંકલ્પો ચિત્તમાં ભંડારી વાસનાતૃપ્તિ અર્થે પુનર્જન્મને આરક્ષિત કરી જન્મ અને મૃત્યુના ચક્રરૂપી બંધનને મેં સ્વીકાર્યું. આમ, શરીર સાથેના તાદાત્મ્યથી ઊભી કરેલી કેદમાં સપડાઈ હવે તેમાંથી મુક્તિનો ઉપાય જે કોઈ વિચારે છે અર્થાત્ આવી બંધનની કારમી ભીંસમાંથી મુક્ત થવા જે થનગને છે, અજ્ઞાનકલ્પિત તમામ બંધનમાંથી સદાને માટે મુક્ત થવાનો પ્રયાસ જે આદરે છે, તેવા મુક્તિ માટેના પ્રયત્નને કે પછી મોક્ષ માટેની તીવ્ર ઇચ્છાને જ મુમુક્ષા કહેવાય છે. ખાવાની ઇચ્છાને બુભુક્ષા તથા પીવાની ઇચ્છાને પિપાસા કે પછી જાણવાની ઇચ્છાને જીજ્ઞાસા કહેવામાં આવે છે તેમ મોક્ષની ઇચ્છાને જ 'મુમુક્ષા' કહેવાય છે. દૃઢ વૈરાગ્ય વિના અતિ પ્રબળ મુમુક્ષા પ્રાપ્ત થતી નથી. બળતાં ઘરમાંથી બહાર નીકળવા જેવી તત્પરતા હોય તેવી જ તત્પરતા સાચા મુમુક્ષુને આ સંસારરૂપી દાવાનળમાંથી બહાર નીકળવા માટે હોય છે.

આમ, વિવેક-વૈરાગ્યયુક્ત તથા તીવ્ર મુમુક્ષાસંયુક્ત વ્યક્તિએ શ્રદ્ધાપૂર્વક ગુરુનું શરણ ગ્રહણ કરી, શાસ્ત્રના સારને જાણી, ભવચક્રના બંધનમાંથી મુક્તિનો ઉપાય વિચારવો જોઈએ. જેના જીવનમાં આવી પ્રજવલિત મુમુક્ષા હશે તેને જીવનમાં વિવેક, વૈરાગ્ય કે ષટ્સંપત્તિ સરળતાથી પ્રાપ્ત થઈ જશે. તેમજ મુક્તિની ઝંખના જ તેના માટે મોક્ષના દ્વાર ખોલી આપશે. તેથી સાધનચતુષ્ટયના અંતિમ અને મહત્ત્વના સાધનને હસ્તગત કરવું તથા લક્ષ્યની પ્રાપ્તિ પર્યંત મોક્ષની તીવ્રતા ટકાવી રાખવી તે જ ઉત્તમ જીજ્ઞાસુનું મૂળભૂત કર્તવ્ય છે.

(છંદ-અનુષ્ટુપ)

**मन्दमध्यमरूपापि वैराग्येण शमादिना ।**
**प्रसादेन गुरोः सेयं प्रवृद्धा सूयते फलम् ॥२६॥**

**वैराग्येण** = વૈરાગ્યથી
**शमादिना** = શમ, દમ વગેરે ષટ્સંપત્તિથી (અને)
**गुरोः** = સદ્ગુરુની
**प्रसादेन** = કૃપા વડે
**इयम्** = આ (મુમુક્ષુતા)

| | | | |
|---|---|---|---|
| मन्दमध्यमरूपा | = મંદ અથવા મધ્યમ પ્રકારની | **प्रवृद्धा** | = પ્રબળ બને છે. (અને) |
| | | **फलम्** | = (બ્રહ્મજ્ઞાનરૂપી) ફળ |
| **अपि सा** | = હોવા છતાં તે | **सूयते** | = આપે છે. |

બંધનથી છૂટવાની કે મોક્ષપ્રાપ્તિની ઇચ્છા કેટલીકવાર સાધકોમાં અન્ય ઇચ્છાઓથી મિશ્રિત હોવાથી અર્થાત્ મંદવૈરાગ્યયુક્ત હોવાથી મંદ પ્રકારની જોવા મળે છે. આમ, વિષયવાસનાયુક્ત ચિત્તમાં જન્મેલી મુમુક્ષા અન્ય અનેક પ્રકારની ઇચ્છાઓની જેમ જ રહેલી હોય છે. તેથી સાધકની પ્રવૃત્તિ અન્ય વિષયપ્રાપ્તિની સાથે સાથે મોક્ષને પ્રાપ્ત કરવાની રહે છે. અર્થાત્ તેવા સાધક માત્ર મોક્ષાર્થે જ નહીં; એટલે કે માત્ર પરમ પુરુષાર્થ, શ્રેયને માર્ગે જ પ્રવૃત્ત ન રહેતાં તેમનું મન અન્ય વિષયોની પ્રાપ્તિ અર્થે અર્થાત્ ધર્મ, અર્થ અને કામ જેવા પ્રેયપ્રાપ્તિ અર્થે પણ પ્રવૃત્તિશીલ બને છે. આમ હોવાથી અનેક સ્થળે વિચરનારા મનમાં મંદ પ્રકારની મુમુક્ષા રહેલી હોય છે. તો કેટલીકવાર જીવનનો અડધો સમય વિષયપ્રાપ્તિમાં તથા અડધો સમય મોક્ષાર્થે વ્યતીત થતો હોય છે. તેવા પ્રકારની મુમુક્ષાને મધ્યમ પ્રકારની મુમુક્ષા કહે છે. આવી મંદ કે મધ્યમ મુમુક્ષા મોક્ષમાર્ગે સફળતા અપાવી શકે નહીં. મુક્તિના માર્ગે તેમનું પ્રયાણ આંશિક હોવાથી દુર્લભ એવા આ મનુષ્યજન્મમાં નિર્વાણરૂપી ધ્યેય હાંસલ કરવો લગભગ અશક્ય બની જાય છે.

જગદ્‌ગુરુ શંકરાચાર્યજી આવા મંદ અને મધ્યમ પ્રકારના મુમુક્ષુ ઉપર કૃપા કરતા તેમની મંદ કે મધ્યમ મુમુક્ષા તીવ્ર અને પ્રબળ મોક્ષેચ્છામાં પરિણમે તથા તેઓ પણ આ જ જન્મમાં મોક્ષને પ્રાપ્ત કરે; જીવનસાફલ્યને પ્રાપ્ત કરી શકે તે હેતુથી ઉપાય દર્શાવે છે. તેઓ જણાવે છે કે, આવી મંદ કે મધ્યમ પ્રકારની મુમુક્ષા ગુરુની અપરંપાર કૃપા, વૈરાગ્ય અને શમ, દમ, ઉપરતિ, શ્રદ્ધા, તિતિક્ષા અને સમાધાન જેવા સદ્‌ગુણોના અભ્યાસ વડે થોડાં સમયમાં જ ઉત્કટ અને પ્રબળ મુમુક્ષામાં ફેરવાઈ જાય છે. મુમુક્ષા મંદ હોય છતાં જો ગુરુકૃપા પ્રાપ્ત થાય તો મોક્ષમાર્ગે અનહદ પ્રેરણા પ્રાપ્ત થાય છે. આ પ્રેરણાબળ જ મંદ મુમુક્ષુને તીવ્ર મુમુક્ષુ તથા મંદ અધિકારીને ઉત્તમ અધિકારી બનાવે છે.

તાત્પર્યાર્થે અત્રે એ જ સમજવાનું છે કે મંદ મુમુક્ષુઓએ શ્રદ્ધા અને ભક્તિપૂર્વક ગુરુની સેવા, સાંનિધ્ય અને સત્સંગ દ્વારા દૃઢ વૈરાગ્ય કેળવવાના તથા શમ-દમ...આદિ ષટ્સંપત્તિનો અભ્યાસ કરી અંતઃકરણને શુદ્ધ બનાવી ચિત્તમાં જન્મેલી મુમુક્ષાને તીવ્ર બનાવવાનો પ્રયાસ કરવો જોઈએ. તેમ થતાં મુમુક્ષુની મોક્ષેચ્છા સાર્થક અને સફળ થાય છે.

(છંદ-અનુષ્ટુપ)

**वैराग्यं च मुमुक्षुत्वं तीव्रं यस्य तु विद्यते ।**
**तस्मिन्नेवार्थवन्तः स्युः फलवन्तः शमादयः ॥३०॥**

| | | | |
|---|---|---|---|
| तु | = પણ | तस्मिन् एव | = તેનામાં જ |
| यस्य | = જે સાધકના | शमादयः | = શમ, દમ વગેરે ષટ્સંપત્તિ |
| वैराग्यम् | = વૈરાગ્ય | | |
| च | = અને | अर्थवन्तः | = સાર્થક (અને) |
| मुमुक्षुत्वम् | = મુમુક્ષા | फलवन्तः | = (બ્રહ્મજ્ઞાનરૂપી) ફળ આપનારી |
| तीव्रम् | = તીવ્ર (સુદૃઢ) | | |
| विद्यते | = હોય છે. | स्युः | = થાય છે. |

(છંદ-અનુષ્ટુપ)

**एतयोर्मन्दता यत्र विरक्तत्वमुमुक्षयोः ।**
**मरौ सलिलवत् तत्र शमादेर्भासमात्रता ॥३१॥**

| | | | |
|---|---|---|---|
| यत्र | = જે પુરુષમાં | शमादेः | = શમ, દમ વગેરે |
| एतयोः | = આ બંને | मरौ | = મરુભૂમિમાં, (રણપ્રદેશમાં) |
| विरक्तत्वमुमुक्षयोः | = વૈરાગ્ય અને મુમુક્ષુતાનું | सलिलवत् | = જળની જેમ |
| मन्दता | = મંદપણું (હોય) | भासमात्रता | = દેખાવ માત્ર જ બને છે. |
| तत्र | = ત્યાં | | |

જીવન્મુક્તિના પંથે પ્રયાણ કરવા માટે વૈરાગ્ય અને મુમુક્ષાનું હોવું અનિવાર્ય છે. જગતના પદાર્થોમાં ભ્રમણ કરવાં ટેવાયેલ અને આધ્યાત્મ-માર્ગે પા-પા પગલી ભરનારા સાધકોમાં અત્યાર સુધી ચર્ચી ગયેલા ચાર સાધનો સંપૂર્ણપણે સંપન્ન ન થયા હોય તે સ્વાભાવિક છે. આવા મંદ અધિકારીમાં રહેલા વૈરાગ્ય કે મુમુક્ષા અત્યંત મંદ હોવાને પરિણામે આત્મકલ્યાણને માર્ગે તેની પ્રગતિ નહિવત થતી હોય છે; આવા સાધકમાં જો શમ, દમ વગેરે જેવી સંપત્તિ રહેલી હોય અથવા તો તેને પ્રાપ્ત કરવા વ્રત, જપ, તપ આદિ પ્રવૃત્તિ તેણે આચરી હોય તો પણ તેવા મંદ અધિકારીને આત્મકલ્યાણાર્થે બિનઉપયોગી જ પૂરવાર થાય છે. તેવા મંદ વૈરાગ્યવાન અધિકારીની ષટ્સંપત્તિનું મૂલ્ય જણાવતાં શંકરાચાર્યજી અત્રે જણાવે છે કે તેનામાં રહેલી સદ્ગુણસંપત્તિ માત્ર પ્રતીતિરૂપે જ રહેતી હોય છે. જેવી રીતે મરુભૂમિમાં જળનો મિથ્યાભાસ થાય છે કે પછી છીપોલીમાં ચાંદી માત્ર પ્રતીત થાય છે વાસ્તવમાં હોતી નથી. તેવી જ રીતે મંદ અધિકારીમાં રહેલી ષટ્સંપત્તિ પણ ઝાંઝવાના જળ જેવી માત્ર દેખાવ પૂરતી કે પછી કહેવા પૂરતી જ રહેલી હોય છે. આવો સાધક જીવનપર્યંત મોક્ષરૂપી ફળથી વંચિત રહી જાય છે.

જીવનમાં ક્યારેક દુઃખદ પ્રસંગ આવી પડે ત્યારે ઘણાં લોકોને સંસાર અસાર અને શુષ્ક જણાય છે. તેમાં પણ ખાસ કરીને કોઈ યુવાન પુરુષની પત્ની મૃત્યુ પામી હોય કે પછી કોઈ નવપરણિત સ્ત્રીનો પતિ અકસ્માતથી મૃત્યુ પામ્યો હોય, ત્યારે તેવી વિપત્તિને સમયે જગત નશ્વર ભાસે, તેમજ પદાર્થોમાંથી રાગ ચાલ્યો ગયેલો જણાય. જીવનમાં એકાએક શાન્તિ પ્રસરાતાં જીવન સ્મશાનવત, સૂમસામ તથા ભયાનક જણાય. આવા સંજોગોમાં ઘણાં માણસોને સ્મશાનવૈરાગ્ય જાગે. બધું જ છોડી ક્યાંક એકાંતમાં ચાલ્યા જવાની ઈચ્છા થાય. પરંતુ સંજોગજન્ય આવો વૈરાગ્ય દૂધના ઊભરા જેવો હોય છે. આમ, સંપત્તિ લૂંટાતા કે પ્રિયજનના વિયોગ જેવાં સંજોગોમાં પ્રાપ્ત થતો વૈરાગ્ય સ્મશાનવૈરાગ્ય કહેવાય છે. આવા મંદ વૈરાગ્ય કે મંદ મુમુક્ષા ધરાવનાર વ્યક્તિના જીવનમાં પણ અન્ય શમ-દમાદિ સાધનો માત્ર

દેખાવ પૂરતાં જ હોય છે. અર્થાત્ તેઓમાં રહેલી ષટ્સંપત્તિ મોક્ષરૂપી ફળપ્રાપ્તિ માટે નિરર્થક કે બીનઉપયોગી પુરવાર થાય છે.

જે મનુષ્યોમાં વિવેકવિચારપૂર્વક જાગેલો વૈરાગ્ય હોય, તથા સતત અનુભવાતા બંધનમાંથી છૂટવા માટેનો જેઓનો સંન્નિષ્ઠ પ્રયત્ન હોય તેવા તીવ્ર વૈરાગ્યવાન અને ઉત્કટ મુમુક્ષા સંપન્ન અધિકારી મનુષ્યો, અન્ય સાધનો જેવાં કે વિવેક, શમ, દમ, ઉપરતિ, તિતિક્ષા વગેરેને સરળતાથી, સહજતાથી હસ્તગત કરી લે છે. જેવી રીતે ટેબલનો એક પાયો જો મજબૂતાઈથી પકડીને ખેંચવામાં આવે તો બાકીના ત્રણ પાયા આપોઆપ ખેંચાઈ આવે છે. તે જ પ્રમાણે વિવેક દ્વારા જન્મેલા પ્રબળ વૈરાગ્યને જો પ્રાપ્ત કરી લેવામાં આવે તો બાકીના ત્રણ સાધનો અનાયાસે ઝડપથી પ્રાપ્ત થઈ જાય છે. તેથી જ અત્રે જણાવાયેલા શ્લોકમાં પણ આચાર્યશ્રીએ સૌપ્રથમ વૈરાગ્ય શબ્દપ્રયોગ કરી વૈરાગ્યને અગ્રતા આપી છે. તેમના અપરોક્ષાનુભૂતિ ગ્રંથમાં પણ તેમણે વૈરાગ્યને સૌ પ્રથમ વર્ણવ્યું છે, તેને પ્રાધાન્ય આપી મહત્ત્વનું પુરવાર કર્યું છે. આવા પ્રબળ વૈરાગ્ય તથા તીવ્ર મુમુક્ષા ધરાવનાર ઉત્તમ અધિકારી પ્રત્યે ગુરુકૃપા સહજ રીતે જ વરસતી હોય છે. તેને પરિણામે નિત્યાનિત્યનો વિવેક પળવારમાં સમજાય છે. તેથી શમ-દમ આદિ ષટ્સંપત્તિ પણ વગર પ્રયત્ને સ્વાભાવિક રીતે જ પ્રાપ્ત થઈ જાય છે. આવા ઉત્તમ અધિકારીના સાધનો જ સાધકને સાધ્યની પ્રાપ્તિ કરાવી સિદ્ધ જાહેર કરે છે. આમ, જીવનનું પરમ લક્ષ્ય તથા પરમ પુરુષાર્થ મોક્ષની પ્રાપ્તિ દ્વારા મુમુક્ષુ કૃતાર્થ થાય છે. તેથી જ અત્રે જણાવાયું છે કે તેવા ઉત્તમ વૈરાગ્યવાન વ્યક્તિમાં રહેલા શમ-દમ આદિ ગુણો સાર્થક થાય છે, સફળ થાય છે. "**तस्मिन् एव शमादयः अर्थवन्तः फलवन्तः (च) स्युः ।**" જ્યાં આવો ઉત્તમ વૈરાગ્ય નથી પરંતુ સ્મશાનવૈરાગ્ય છે ત્યાં શમ-દમ વગેરે અનર્થકારી પુરવાર થાય છે. મૃગજળ ન તો સ્નાનાદિ માટે ઉપયોગી નીવડે કે પછી ન તો તે તૃષાતૃપ્તિનું સાધન બની શકે. તે જ પ્રમાણે સ્મશાનવૈરાગ્યસંપન્ન કે મંદમુમુક્ષાયુક્ત સાધકની ષટ્સંપત્તિ પણ ફળશ્રુતિ વિહોણી મૃગજળ સમાન આભાસ માત્ર જ બની રહે છે. "**तत्र मरौ सलिलवत् शमादेः भासमात्रता ।**"

(છંદ-અનુષ્ટુપ)

**मोक्षकारणसामग्र्यां भक्तिरेव गरीयसी ।**
**स्वस्वरूपानुसन्धानं भक्तिरित्यभिधीयते ॥३२॥**
**स्वात्मतत्त्वानुसन्धानं भक्तिरित्यपरे जगुः ।**

| | |
|---|---|
| **मोक्षकारणसामग्र्याम्** | = મોક્ષપ્રાપ્તિના સાધનોમાં |
| **भक्तिः एव** | = ભક્તિ જ |
| **गरीयसी** | = સર્વોત્તમ (છે.) |
| **स्वस्वरूपानुसन्धानम्** | = પોતાના સ્વરૂપનું અનુસંધાન |
| **भक्तिः इति** | = ભક્તિ |
| **अभिधीयते** | = કહેવાય છે. |
| **स्वात्मतत्त्वानुसन्धानम्** | = સ્વયંના આત્મતત્ત્વના અનુસંધાનને |
| **अपरे** | = બીજાઓ |
| **भक्तिः जगुः** | = ભક્તિ કહે છે. |

સાધનચતુષ્ટયની વાત સમજાવ્યા બાદ હવે પૂ. આચાર્યશ્રી આપણને મોક્ષના સાધનોમાં ભક્તિનું સ્થાન તથા ભક્તિ એટલે શું તે સમજાવતાં જણાવે છે કે મોક્ષ માટેની સામગ્રીમાં ભક્તિ સૌથી શ્રેષ્ઠ છે. '**भक्तिः एव गरीयसी**' આ ભક્તિ એટલે જ સ્વસ્વરૂપનું અનુસંધાન. સ્વસ્વરૂપનું અનુસંધાન અર્થાત્ ચિત્ત દ્વારા આત્મતત્ત્વનું સતત ચિંતન કરવું. '**स्वस्वरूपानुसन्धानं भक्तिः इति अभिधीयते ।**' તદુપરાંત કેટલાક લોકો આત્મતત્ત્વના તાત્ત્વિક સ્વરૂપને પણ ભક્તિ કહે છે. '**स्वात्मतत्त्वानुसन्धानं भक्तिः इति अपरे जगुः ।**'

આત્મતત્ત્વનો વિચાર કરવો અર્થાત્ આત્માના સ્વરૂપનો વિચાર, ચિંતન, મનન કે મનોમંથન કરવું. આત્મા શું છે? તે ક્યાં છે ? કેવો છે? વગેરે પ્રશ્નો ઉપર વિચાર કરી તેને ઓળખવાનો પ્રયત્ન કરવો તેને 'આત્મતત્ત્વવિચાર' કહેવામાં આવે છે. આત્મતત્ત્વ વિશે વિચારણા

કરી તેની પ્રાપ્તિ માટે ચિત્તને આત્માના વિચારોમાં જ પરોવવાની ક્રિયાને સ્વસ્વરૂપાનુસંધાન કહે છે. આવા અનુસંધાનને જ શંકરાચાર્યજીએ ભક્તિ તરીકે ઓળખાવ્યું છે. ભગવદ્‌ગીતામાં પણ આ પ્રકારની ભક્તિને અનન્ય ભક્તિ અથવા અવ્યભિચારિણીભક્તિ કહેલી છે. વ્યભિચાર અર્થાત્ એકને છોડી અન્યમાં રસ દાખવવો. પોતાના પતિને છોડી અન્ય પુરુષ પ્રત્યે આસક્તિ ધરાવતી સ્ત્રીને પણ વ્યભિચારી સ્ત્રી તરીકે ઓળખવામાં આવે છે. અત્રે વ્યભિચાર એટલે પોતાનો પરમ સ્વામી કે પતિ એવા પરમેશ્વર સિવાય અન્ય વિષયોમાં આસક્તિ કે પ્રીતિ ધરાવવી અર્થાત્ આત્મરતિ છોડી અનાત્મામાં આસક્ત થવું તેને જ વ્યભિચારી કહેવાય છે. પરંતુ જે માત્ર આત્મતત્ત્વના વિચારમાં સંલગ્ન છે. પરમાત્માની પ્રીતિયુક્ત પરમાત્માના જ વિચારોમાં અનુરક્ત છે તેવા એક જ પરમતત્ત્વમાં રમમાણ ચિત્ત દ્વારા થઈ રહેલી ભક્તિને અવ્યભિચારિણીભક્તિ કહે છે. તેને જ અનન્યભક્તિ પણ કહેવાય છે. અન્ય અર્થાત્ બીજું. જયાં અન્ય નથી એટલે કે જેના મનમાં કે ચિત્તમાં પરમાત્માથી અન્ય કે ભિન્ન વસ્તુનો વિચાર નથી તેવા ભક્તને અનન્યભક્ત કહેવાય. ભક્ત એટલે જ જે પોતાના સ્વરૂપવિચારથી વિભક્ત થતો નથી. વિભક્ત થયા વિના આત્મસ્વરૂપના વિચારોમાં સતત વ્યસ્ત રહેવું તેને સાચો ભક્ત કહે છે અને તેવી ભક્તિને જ અનન્યભક્તિ કહે છે. આવી સતત આત્મવિચારણારૂપી ભક્તિ એટલે કે સતત સજાતીય વૃત્તિપ્રવાહ દ્વારા થતાં અખંડ આત્મચિંતનને અત્રે શંકરાચાર્યજી ભક્તિ તરીકે ઓળખાવે છે. વાસ્તવમાં તો જે જે કંઈ દશ્ય છે તે માત્ર પરમ તત્ત્વ બ્રહ્મનું જ વિવર્ત છે અર્થાત્ સ્વયં બ્રહ્મ જ બ્રહ્માંડરૂપે ભાસી રહ્યું છે. આવું સમજી જયાં જયાં નજર કરીએ ત્યાં ત્યાં બ્રહ્મનું જ દર્શન કરી પરમતત્ત્વના વિચારોમાં જ મગ્ન રહેવું, તેને સાચી 'ભક્તિ' કહે છે. આમ, બ્રહ્મથી ભિન્ન કે અન્ય કંઈ ન હોવાથી બ્રહ્મ સિવાય અન્યનું દર્શન ન કરતાં માત્ર તેનું જ ચિંતન કરવું તે જ સાચી ભક્તિ છે.

સર્વ કાંઈ પરમાત્મા જ છે તો પછી આવી ઐક્યની દૃષ્ટિમાં

દ્વૈત ટકી શકે તેમ નથી અર્થાત્ જ્યાં સર્વ ભગવાન જ છે ત્યાં ભક્તથી ભિન્ન ભગવાનનું અસ્તિત્વ હોઈ શકે નહીં. એમ જાણી ભક્ત, ભગવાન અને ભક્તિની ત્રિપુટીનો આત્મતત્ત્વરૂપી તત્ત્વાનુસંધાનમાં લય કરવો તે જ સાચી ભક્તિ છે. આમ થવાથી હકીકતમાં ભક્તની અંદર સુષુપ્ત ભગવાન અભિવ્યક્ત થશે. બીજની અંદર જ વૃક્ષ રહેલું છે. બીજ અને વૃક્ષ અભિન્ન છે. તેથી જ બીજ એક દિવસ અંકુરિત થઈ વૃક્ષ દ્વારા અભિવ્યક્ત થાય છે, તે જ પ્રમાણે ભગવાન અને ભક્ત વાસ્તવમાં એક જ હોવાથી આત્મચિંતન દ્વારા કે અનન્ય ભક્તિભાવ દ્વારા ભક્ત સ્વયં ભગવાનરૂપે અભિવ્યક્ત થાય છે. આવું સમજાતાં જણાય છે કે, વ્યક્તિ એ જ વિરાટ છે. વ્યષ્ટિ એ જ સમષ્ટિ છે. તથા જીવ એ જ પરબ્રહ્મ છે. આમ, આત્માનુસંધાન અંતે જીવ અને બ્રહ્મના અભેદજ્ઞાનમાં પરિણમે છે. આવું ઐક્યનું, અભેદનું જ્ઞાન કરાવે તેવી આત્મવિચારણાને જ કે આત્મતત્ત્વાનુસંધાનને જ તથા સ્વસ્વરૂપાનુસંધાનને જ અત્રે 'શ્રેષ્ઠ ભક્તિ' તરીકે ઓળખાવી છે.

(છંદ-અનુષ્ટુપ)

उक्त साधनसंपन्नस्तत्त्वजिज्ञासुरात्मनः ॥३३॥
उपसीदेद् गुरुं प्राज्ञं यस्माद् बन्धविमोक्षणम् ।

उक्त साधनसंपन्नः = ઉપર કહેલા સાધનચતુષ્ટય સંપન્ન
आत्मनः तत्त्वजिज्ञासुः = આત્મતત્ત્વને જાણવા ઇચ્છતા પુરુષે
प्राज्ञं गुरुम् = જ્ઞાની સદ્ગુરુ
उपसीदेत् = પાસે જવું
यस्मात् = કે જેથી
बन्धविमोक्षणम् = સંસારરૂપ બંધનથી છૂટકારો (થાય.)

## ગુરૂપસત્તિ

સાધનચતુષ્ટય સંપન્ન થયેલા અધિકારીએ તીવ્ર જિજ્ઞાસા પ્રબળ વૈરાગ્ય, ઉત્કટ મુમુક્ષા તથા અનન્ય શ્રદ્ધા અને ભક્તિ સંયુક્ત થઈ બંધનમાંથી

મુક્તિ અર્થે ગુરુ સમીપ જવું જોઈએ. આવું ગુરુ-ઉપસદનનું મહત્ત્વ અને તેની ઉપયોગીતા કે અનિવાર્યતા જણાવતાં કહ્યું છે કે મોક્ષમાર્ગે પ્રયાણ કરવા ઈચ્છનારે સૌ પ્રથમ અત્યાર સુધી વર્ણવવામાં આવેલા સાધનોને આત્મસાત કરવાં જોઈએ. સાધનોની પ્રાપ્તિ કરી મોક્ષનો અધિકાર પ્રાપ્ત કરવો જોઈએ. અધિકાર પ્રાપ્ત કર્યા બાદ આત્મજ્ઞાનની પ્રાપ્તિ માટે ગુરુના શરણે જવું જરૂરી છે. સ્વયંના 'વ્યષ્ટિ અહમ્' ને અર્થાત્ અહંકારને ગુરુના ચરણે ધરી ગુરુનો આશ્રય સ્વીકારવો જોઈએ. આમ કહી અધ્યાત્મમાર્ગે ગુરુની આવશ્યકતા ઉપર જ પૂ. શંકરાચાર્યજીએ ભાર મૂક્યો છે.

આચાર્યશ્રીના આવા વચન પાછળ ગુરુની મહત્તા વધારવાનો હેતુ નથી પરંતુ અદૃશ્ય અને અગોચર એવા આ આગમ અને નિગમના પંથે કોઈ સાચો પથિક માર્ગ ભૂલી અટવાઈ ન પડે તે હેતુથી ભવરણના તરણ માટે ભોમિયા જેવા ગુરુની મદદ લેવાનું સૂચન જ માત્ર કર્યું છે. આવા સૂચન પાછળ રહેલું અન્ય રહસ્ય તો એ છે કે, વાસ્તવમાં બંધન જેવું કંઈ છે જ નહિ. છતાંય બંધનનાં અનુભવમાંથી આપણે મુક્ત થયા નથી. તેથી અનુભવાઈ રહેલું બંધન તો માત્ર કલ્પનામય જ પુરવાર થયું છે. આ અજ્ઞાનકલ્પિત બંધન હકીકતમાં અસ્તિત્વ ધરાવતું હોત તો તો દૂર કરવાના અનેક ઉપાયો હોત, અનેક રીતે તેને સરળતાથી દૂર કરી શક્યા હોત. પરંતુ બંધન માત્ર કલ્પનાજન્ય અર્થાત્ ભ્રાંતિમય છે. આવી ભ્રાંતિમાંથી મુક્ત થવા માટે, મુક્તિને પ્રાપ્ત સદ્ગુરુનો આશ્રય લેવો અનિવાર્ય છે.

આમ, જ્ઞાનપ્રાપ્તિને પંથે પ્રયાણ કરતાં પૂર્વે ગુરુના ચરણમાં શરણ ગ્રહણ કરવાની અતિમહત્ત્વની વાત કરવામાં આવી છે.

(છંદ-અનુષ્ટુપ)

श्रोत्रियोऽवृजिनोऽकामहतो यो ब्रह्मवित्तमः ॥३४॥
ब्रह्मण्युपरतः शान्तो निरिन्धन इवानलः ।
अहेतुकदयासिन्धुर्बन्धुरानमतां सताम् ॥३५॥

तमाराध्य गुरुं भक्त्या प्रह्वप्रश्रयसेवनैः ।
प्रसन्नं तमनुप्राप्य पृच्छेद् ज्ञातव्यमात्मनः ॥३६॥

| | | | |
|---|---|---|---|
| यः श्रोत्रियः | = જે શ્રોત્રિય | बन्धुः | = બંધુ; (એવા) |
| अवृजिनः | = નિષ્પાપ | तम् | = તે |
| अकामहतः | = કામનાઓથી રહિત | गुरुम् | = ગુરુની |
| ब्रह्मवित्तमः | = ઉત્તમ બ્રહ્મવેત્તા | भक्त्या | = ભક્તિપૂર્વક |
| ब्रह्मणि | = બ્રહ્મમાં | आराध्य | = આરાધના કરીને |
| उपरतः | = રમણ કરનાર | प्रह्वप्रश्रयसेवनैः | = વિનય, નમ્રતા અને સેવાથી |
| निरिन्धनः | = ઈંધણ વગરના | | |
| अनलः इव | = અગ્નિ જેવા | प्रसन्नम् | = પ્રસન્નતાને |
| शान्तः | = શાન્ત | अनुप्राप्य | = પ્રાપ્ત થયેલા |
| अहेतुकदयासिन्धुः | = કોઈ પણ કારણ વગર દયાના સાગર | तम् | = તેમને |
| | | आत्मनः | = પોતાને |
| आनमताम् | = શરણે આવેલા | ज्ञातव्यम् | = જે જાણવું હોય તે |
| सताम् | = સદાચારીઓના | पृच्छेत् | = પૂછવું. |

પૂર્વોક્ત શ્લોકમાં ગુરુસમીપ જવા વિશે જણાવ્યા બાદ હવે ગુરુચરણમાં શરણ સ્વીકારવા તત્પર શિષ્યે કોને ગુરુ તરીકે જાણવા? અર્થાત્ કેવા ગુરુના ચરણમાં પોતાની જાત સમર્પિત કરવી? ગુરુ કેવા હોય? ક્યાં હોય? તેવા ગુરુ વિશેની મૂંઝવણને દૂર કરવા અત્રે પ્રસ્તુત શ્લોકમાં આદિ શંકરાચાર્યજી ગુરુની ઓળખ આપતાં જણાવે છે કે, જે નિષ્પાપ હોય, નિષ્કામ હોય, શ્રોત્રિય તેમજ ઉત્તમ બ્રહ્મવેત્તા હોય, બળતણ વગરના અગ્નિ સમાન શાંત હોય, અકારણ દયા દાખવનારા કરુણામૂર્તિ સ્વરૂપ હોય તેવા ગુરુ પાસે જઈ શરણાગતિ સ્વીકારવી જોઈએ.

અજ્ઞાનની નાબૂદી ઇચ્છતા મુમુક્ષુએ પરમ તત્ત્વનું જ્ઞાન પ્રાપ્ત કરવું આવશ્યક છે. પરમ તત્ત્વના જ્ઞાનની પ્રાપ્તિ અર્થે વેદાંત શ્રવણ તથા વેદાંતવિચાર અનિવાર્ય છે. આવા વેદાંતશાસ્ત્રના શ્રવણ માટે તથા તેવા

ગહન, ગૂઢાર્થ શાસ્ત્રોના રહસ્યોને ઉકેલવા માટે કોઈ માર્ગદર્શક ગુરુ પાસે જવું અનિવાર્ય છે, જે શાસ્ત્રોના રહસ્યોને ઉકેલી શિષ્યની શંકાનું નિરસન કરી શકે છે. તે માટે ગુરુ એવા હોવા જોઈએ કે જેમણે શાસ્ત્રનું અધ્યયન કરેલું હોય, એટલું જ નહીં, પરંતુ જેમણે શાસ્ત્રોના રહસ્યોને ઘોળી-ઘોળીને પચાવ્યા હોય; વેદાંત જેવા મોક્ષશાસ્ત્રમાં જેમનું જીવન ઓતપ્રોત હોય. શાસ્ત્રોના ગૂઢાર્થને માત્ર બુદ્ધિથી જ નહીં પરંતુ જીવનમાં અપનાવી તેને આત્મસાત્ કરી તે પ્રમાણેનું જીવન જીવતા હોય તેવા શ્રોત્રિય ગુરુ પાસે વિધિપૂર્વક જવું જોઈએ. આવા શાસ્ત્રવેત્તા તેમજ શાસ્ત્રની અટપટી આંટી-ઘૂંટીને ઉકેલી શકે તથા શાસ્ત્રના શબ્દો પાછળ છૂપાયેલા અક્ષર પરમાત્માનો નિર્દેશ કરી શકવાની ક્ષમતા જેમનામાં હોય તેવા સમર્થ ગુરુને શ્રોત્રિય કહેવાય છે. આવા શ્રોત્રિય ગુરુ જ તત્ત્વની સ્પષ્ટતા પ્રાપ્ત કરી આત્મતત્ત્વમાં સ્થિત થયા હોય છે. જેમણે શાસ્ત્રના રહસ્યો ઉકેલી તેમાં દર્શાવેલા અભેદ તત્ત્વમાં નિષ્ઠા પ્રાપ્ત કરી હોય તેવા નિષ્ઠાવાન ગુરુને બ્રહ્મનિષ્ઠ કહે છે. જેની પાસે શાસ્ત્રના માત્ર શબ્દો કે પછી વાક્પટુતા કે માત્ર પાંડિત્ય જ હોય તેવું નહીં પરંતુ શાસ્ત્રમાં નિર્દેશાયેલા તત્ત્વના આત્મસાક્ષાત્કાર દ્વારા સ્વયંના આત્મસ્વરૂપમાં જેમણે નિષ્ઠા પ્રાપ્ત કરી છે તેવા તત્ત્વવિતને બ્રહ્મનિષ્ઠ કહેવામાં આવે છે. આમ, શંકરાચાર્યજી અજ્ઞાનને નિર્મૂળ કરવા, જ્ઞાનની જયોતને પ્રજવલિત કરવા તીવ્ર મુમુક્ષાયુક્ત થઈ શ્રોત્રિયબ્રહ્મનિષ્ઠ ગુરુ પાસે જવાનો જ ઉપદેશ કરે છે. તેમનો આ ઉપદેશ શ્રુતિસંમત અને શાસ્ત્રસંગત છે. મુંડકોપનિષદમાં પણ ઋષિ અંગિરસ શૌનક મુનિને ઉપદેશ આપતા જણાવે છે કે,

**"तद्विज्ञानार्थं स गुरुमेवाभिगच्छेत्**
**समित्पाणिः श्रोत्रियं ब्रह्मनिष्ठम् ॥"**

[મુંડકોપનિષદ-૧-૨-૧૨]

"તે (પરબ્રહ્મ)ને જાણવા માટે તે શ્રોત્રિય અને બ્રહ્મનિષ્ઠ ગુરુની પાસે હાથમાં સમિધા લઈને જવું જોઇએ." જીજ્ઞાસુએ રાગ-દ્વેષના ભેજ વિનાના સૂકા કાષ્ઠવત અંતઃકરણ સાથે ગુરુ સમીપ ઉપસ્થિત થવાના લક્ષ્યાર્થને

સમજાવવા માટે જ ઉપનિષદમાં જણાવ્યું છે કે ગુરુ પાસે આત્માના જ્ઞાનની પ્રાપ્તિ માટે હાથમાં સમિધા=સૂકાં લાકડાં લઈ ઉપસ્થિત થવું અને અહીં પણ ગુરુનો પરિચય આપતાં જણાવાયું છે કે ગુરુ શ્રોત્રિય અને બ્રહ્મનિષ્ઠ હોવા જોઈએ. તેવા ગુરુ સમીપ હાથમાં સમિધા લઈ ઉપસ્થિત થઈ શિષ્ય સંકેત દ્વારા જણાવે છે કે, ''હે ગુરુ! હું મળ અને વિક્ષેપ અર્થાત્ રાગ-દ્વેષ અને ચંચળતાથી મુક્ત થઈ આ સૂકાં કાષ્ઠવત થઈ આપ સમીપ આવ્યો છું. અગ્નિમાં જેમ સૂકાં લાકડાં ઝડપથી પ્રજ્વલિત થઈ જાય તેમ આપના સત્સંગ સાંનિધ્યથી આપના જ્ઞાનાગ્નિમાં મારા અજ્ઞાનને હોમી સત્ત્વ, રજસ અને તમસ એવા ત્રણ ગુણોથી મુક્ત કરી મને ભસ્માંકિત કરવાની કૃપા કરો.'' આવા શ્રોત્રિય અને બ્રહ્મનિષ્ઠ ગુરુ એટલે કોણ? તેની સ્પષ્ટતા માટે દૃષ્ટાંત દ્વારા સમજવાનો પ્રયત્ન કરીએ.

રસ્તે જતાં એકવાર અમારી મોટર બગડી ગઈ. રસ્તાની બાજુમાં આવેલા ગેરેજમાં ગાડીને ધક્કો મારી સમારકામ માટે લઈ ગયા. ત્યાં કારીગરે દસ મિનિટમાં જ ગાડી ચાલુ કરી દીધી. સરળતાથી ઓછા સમયમાં ગાડી રીપેર કરી આપનાર મિકેનિકને પૂછ્યું કે, 'ભાઈ! તેં આ ગાડી આટલી ઝડપથી કેવી રીતે રીપેર કરી આપી?' ઉત્તર આપતાં તેણે કહ્યું, ''કાર્બ્યુરેટરમાં કચરો આવી ગયો હતો,'' તેને સાફ કરી નાંખ્યો એટલે ગાડી ચાલુ થઈ ગઈ. તેને કહ્યું, 'તું મને પદ્ધતિસર આકૃતિ દોરીને ગાડીમાં થયેલ ખરાબી વિશે સમજાવ. આમ કહેતા તેણે જણાવ્યું કે ગાડી બગડે તો સાહેબ ફરીવાર મારી પાસે આવજો પરંતુ મને તેની યાંત્રિક ગોઠવણી વિશે સમજાવવાનું ફાવશે નહીં. ગાડીમાં ગમે તે ખરાબી હશે તેને હું તાત્કાલિક સરળતાથી દૂર કરી શકીશ પરંતુ તે કેમ થયું? કેવી રીતે થયું? અથવા તો તેને કેવી રીતે રીપેર કરવું તેવા તમારા પ્રશ્નોના ઉત્તર હું આપી શકીશ નહીં. ગાડીમાં બેસીને પ્રવાસ કરનારા અમને અમારા યંત્ર વિશેની વિશેષ માહિતી જાણવાની ઈચ્છા હતી, તેથી અમે તેની ઓફિસમાં બેઠેલા ઑટોમોબાઈલ એન્જિનીયરને મળ્યા; નવી ગાડીમાં આવું કેવી રીતે થાય તે સમજવા પ્રશ્નો કર્યા. એન્જિનીયર સાહેબે

તો પુસ્તિકા મંગાવી પેન અને પેપર લઈ આકૃતિઓ દોરી અમને ગાડીના યંત્રની તમામ માહિતી આપી. એટલું જ નહીં, ગાડીમાં કયા કયા પ્રકારની ખરાબી (Fault)થઈ શકે તેમ છે? તે શાથી થાય છે? ખરાબ થતી ગાડીને અટકાવવાના ઉપાયો તથા ખરાબ થઈ ગયા બાદ તેને રીપેર કેવી રીતે થાય તે બધું અમને કાગળ ઉપર દોરીને ઊંડાણપૂર્વક સમજાવ્યું. ત્યારબાદ અમે તેમને ગાડીમાં થયેલી ખરાબીને દૂર કેવી રીતે કરવી તે પ્રયોગ કરી સમજાવવા જણાવ્યું. બહાર આવી ગાડીનું બૉનેટ ખોલ્યું, પરંતુ યંત્રનિષ્ણાત તે ઇજનેર સાહેબ અમને પ્રયોગ કરી સમજાવી શક્યા નહીં. તે માટે તેમને મિકેનિકને જ બોલાવવો પડ્યો. આવા વિદ્વાન ઇજનેરને યંત્ર વિશેની ઘણી ઊંડી સમજ હોવા છતાં આ સામાન્ય વાત શા માટે નહીં સમજાઈ હોય? તેવું પૂછતાં તેમણે જણાવ્યું, 'હું નવી ગાડી કેમ બનાવાય; તેમાં ખરાબી કેવી રીતે થાય તથા તેનો ઉપાય શું? તેનો સિદ્ધાંત સમજાવી શકું. પરંતુ અનુભવી મિકેનીક બગડેલી ગાડીના દોષો ઝડપથી દૂર કરી શકે. અહીં કારીગરને રીપેર કેવી રીતે કરવું તે આવડે છે પરંતુ રીપેર કેવી રીતે થાય તેનો સિદ્ધાંત સમજાવતા આવડતું નથી. આ ઉદાહરણમાં વાહનશાસ્ત્રના સિદ્ધાંતને જાણનાર આ ઈજનેરને શ્રોત્રિય કહેવાય. જયારે વાહનના યંત્રમાં રહેલી ખામીને દૂર કરી વાહનનું યંત્ર યથાવત (રીપેર) કરનાર, ભાગોને ખોલીને પાછા જોડી દેનાર કારીગર (મિકેનીક)ને બ્રહ્મનિષ્ઠ કહેવાય. કારણ કે તેને યંત્ર વિશેનો પ્રાયોગિક અનુભવ છે. તે જ પ્રમાણે જે કોઈ વ્યક્તિ શાસ્ત્રોમાં પારંગત હોય, વેદના મંત્રો તેની જીભના ટેરવે રમતાં હોય છતાં પણ જો તે આત્મદશામાં સ્થિર ન હોય અગર બ્રાહ્મીસ્થિતિમાં નિષ્ઠાવાન કે સ્થિતપ્રજ્ઞ ન થયો હોય તો તેને શ્રોત્રિય અવશ્ય કહી શકાય પરંતુ બ્રહ્મનિષ્ઠ ન કહી શકાય. જયારે ભલે કોઈ શાસ્ત્રમાં નિપુણ ન હોય પરંપરાગત પદ્ધતિએ શાસ્ત્રોનો અભ્યાસ ન કર્યો હોય, કોઈ જીજ્ઞાસુ કે મુમુક્ષુની શંકાનો તે શાસ્ત્રોના સંદર્ભમાં ભલે ઉત્તર ન આપી શકે કે કોઈને શાસ્ત્રો ન ભણાવી શકે. છતાં પણ જો તે આત્મસ્થિતિમાં દૃઢ હોય કે તેની પ્રજ્ઞા સ્થિર થયેલી હોય તો તેવી આત્મસ્થિત વ્યક્તિને બ્રહ્મનિષ્ઠ કહી શકાય, પરંતુ તે શ્રોત્રિય ન કહેવાય. તેથી જ શાસ્ત્રો અને આચાર્યો

ઉપદેશે છે કે આત્મજ્ઞાનને પંથે પ્રસ્થાન કરવાની ઇચ્છાવાળા મુમુક્ષુ માટે માત્ર શ્રોત્રિય ગુરુ કામ ન આવી શકે અને તે જ પ્રમાણે કોઈ શાસ્ત્રજ્ઞાનથી વંચિત હોય અને માત્ર બ્રહ્મનિષ્ઠ હોય તેવા ગુરુનું માર્ગદર્શન પણ ઉપયોગી થઈ શકે નહીં. માટે જ કહ્યું છે કે, 'અજ્ઞાન નિર્મૂળ કરી આત્મજ્ઞાનને પ્રાપ્ત કરવું હોય તો શ્રોત્રિય અને બ્રહ્મનિષ્ઠ ગુરુના શરણે જવું જોઈએ કે જેથી અધ્યાત્મને માર્ગે આગળ વધવા શાસ્ત્રને સહારે યોગ્ય માર્ગદર્શન પ્રાપ્ત થઈ શકે અને જે ઉચ્ચતમ સત્યને ગુરુ પામી ચૂક્યા હોય તે અંતિમ લક્ષ્ય સુધી શિષ્યને પણ પહોંચાડી શકે.

ગુરુનો પરિચય આપતાં શંકરાચાર્યજી આગળ વર્ણવે છે કે ગુરુ **'अवृजिनः'** અર્થાત્ નિષ્પાપ હોવા જોઈએ. અત્રે પ્રશ્ન એ થાય છે કે ગુરુ તો પાપી હોઈ શકે જ નહીં તો પછી તેમને નિષ્પાપ હોવાનું શા માટે જણાવ્યું હશે ? અત્રે પાપનો અર્થ દુષ્કૃત્ય નહીં પરંતુ મોટામાં મોટું પાપ એ અજ્ઞાન છે તે અર્થમાં નિષ્પાપ અર્થાત્ અજ્ઞાનરહિત જણાવાયું છે. ગુરુનું અન્ય લક્ષણ દર્શાવતા જણાવાયું છે કે ગુરુ **'अकामहतः'** અર્થાત્ કામનાઓથી મુક્ત હોવા જોઈએ. જેની પાસે જે હોય તે જ બીજાને આપી શકે. જે વ્યક્તિ સ્વયં કામનાથી મુક્ત થયો હોય તે જ અન્યને પણ નિષ્કામ બનાવી શકે તથા જે સ્વયં મુક્ત હોય તે જ બીજાને મુક્તિનો સંદેશ આપી શકે. માટે જ કહ્યું છે કે **'स्वयं तीर्णः परान् तारयति ।'** જે પોતે તરેલો હોય તે જ બીજાને તારી શકે. આમ, જે અશાંત હોય તે બીજાને અશાંતિ સિવાય કંઈ પણ આપી શકે નહીં પરંતુ જે વ્યક્તિ શાંત હોય તે અન્યને પણ શાંતિ બક્ષે છે. તેથી જ અત્રે જણાવ્યું છે કે ગુરુ નિષ્કામ હોવા જોઈએ કે જેથી શિષ્યની વાસનાને પણ નિર્મૂળ કરી શકે. આવા નિષ્કામ, નિષ્પાપ, શ્રોત્રિય અને બ્રહ્મનિષ્ઠ ગુરુના સ્વભાવને જણાવતાં તેમને બળતણ વગરના અગ્નિની ઉપમા આપી જણાવ્યું છે કે, **"सः निरिन्धनः अनलः इव शान्तः ।"** તે ગુરુ બળતણ વગરના અગ્નિ જેવા શાંત સ્વભાવના હોય છે. બ્રહ્મનિષ્ઠ ગુરુનું મન બ્રહ્મચિંતનમાં જ રમણ કરતું હોય છે. તેવા આત્મરત નિર્ગુણ બ્રહ્મમાં સ્થિત હોવાથી, ચિત્ત

નિર્વિકાર અવસ્થાને પ્રાપ્ત થયેલું હોવાથી, શાંત સ્વભાવવાળા હોય છે. પરંતુ તેમના શાંત સ્વભાવને ઈંધણ વગરના અગ્નિ સાથે સરખાવી અત્રે શંકરાચાર્યજી સંકેતે છે કે બળતણ વગરનો અગ્નિ ઉપર-ઉપરથી રખિયાવાળો પરંતુ અંદરથી પ્રજવલિત તથા દાહ પમાડે તેવો હોય છે. તેવી રીતે જ્ઞાની ગુરુ પણ ઉપર-ઉપરથી સૌમ્ય અને શાંત દેખાતા હોવા છતાં તેના અંતરમાં જ્ઞાનની જવાળા પ્રજવલિત હોય છે. આ જ દૃષ્ટાંતને અન્ય રીતે વિચારતાં એમ પણ કહી શકાય કે ઉપર-ઉપરથી શાંત છતાં અંદરથી દઝાડે તેવા અગ્નિ જેવો સ્વભાવ અર્થાત્ તે જ્ઞાની ગુરુની એક આંખમાંથી જ્ઞાનામૃતની સરિતા વહેતી હોય અને જરૂર પડે તો શિષ્યના અંતઃકરણમાં રહેલાં દોષોને નિર્મૂળ કરવા બીજી આંખમાંથી શિસ્તપાલનનો અગ્નિ પણ ઝરતો હોય. ત્રીજા દૃષ્ટિકોણથી વિચારતાં સમજી શકાશે કે બહાર દેખાતાં આરોપિત સત્ત્વ, રજસ અને તમસ એમ ત્રણે ગુણોને ઉપાધિ સહિત જેણે ભસ્મીભૂત કરી નાંખ્યા છે, તેની રખિયા બહાર આવે છે તથા જેના વડે ત્રણે ગુણોને ભસ્મ કર્યા છે તેવા જ્ઞાનનો દીપક તેની અંદર પ્રજવલિત છે. આવા જ્ઞાની ગુરુ અહેતુક, નિષ્પ્રયોજન કે અકારણ અન્ય મુમુક્ષુ કે જિજ્ઞાસુ પ્રત્યે દયા વરસાવતા હોય છે. જે સ્વયં પરમાત્માની કૃપાનું પાત્ર બની ઈશ્વરની કૃપાથી નીતરતો હોય છે તે અન્યને પણ પ્રભુના પ્રેમનો અભિષેક કરાવતો, અકારણ દયા દર્શાવતો હોય છે. આવા, દયાના સાગર તરીકે ગુરુને વર્ણવી શંકરાચાર્યજી એવું પણ ઉદ્‌બોધે છે કે, ગુરુ પાસે દયાની કમી હોતી નથી પરંતુ સાગરમાં જેમ પાણી કદાપિ સૂકાતું નથી તે હંમેશા પાણીથી છલકાતો જ રહેતો હોય છે. તેવા અંદરથી ઊંડાણમાં ધીર-ગંભીર છતાં બહારથી મોજાંઓનું હલનચલન દર્શાવતા સાગર સાથે ગુરુને સરખાવે છે. તેનું તાત્પર્ય તો એ છે કે, ગુરુનું જીવન સદાને માટે અન્ય ઉપર કરુણા કરવા તત્પર હોય છે. આમ, અન્યના કલ્યાણાર્થે ક્રિયા કરતાં દેખાવા છતાં અંદરથી કર્તાભાવરહિત અક્રિય તથા શાંત હોય છે. સંસારબંધનથી ત્રાસેલા, દુઃખના દાવાનળથી દાઝેલા તમામ અબુધજનોના અજ્ઞાનના નિવારણ માટે આવા જ્ઞાની હંમેશા નિઃસ્વાર્થભાવે તત્પર રહે છે.

આ પ્રમાણે શ્રોત્રિય, બ્રહ્મનિષ્ઠ, નિષ્પાપ, નિષ્કામ, શાંત અને અકારણ દયાના સાગર એવા ગુરુ સમીપ વિનમ્રભાવે જઈ તેમની ભક્તિપૂર્વક સેવા-શુશ્રૂષા કરી, તેમને પ્રસન્ન કરી, તેમની શરણાગતિ સ્વીકારી પોતાને મૂંઝવતા કે પછી પોતાનું અજ્ઞાન દૂર થાય તેવા પૂશ્નો પૂછવા જોઈએ. ગુરુની સેવા કરી સૌ પ્રથમ તેમની સાથે આત્મીયતાનો નાતો જોડવો આવશ્યક છે. જો આમ થશે તો જ ગુરુ સાથેનો સંવાદ શક્ય બનશે. સેવા દ્વારા તેમના સાંનિધ્યમાં આવવાથી જ ગુરુને શિષ્યના અધિકારની જાણ થાય છે અને તો જ તેવા શિષ્યના અધિકારને ધ્યાનમાં લઈ તે પ્રમાણેનો ઉપદેશ ગુરુ તેને આપી શકે. પરંતુ ગુરુની સેવા એટલે શું તે સ્પષ્ટપણે જાણી લેવું જોઈએ. માત્ર બાહ્ય આચાર કે પછી વાક્પટુતા દ્વારા ગુરુને પ્રસન્ન કરી શકાશે નહીં. તેમની આગળ-પાછળ રહી માત્ર તેમને ખુશ કરવાના પ્રયત્નો જો થશે તો ગુરુને છેતરતાં પૂર્વે સ્વયં શિષ્ય જ પોતાના અજ્ઞાનજન્ય અહંકારથી જાતે જ છેતરાઈ જશે. તેમ ન થાય તે માટે શિષ્યે, ગુરુ જે કંઈ ઉપદેશે, જે કંઈ આદેશ આપે અથવા તો જે કંઈ વાત કરે તેને બ્રહ્મવાક્ય સમજી, ગુરુઆજ્ઞા જાણી, તેમના દ્વારા અપાયેલા આદેશો તથા ઉપદેશોને શિરોમાન્ય કરી, તે પ્રમાણેનું વર્તન કરવું તે જ સાચી ગુરુસેવા છે. તત્ત્વાર્થે તો સાધનચતુષ્ટય સંપન્ન અધિકારી બની મોક્ષમાર્ગે પ્રયાણ કરી આત્મસાક્ષાત્કારને પ્રાપ્ત કરવું તે જ ગુરુની સાચી સેવા છે. પરંતુ જ્યાં સુધી મોક્ષપ્રાપ્તિનો અધિકાર પ્રાપ્ત ન થાય, ચિત્તશુદ્ધિ ઉપલબ્ધ ન થાય, ત્યાં સુધી ગુરુ જેમ કહે તેમ કરવામાં જ શિષ્યનું શ્રેય રહેલું છે. આમ, ગુરુસેવા દ્વારા ગુરુ સાથેના સંવાદનો નાતો પ્રસ્થાપિત કરી સ્વયંનું અજ્ઞાન દૂર થાય તે સંદર્ભે પ્રશ્નો પૂછવાનો પ્રયત્ન કરવો. આ જ વાત પોતાના ભક્ત અને શિષ્ય એવા અર્જુનને ઉપદેશતાં ભગવાને જણાવ્યું છે કે,

"तद्विद्धि प्रणिपातेन परिप्रश्नेन सेवया ।
उपदेक्ष्यन्ति ते ज्ञानं ज्ञानिनस्तत्त्वदर्शिनः ॥"

[ભ. ગીતા અ-૪-૩૪]

"તે જ્ઞાનને દંડવત પ્રણામ કરી સેવા વડે તથા વિવિધ પ્રશ્નો

પૂછીને જાણ. તત્ત્વને જાણનારા જ્ઞાનીઓ તને જ્ઞાનનો ઉપદેશ આપશે.'' જે કોઈ ઉપર જણાવ્યા પ્રમાણે શ્રદ્ધાયુક્ત થઈ, સંદેહમુક્ત બની, શ્રોત્રિય અને બ્રહ્મનિષ્ઠ ગુરુના શરણમાં પોતાનું જીવન સમર્પિત કરશે, તો તેવો વ્યક્તિ ગુરુકૃપાનું પ્રિય પાત્ર બનશે. કૃપાપાત્ર શિષ્ય સાચા હૃદયથી ગુરુસેવામાં રત રહેશે તેમજ ગુરુભક્તિમાં સંલગ્ન હશે તો તેના અજ્ઞાનનો ઉચ્છેદ કરી ગુરુ તેને સ્વયં એક દિવસ ગુરુ તરીકે જાહેર કરશે. આવી શ્રેષ્ઠ ગુરુકૃપા પ્રાપ્ત કરવા માટે ગુરુ પાસે જઈ કેવી નમ્રતા, પ્રાર્થના કે ભાવના સેવવી જોઈએ તથા કેવા પ્રકારનો વાર્તાલાપ કરવો જોઈએ તે કરુણાસાગર એવા સદ્‌ગુરુ શંકરાચાર્ય હવે પછીના શ્લોકમાં આપણને જણાવે છે.

(છંદ–ઈન્દ્રવજ્રા)

शिष्य उवाच

स्वामिन् नमस्ते नतलोकबन्धो
कारुण्यसिन्धो पतितं भवाब्धौ ।
मामुद्धरात्मीय कटाक्षदृष्ट्या
ऋज्व्यातिकारुण्यसुधाऽभिवृष्ट्या ॥३७॥

શિષ્ય બોલ્યો

**स्वामिन्** = હે સ્વામી!
**नतलोकबन्धो** = શરણે આવેલા લોકના બંધુ
**कारुण्यसिन्धो** = હે દયાના સાગર
**नमः ते** = તમને નમસ્કાર હો
**आत्मीय** = તમારી
**अतिकारुण्यसुधाऽभिवृष्ट्या** = અત્યંત કરુણારૂપી અમૃત વરસાવતી
**ऋज्व्या कटाक्षदृष्ट्या** = સરળ અને કટાક્ષદૃષ્ટિથી
**भवाब्धौ** = ભવસાગરમાં
**पतितम्** = પડેલા
**माम् उद्धर** = મારો ઉદ્ધાર કરો.

વિનમ્રતાપૂર્વક, ભક્તિભાવ સાથે, શ્રદ્ધાસભર મન વડે ગુરુચરણે મસ્તક ઝુકાવી ભવસાગરને પાર કરવા ઇચ્છનાર મુમુક્ષુએ પ્રાર્થના કરવી જોઈએ કે, ''હે પ્રણતજનબંધુ! હે દયાસિંધુ! આપને નમસ્કાર હો. હે મારા

જીવનનાં સ્વામી! હું સંસારસાગરમાં ડૂબકાં ખાઉં છું. ભવવ્યાધિમાં તપ્ત મારો આપ ઉદ્ધાર કરો. હે શિષ્યવત્સલ, મુક્તિપ્રદાતા ગુરો! આપના શરણે આવેલા એવા મને આપની જ્ઞાનરૂપી, સરળ છતાં કટાક્ષદષ્ટિથી મુક્તિ પ્રદાન કરો. મારા અનાદિ અજ્ઞાનનું નિવારણ કરો. મને શ્રેયની પ્રાપ્તિ કરાવી મુક્તિના પંથે પ્રયાણ કરવા પ્રેરણા આપી જન્મોજન્મનાં દુઃખમાંથી છોડાવો. શોકસાગરમાં ડૂબેલાં એવા મને કરુણા દાખવી ઉગારો.''

ગુરુ પાસે જઈ, નતમસ્તક પ્રણામ કરી સાચા શિષ્યે લૌકિક નહીં પરંતુ અલૌકિકની પ્રાપ્તિ માટે માર્ગદર્શન મેળવવું જોઈએ. જે વ્યક્તિ પોતાના ઉદ્ધાર માટે કે આત્મકલ્યાણ માટે ગુરુની શરણાગતિ સ્વીકારે છે તે જ સાચો મુમુક્ષુ છે. ગુરુ પાસે જઈ પ્રણામ તો થાય, પરંતુ જો અહંકાર ન ઝૂકે તથા ગુરુ પ્રત્યે શ્રદ્ધા કે પ્રેમ ન પ્રગટે તો પણ ગુરુનું સાંનિધ્ય નિષ્ફળ નીવડે છે. આથી ગુરુચરણમાં શરણ શોધનાર તમામ મુમુક્ષુએ અહંકાર ઝુકાવી, શ્રદ્ધાપૂર્ણ થઈ, આત્મકલ્યાણના માર્ગે પ્રયાણ કરવાનો ઉપાય જ શોધવો જોઈએ. સાચા જીજ્ઞાસુની આંતરિક સ્થિતિ કેવી હોય છે તથા શરણાગતિ એટલે શું તેને વધુ સ્પષ્ટ કરતાં હવે પછીના શ્લોકમાં શંકરાચાર્યજી કહે છે.

(છંદ-ઉપજાતિ)

**दुर्वारसंसारदवाग्नितप्तं दोधूयमानं दूरदृष्टवातैः ।**
**भीतं प्रपन्नं परिपाहि मृत्योः शरण्यमन्यं यदहं न जाने ॥३८॥**

| | | | |
|---|---|---|---|
| दुर्वार–संसार– | = અટકાવી ન શકાય એવા સંસારરૂપ | मृत्योः | = મૃત્યુમાંથી |
| | | परिपाहि | = બચાવો. |
| दवाग्नितप्तम् | = દાવાનળથી તપેલાં, | यत् | = કારણ કે |
| दूरदृष्टवातैः | = દુર્ભાગ્યરૂપી પવનની | अहम् | = હું |
| दोधूयमानम् | = આંધીથી કંપતા, | अन्यम् | = અન્યને |
| भीतम् | = ભય પામેલા | शरण्यम् | = શરણ યોગ્ય |
| प्रपन्नम् | = શરણે આવેલા (મને) | न जाने | = જાણતો નથી. |

સંસાર એક વન છે. આ સંસારરૂપી વનમાં દુ:ખનો દાવાનળ પ્રગટ્યો છે. હવે આ દાવાનળ એવો તો ફેલાયો છે કે જે અટકાવી શકાય તેમ નથી. તેવા દુર્વાર, દુર્જય દાવાનળમાં સંતપ્ત થયેલો, પરિતાપ પામેલો હે ગુરો! 'હું આપની શરણમાં આવ્યો છું. પ્રારબ્ધરૂપી પવન વડે આમતેમ ફેલાતો આ દુષ્ટ દાવાનળ મને ભરખી જવા તૈયાર થયો છે. તેથી તેનાથી ડરેલો, ધ્રુજતો, કાંપતો હું આપનું શરણ ઈચ્છું છું. આ સંસારરૂપી દાવાનળના દુ:ખોથી ત્રસ્ત મોહરૂપી વાવાઝોડું અને પ્રારબ્ધ રૂપી પવનથી ફંગોળાઈ દર્દગ્રસ્ત થયેલા મને આપ મોહરૂપી કાળથી તથા જન્મ-મૃત્યુરૂપી ચક્રથી બચાવો.

'भीतं प्रपन्नं दुरदृष्टवातैः दोधूयमानम्
दुर्वारसंसारदवाग्नितप्तं मां शरणागतं मृत्योः परिपाहि ।'

આપના શરણે આવેલાં એવા મને આપ સંપૂર્ણપણે દુ:ખમાંથી મુક્ત કરો. આપ સિવાય મારો ઉદ્ધાર કરે તેવું અન્ય કોઈ મને જણાતું નથી. આવા ઘોર સંસારમાંથી મને બચાવે તેવો અન્ય કોઈ આપ સિવાય સમર્થ હોય તેવું હું માનતો નથી. આપ જ મારા તારણહાર છો. આપ જ મારા રક્ષક છો. શરણપ્રાણપ્રદ એવા આપ જ મને આ મોહરૂપી મૃત્યુમાંથી ઉગારી શકો તેમ છો.' આમ, ગુરુની શરણમાં નમ્રતાપૂર્વક ઉપસ્થિત થઈ ગુરુ પ્રત્યે એવી અનન્ય શ્રદ્ધા જન્માવવી જોઈએ કે જેથી ગુરુ કે સંત સહજતાથી જ આપણા અજ્ઞાનને દૂર કરવા તત્પર થાય. જયાં સુધી ગુરુમાં આવી અવિચળ શ્રદ્ધા જન્મે નહીં ત્યાં સુધી ગુરુના ઉપદેશામૃતની અસર આપણા જીવનમાં થાય નહીં.

પોતાની દુર્દશાનું વર્ણન કરી સ્વયંના આગમનનો ઉદ્દેશ ગુરુ સમક્ષ અભિવ્યક્ત કરી પોતાના અધિકારને ગુરુ પ્રત્યે પ્રગટ કરી શિષ્ય હવે પછીના શ્લોકમાં ગુરુની સ્તુતિ કે પ્રશંસા કરે છે.

(છંદ-ઉપજાતિ)

**शान्ता महान्तो निवसन्ति सन्तो वसन्तवल्लोकहितं चरन्तः ।**
**तीर्णाः स्वयं भीमभवार्णवं जनानहेतुनाऽन्यानपि तारयन्ति ॥३६॥**

शान्ताः = અત્યંત શાંત
महान्तः = મહાન
सन्तः = સંત પુરુષો
वसन्तवत् = વસંતઋતુની જેમ
लोकहितम् = લોકકલ્યાણ માટે
चरन्तः = વિહાર કરતા
निवसन्ति = વસી રહેલા છે
स्वयम् = (જેઓ) સ્વયં
भीमभवार्णवम्= ભયંકર સંસાર-
સાગરને
तीर्णाः = પાર કરી ગયેલા હોઈ
अहेतुना = કોઈ પણ કારણ વગર
अन्यान् = બીજા
जनान् = મુમુક્ષુજનોને
अपि = પણ
तारयन्ति = તારે છે.

દુસ્તર સંસારસાગરમાંથી કે પછી દુર્ભેદ્ય અજ્ઞાનવનમાંથી તથા જન્મ-મૃત્યુના ચકરાવામાંથી મુક્ત કરનાર ગુરુ સિવાય અન્ય કોઈ હોઈ શકે નહીં. આવા ભવવ્યાધિને મિટાવનાર વૈદ સમાન ગુરુને વર્ણવતા પૂ. શંકરાચાર્યજી જણાવે છે કે આવા જ્ઞાનીજનો કે મહાન સંતો અત્યંત શાંત સ્વભાવવાળા તથા વસંતઋતુની જેમ લોકહિતાર્થે રત રહેનારા હોય છે. ભયાનક સંસારસાગરને તરેલા એવા તેઓ નિ:સ્વાર્થરૂપે અન્ય શરણાગત મુમુક્ષુઓને પણ તારે છે.

સંતો કે જ્ઞાનીઓ મહાસાગર જેવા હોય છે. મહાસાગર ઉપરથી ખળભળાટયુક્ત, અનેક મોજાંઓ અને તરંગોથી સતત પ્રવૃત્તિમાન દેખાતો હોય છે. પરંતુ તેના પેટાળમાં જોવાનો પ્રયત્ન જો કરવામાં આવે તો ભીતરથી એકદમ શાંત અને ગંભીર જણાય છે. આ જ પ્રમાણે અહેતુક દયાસિંધુ એવા જ્ઞાનીજનો પણ કરુણાના સાગર હોવાથી બાહ્ય દૃષ્ટિએ લોકહિતના કાર્યમાં રત તથા પ્રવૃત્તિયુક્ત જણાય છે. સતત નિષ્કામભાવે લોકહિતના કાર્યો કરતા હોવા છતાં આંતરિક રીતે તદ્દન નિવૃત્ત હોય છે. અર્થાત્ ઉત્તમ પ્રકારની જનસેવા કે અજ્ઞાનનાબૂદીના કાર્યમાં સતત અભિરત હોવા છતાં તેમના તેવા કાર્યો અકર્તાભાવે, નિમિત્તભાવે કે સાક્ષીભાવે થતા હોય છે. તેથી સ્વયંના અક્રિય સ્વરૂપમાં સ્થિત કર્તાભાવમુક્ત તેઓ વાસ્તવમાં તો નિવૃત્ત જ હોય

છે. તેમ છતાં અનાયાસે વસંતઋતુની માફક તેમના આગમનથી જ કે પછી તેમની હાજરી માત્રથી જ તેમના સાંનિધ્યમાં રહેલા સર્વ જીજ્ઞાસુઓની જીજ્ઞાસા સંતોષાય છે. તેમની વાસનાઓ પરિપૂર્ણ થાય છે અને તેઓ સંતોષ કે તૃપ્તિને અનુભવતા હોય છે.

વસંતઋતુના આગમનથી વૃક્ષો ઉપર પુષ્પો ખીલે છે. નવી નવી કળીઓ ફૂટે છે. છોડ પાંગરે છે તેમજ બાગોમાં બહાર આવે છે. તેના આગમનથી વાતાવરણ આલ્હાદક બને છે. આમ વસંતઋતુ પોતે અક્રિય હોવા છતાં તેના આગમનથી જ વાતાવરણ બદલાઈ જાય છે. આબોહવા ખુશનુમા બની જાય છે. જે પ્રાણીમાત્રને આનંદ, ઉલ્લાસ, શાંતિ કે સંતોષ પ્રદાન કરે છે. તે જ પ્રમાણે સંતોના આગમનથી જ તેમની આસપાસનું વાતાવરણ ખુશનુમા બને છે. તેવા જ્ઞાનીજનોની હાજરી માત્રથી જ અનેક મનુષ્યો પ્રેરણા પ્રાપ્ત કરે છે, ત્યાગ અને શાંતિનો અહેસાસ માણે છે, અને અનાયાસે જ વાસનામુક્તિ તરફ જવાની પ્રેરણા પ્રાપ્ત કરે છે. આમ, વસંતઋતુની જેમ જ્ઞાની કંઈ ન કરે તે છતાં ઘણું બધું તેમની હાજરીમાત્રથી થઈ જતું હોય છે.

આ પ્રમાણે વાસનામુક્ત અત્યંત શાંત એવા મહાન સંત જયાં જયાં ભ્રમણ કરે છે, વિચરણ કરે છે, ત્યાં ત્યાં અનાયાસે શરણાગત મુમુક્ષુઓને મોક્ષાર્થે પ્રેરી તેમના અજ્ઞાનને દૂર કરવાનો પ્રયત્ન અકર્તાભાવે કરતા રહે છે. તેવા આત્મનિષ્ઠ સંતોના ચરણકમળમાં વંદન કરી આપણે પણ અજ્ઞાનનાબૂદીનો માર્ગ શોધવા પ્રવૃત્ત થઈએ.

(છંદ–વંશસ્થવિલ)

**अयं स्वभावः स्वत एव यत्परश्रमापनोदप्रवणं महात्मनाम् ।**
**सुधांशुरेषः स्वयमर्ककर्कशप्रभाभितप्तामवति क्षितिं किल ॥४०॥**

एषः = (જેમ) આ
सुधांशुः = ચંદ્રમા
स्वयं किल= પોતે જ
अर्क–कर्कश–प्रभाभितप्ताम् = સૂર્યના આકરા તાપથી સંતપ્ત થઈને

| | | | |
|---|---|---|---|
| **क्षितिम्** | = પૃથ્વીને | **यत्** | = તે, |
| **अवति** | = રક્ષણ આપે છે. (તેમ) | **अयम्** | = આ |
| **परश्रमापनोदप्रवणम्** | = પારકાંના દુઃખને દૂર કરવાની તત્પરતા હોવી | **महात्मनाम्** | = મહાત્માઓનો |
| | | **स्वतः एव** | = સહજ જ |
| | | **स्वभावः** | = સ્વભાવ (હોય છે.) |

રસ્તે ચાલતાં વટેમાર્ગુઓને છાયા આપવી એ વૃક્ષનો સહજ સ્વભાવ છે. આ પરોપકારાર્થે વૃક્ષ કોઈ વિશેષ પ્રવૃત્તિ કરતું નથી પરંતુ તેની ઉપસ્થિતિ જ વટેમાર્ગુને ઉનાળાની ભરબપોરે છાયો તેમજ શીતળતા બક્ષે છે. આ તેનો સહજ સ્વભાવ છે. તદુપરાંત શીતળતા પ્રદાન કરી ઉજાસ પાથરવો એ ચંદ્રનો સહજ સામાન્ય સ્વભાવ છે. તે જ પ્રમાણે દુઃખી મનુષ્યોના દુઃખને દૂર કરવા પ્રવૃત્ત થવું તે મહાત્માઓનો, સંતોનો કે જ્ઞાનીજનોનો સ્વભાવ હોય છે.

સૂર્ય જયાં હોય ત્યાંથી અંધારું દૂર કરી પ્રકાશ ફેલાવે છે. પ્રકાશ પાથરવા સિવાય સૂર્ય અન્ય કંઈ જ કરી શકે નહીં, કારણ કે પ્રકાશ રેલાવવો એ સૂર્યનો સહજ સ્વભાવ છે. તેવી જ રીતે અન્યના સંતાપને દૂર કરવા સિવાય સંતો અન્ય કાંઈ કરી શકે નહીં. કારણ કે તે તેમનો સ્વભાવ છે. ગુલાબના પુષ્પો પાસે જઈએ તો હંમેશા તે ખુશબો જ આપે છે, સુગંધી જ રેલાવે છે તથા નદી, કોઈ ધક્કો ન મારે તો પણ ઉપરથી નીચે તરફ વહેતી જ હોય છે. આમ, સુવાસ પ્રસરાવવી તે પુષ્પનો સ્વભાવ છે. જયારે વહેતા રહેવું તે દેવી સરિતાનો સ્વભાવ છે. તે જ પ્રમાણે અન્યને પીડાતો ન જોવો પરંતુ તે પીડાને દૂર કરવા પ્રવૃત્ત થવું અને અન્યના આંસુઓને સૂકવી નાંખવા કાર્યશીલ થવું તે સંતોનો સહજ સ્વભાવ હોય છે.

નદી કે તળાવને કિનારે ઊભા હોઈએ અને જો સ્નાન કરવા અંદર પડેલી વ્યક્તિ ડૂબવા માંડે તો તે ડૂબતાંને બચાવવા તરવૈયો વગર કહે કૂદી પડે છે. ડૂબતાંને જોતાંની સાથે જ કિનારો છોડી પાણીમાં પડી ડૂબી રહેલી વ્યક્તિની મદદે કોઈ પણ જાતના વિચાર કર્યા વગર પહોંચી જાય

છે. બસ આ જ પ્રમાણે તરવૈયાની જેમ મહાત્માઓ પણ સંસારસાગરમાં, અજ્ઞાનના અંધકારમાં ડૂબી રહેલા અજ્ઞાનીજન તથા દુઃખી અને ભયભીત લોકોના ભયને, અજ્ઞાનને કે દુઃખને દૂર કરવા ચંદ્રવત્ બની સદાય શીતળ પ્રકાશ પાથરે છે.

આમ પ્રખર સૂર્યના તાપ સમાન સંસારની વ્યાધિથી સંતપ્ત થયેલા તમામ અજ્ઞાનીજનોને ચંદ્રમા સમાન શીતળ પ્રકાશરૂપી આત્મજ્ઞાન પ્રદાન કરી તેમના તાપને તોષમાં બદલનાર મહાત્માઓનો સહજ સ્વભાવ જ પરોપકારનો હોય છે.

આવા સંતની અપરંપાર કૃપાને પામવા ઈચ્છતો શિષ્ય હવે પછીના શ્લોકમાં ગુરુની સ્તુતિ કરી તેમની કૃપાદૃષ્ટિના સદ્ભાગી થવા પ્રાર્થના કરે છે.

(છંદ-શાર્દૂલવિક્રીડિત)

ब्रह्मानंदरसानुभूतिकलितैः, पूतैः सुशीतैः सितैः
युष्मद्वाक्कलशोज्झितैः श्रुतिसुखैर्वाक्यामृतैः सेचय ।
सन्तप्तं भवतापदावदहनज्वालाभिरेनं प्रभो
धन्यास्ते भवदीक्षणक्षणगतेः पात्रीकृताः स्वीकृताः ॥४१॥

प्रभो = હે પ્રભો!
ब्रह्मानंद-रसानुभूति-कलितैः = બ્રહ્માનંદરૂપી રસની અનુભૂતિ વડે સંપન્ન
पूतैः = પવિત્ર
सुशीतैः = અતિશીતલ
सितैः = સ્વચ્છ (અને)
युष्मद् = આપની
वाक्कलशोज्झितैः = વાણીરૂપી કળશમાંથી નીકળતાં
श्रुतिसुखैः = કર્ણને આનંદ દેનારા
वाक्यामृतैः = અમૃતરૂપી વાક્યોથી
भवतापदावदहनज्वालाभिः =સંસારરૂપી દાવાનળની દાહક જવાળાઓ વડે
सन्तप्तम् = બહુ તપેલા

एनम् = એવા મને
सेचय = સીંચો
भवदीक्षण–क्षणगतेः= આપની કૃપા-
દૃષ્ટિની ક્ષણમાત્ર પ્રાપ્તિ માટે
पात्रीकृताः = (જે) પાત્ર બન્યા છે.
स्वीकृताः = (અને) સ્વીકારાયા છે
ते = તેઓ
धन्याः = ધન્ય (છે.)

જીવનમાં કોઈ સાચા સંતનો સમાગમ થવો તે તો ઈશ્વરકૃપાનું કે દેવના અનુગ્રહનું પરિણામ છે. ઘણીવાર એવું બને છે કે, ગુરુ આપણને પ્રાપ્ત થાય પરંતુ ગુરુ દ્વારા આપણે સ્વીકૃત ન થઈએ અર્થાત્ આપણે કોઈ સાચા સંતને ગુરુ તરીકે માની લીધા હોય, સ્વીકાર્યા હોય પરંતુ ગુરુ જયાં સુધી આપણને ન સ્વીકારે ત્યાં સુધી તેમની કરુણાદૃષ્ટિ આપણને પ્રાપ્ત થતી નથી. આમ, ગુરુ દ્વારા અસ્વીકૃત અને તેમની કૃપાદૃષ્ટિથી વંચિત એવા શિષ્યને ગુરુસમાગમનું સત્સંગરૂપી ફળ પ્રાપ્ત થતું નથી. પરંતુ સદ્‌ભાગ્યે જો આપણે ગુરુ દ્વારા સ્વીકૃત થઈ ચૂક્યા હોઈએ, જો ગુરુની કૃપાપાત્ર બની ચૂક્યા હોઈએ તો ગુરુ સમક્ષ અહંકારમુક્ત થઈ ઉપસ્થિત થવું જોઈએ. શરણાગત ભાવથી શિષ્યભાવે નમ્રતાપૂર્વક તેમની સમક્ષ આપણા હૃદયને ખુલ્લું મૂકી, આપણી મર્યાદા છતી કરવી જોઈએ તથા મોક્ષ માટેની આપણી તત્પરતા તેમજ ઉત્સુકતાને અભિવ્યક્ત કરવી જોઈએ. આમ જો નહીં થાય તો ગુરુ તો મળશે પરંતુ મોક્ષના દ્વાર આપણા માટે બંધ રહેશે. તેથી જ ગુરુનું સાંનિધ્ય મેળવ્યા બાદ પોતાના ધ્યેય પ્રત્યે સજાગ એવા શિષ્ય દ્વારા ભવતાપમાંથી છૂટવા માટે ગુરુકૃપાની યાચના કરતા પ્રસ્તુત શ્લોકમાં જણાવાયું છે કે, 'હે ગુરુ ! બ્રહ્માનંદમાં નિમગ્ન એવા આત્મરસાનુભૂતિથી સંપન્ન આપ મારા પર કૃપા કરો. આપની પવિત્ર શીતળ સ્વચ્છ વેદાંતવાણીરૂપી કળશ દ્વારા મારી કર્ણેન્દ્રિયને પાવન કરો. સંસારના દાવાનળથી દાઝેલા, દારુણ તાપમાં સંતપ્ત એવા મને આપની પ્રજ્ઞાનવાણીરૂપી કળશથી સંસારતાપના દાહને શાતા અર્પે તેવા અમૃતરૂપી અજ્ઞાનનાશક વાક્યોથી અનુગ્રહિત કરો. જ્ઞાનામૃતરૂપી વાક્યોનું સિંચન કરી અજ્ઞાનજન્ય સંસારદાવાનળમાં સંતાપ પામેલા મને ભવવ્યાધિના દુઃખમાંથી ઉગારો. ક્ષણમાત્ર માટે જે આપની આવી કૃપાથી અનુગ્રહિત થયા છે તેઓ પણ ધન્ય છે. મને પણ આપની કૃપાના પાત્ર તરીકે સ્વીકારી, મારા

જન્મોજન્માંતરના આ દુઃખમાંથી, આપની કૃપાવાણી વરસાવી જ્ઞાનામૃતરૂપી વાક્યોથી અભિસિંચિત કરી, મારા અનાદિ અજ્ઞાનને મિટાવી, બ્રહ્માનંદરસનું પાન કરાવી સંતૃપ્તિ બક્ષો, કે જેથી આપની કૃપાસંપન્ન થઈ હું જીવનને ધન્ય બનાવું, સફળ બનાવું, કૃતકૃત્યતા પ્રાપ્ત કરું.'

ગુરુ પ્રત્યેની ભક્તિભાવના તથા અવિચળ શ્રદ્ધાને અભિવ્યક્ત કરી કૃપાની યાચના કર્યા બાદ હવે પછીના શ્લોકમાં શિષ્ય, પોતાની શંકા અભિવ્યક્ત કરી મુક્તિના ઉપાય વિશે પ્રશ્ન પૂછે છે.

(છંદ-ઉપજાતિ)

**कथं तरेयं भवसिन्धुमेतं का वा गतिर्मे कतमोऽस्त्युपायः ।**
**जाने न किञ्चित् कृपयाऽव मां प्रभो संसारदुःखक्षतिमातनुष्व ॥४२॥**

| | | | |
|---|---|---|---|
| **एतम्** | = આ | **उपायः** | = ઉપાય |
| **भवसिन्धुम्** | = સંસારસાગરને | **अस्ति** | = છે? |
| | (હું) | **किञ्चित्** | = (હું) કંઈ પણ |
| **कथम्** | = કેવી રીતે | **न जाने** | = જાણતો નથી. |
| **तरेयम्** | = તરું? | **प्रभो** | = હે પ્રભુ ! |
| **वा** | = વળી | **माम्** | = મને |
| **मे** | = મારી | **कृपया** | = કૃપા કરીને |
| **का** | = શી | **अव** | = બચાવો.(મારા) |
| **गतिः** | = ગતિ (થશે?) | **संसारदुःख–आतनुष्व** | =સંસારરૂપી દુઃખનો |
| **कतमः** | = (સંસારસાગરને તરવાનો) કોઈ | **क्षतिम्** | = નાશ કરો. |

ભવવ્યાધિમાં સંતપ્ત શિષ્ય હવે ગુરુની સ્તુતિ કર્યા બાદ, અત્યંત વિનયપૂર્વક, નમ્રતાયુક્ત થઈ ભવભયમાંથી મુક્ત થવા પ્રશ્ન કરે છે. દુસ્તર ભવસાગરને પોતે કેવી રીતે તરી શકે તેનો ઉપાય પૂછે છે. સાગરનો અંત પ્રત્યક્ષ નથી તેમ અજ્ઞાનીને ભવસાગરનો અંત અદૃશ્ય છે. તેથી સુખ અને

દુઃખની આંધીમાં અટવાયેલા, ડૂબતાં ડૂબતાં તરવાની કોશિશ કરતાં અધવચ્ચે ડૂબી જવાની ભીતી હોવાને કારણે ભવસાગરના તરણનો ઉપાય અત્રે શિષ્ય પૂછે છે. **'एतं भवसिन्धुं कथं तरेयम् ।'** અગાધ ભવસાગરમાં ડૂબી રહેલો, અને દિશાશૂન્ય બનેલો, કિનારો શોધતો શિષ્ય વિચારે છે કે મારી ગતિ શી થશે? હું સંસારસાગરમાં અધવચ્ચે અટકી મરણને શરણ થઈશ? કે પછી દિશાભ્રાંત હું વમળમાં સપડાયેલા તણખલાંની જેમ ભવચક્રમાં ઘુમ્યા કરીશ? મુજ અબુધનો પ્રવાસ ઘાંચીના બળદની જેમ તેની તે જ જગ્યાએ તો નહીં રહે? મારી પ્રગતિ કઈ દિશામાં થશે, તે હું જાણતો નથી. હે દયાસિન્ધો! આપ મને મારી ગતિ વિશે જણાવો. **'का मे गतिः ।'** એટલું જ નહીં પરંતુ આ ભવસિન્ધુ પાર કરવાની કળા મને વિદિત નથી. મારી હાલની સ્થિતિ કે ભાવિની ગતિથી હું અજાણ છું. કૃપા કરી આપ મને આ ભયમાંથી મુક્ત કરો. મને સંસારસાગરના તરણનો અને મારી ઉન્નતિનો પથ પ્રદર્શિત કરો. હે શરણાગતવત્સલ! મારા સંસારદુઃખને હવે નિર્મૂળ કરો. ભવતાપનું હરણ કરી સંસારસાગરનું મરણ પૂર્વે તરણ કરાવી મારું રક્ષણ કરો.

(છંદ-ઉપજાતિ)

**तथा वदन्तं शरणागतं स्वं**
**संसारदावानलतापतप्तम् ।**
**निरीक्ष्य कारुण्यरसार्द्रदृष्ट्या**
**दद्यादभीतिं सहसा महात्मा ॥४३॥**

| | | | |
|---|---|---|---|
| महात्मा | = મહાત્માએ | ताप-तप्तम् | = તાપથી તપેલા(મુમુક્ષુને) |
| तथा | = ઉપર પ્રમાણે | कारुण्यरसार्द्र-दृष्ट्या | = કરુણારસથી નીતરતી દૃષ્ટિથી |
| वदन्तम् | = બોલતા, | निरीक्ष्य | = જોઈને |
| स्वम् | = પોતાને | सहसा | = તરત જ |
| शरणागतम् | = શરણે આવેલા | अभीतिम् | = અભયદાન |
| संसारदावानल- | = સંસારરૂપી દાવાગ્નિના | दद्यात् | = આપવું. |

## શિષ્યને અભયદાન

સાચા સંનિષ્ઠ શિષ્ય પ્રત્યે ગુરુનો વ્યવહાર તથા તેમનું કર્તવ્ય સૂચવતા પ્રસ્તુત શ્લોકમાં જણાવ્યું છે કે તેવા સંતપ્ત મુમુક્ષુ પ્રતિ કરુણાસભર દૃષ્ટિ દાખવી પ્રેમ ભર્યો વ્યવહાર કરી વિલંબ વિના સૌ પ્રથમ તેને અભયદાન આપવું જોઈએ.

સંસારસાગરમાં ડૂબતો, જગતના કાવાદાવામાં સબડતો, સંતપ્ત થયેલો શિષ્ય જો ખરેખર મુક્તિ માટે તત્પર થયો હોય અને પોતાનું અજ્ઞાન કબૂલી તેની નાબૂદી માટે ખુલાસો માગે તો ગુરુએ સૌ પ્રથમ તેને ભયમુક્ત કરી વાત્સલ્યભર્યું વર્તન દાખવી, તેના પ્રશ્નનું સમાધાન અવશ્ય થશે જ, તેવી ખાત્રી આપી તેને સાંત્વના આપવી જોઈએ. એ જ પ્રમાણે શિષ્યએ પણ નમ્રતાપૂર્વક સદ્‌ગુરુને પ્રાર્થના કરી આત્મજ્ઞાનપંથે પ્રસ્થાન કરવા અભયદાનની માગણી કરવી જોઈએ. અર્થાત્ પોતે શિષ્ય બનવાનું અને સદ્‌ગુરુએ આશ્રયદાન અને જ્ઞાનદાનથી પોતાને અલંકૃત કરવો એવી યાચના કરવી જોઈએ. જયાં સુધી શિષ્યના મનમાં અસુરક્ષાની કે અસલામતીની ભાવના હશે, ત્યાં સુધી તેનું ચિંતાગ્રસ્ત મન ન તો સત્યનો ઉપદેશ શ્રવણ કરી શકશે કે ન તો નિરાલંબ સ્થિતિમાં કૂદી શકશે. માટે સદ્‌ગુરુનું પરમ કર્તવ્ય છે કે શરણે આવેલાને જ્ઞાનદાનનું અખંડ વચન આપી શિષ્યની સાથે સ્નેહ અને આત્મીયતાનો સેતુ તૈયાર કરવો કે જેથી જ્ઞાનસંવાદ શક્ય બને અને અજ્ઞાનતિમિર સદાને માટે ટળી શકે.

(છંદ-ઉપજાતિ)

विद्वान्स तस्मा उपपत्तिमीयुषे<br>
मुमुक्षवे साधुयथोक्तकारिणे ।<br>
प्रशान्तचित्ताय शमान्विताय<br>
तत्त्वोपदेशं कृपयैव कुर्यात् ॥४४॥

| | | | |
|---|---|---|---|
| **सः विद्वान्** | = આ આત્મજ્ઞાની મહાત્માએ | **शमान्विताय** | = શમાદિથી યુક્ત |
| | | **मुमुक्षवे** | = મુમુક્ષુને |
| **उपपत्तिम् ईयुषे** | = શરણે આવેલા | **तस्मा एव** | = તરત જ |
| **साधुयथोक्तकारिणे** | = સદાચારી અને કહ્યા પ્રમાણે કરનારને, | **कृपया** | = કૃપા કરીને |
| | | **तत्त्वोपदेशम्** | = આત્મજ્ઞાનનો ઉપદેશ |
| **प्रशान्तचित्ताय** | = શાંતચિત્તવાળા | **कुर्यात्** | = કરવો. |

મહાન દાન એવું અભયદાન આપી ગુરુએ હવે શું કરવું જોઈએ તે જણાવતાં અહીં કહ્યું છે કે, '**कृपया तत्त्वोपदेशं कुर्यात् ।**' અર્થાત્ તે શિષ્ય ઉપર કૃપા કરી તેને તેના આત્મસ્વરૂપના જ્ઞાનનો ઉપદેશ કરવો.

શરણે આવેલા મુમુક્ષુને તેના અધિકારની કસોટી કરી જ્ઞાનોપદેશ કરવો જોઈએ. પ્રસ્તુત શ્લોકમાં તેવા મુમુક્ષુના લક્ષણો જણાવતાં કહ્યું છે કે, તેવા પ્રશાંત ચિત્ત શમ-દમ આદિ ગુણયુક્ત તથા રાગ-દ્વેષથી મુક્ત ગુરુના આદેશનું પાલન કરનારા શિષ્યને કૃપા કરી તત્ત્વજ્ઞાનનો ઉપદેશ આપવો. અત્રે શિષ્યના દર્શાવેલા લક્ષણો ખૂબ જ મહત્ત્વના છે. પૂર્વે સાધનચતુષ્ટય અધિકારીનું વર્ણન કર્યું હોવા છતાં વિવિધ વિશેષણો વાપરી પુનઃ શિષ્યનો અધિકાર વર્ણવ્યો છે. સામાન્યતઃ ચાર પ્રકારના શિષ્યો જોવા મળે છે. (૧) કનિષ્ઠ (૨) મંદ (૩) મધ્યમ (૪) ઉત્તમ.

કનિષ્ઠ શિષ્ય અડિયલ ટટ્ટુ જેવો હોય છે. ગમે તેવું કહેવા છતાં શિક્ષા કરવા છતાં તેનામાં કોઈ પણ જાતનો ફેરફાર જોવા મળતો નથી. અડિયલ ટટ્ટુને ગમે તેટલું ફટકારવામાં આવે તો પણ તે સીધો ચાલતો નથી. રસ્તે ચાલતાં આજુબાજુ ડાફડિયા મારે છે અને જે કંઈ દેખાય તે મોંમાં નાંખી ખાવા જાય છે. જ્યાં પોતે ઇચ્છે ત્યાં ઊભો રહી જાય છે. રસ્તામાં પણ સીધો ન ચાલતાં કૂદાકૂદ કરતો હોય છે. ચાબૂકોના ફટકા પડે છતાં તેની વાંકીચૂકી ચાલ બદલતો નથી. તેવી જ રીતે કનિષ્ઠ અધિકારવાળો શિષ્ય પણ ગુરુના

ઉપદેશને ધ્યાનમાં લેતો નથી. તેટલું જ નહીં પણ તેના આદેશોનું પાલન પણ કરી શકતો નથી. ગમે તેટલું કહેવા છતાં જે કહેવાય તેનાથી ઊંધુ જ કરવું, ન કરવાનું કરવું અને કરવાનું હોય તે પ્રત્યે દુર્લક્ષ સેવે છે. છતાં તેવાને પણ કૃપા કરી ગુરુ તેની શરણમાં રાખે છે. તોફાની ઘોડાને કે અડિયલ ટટ્ટુને સીધા રસ્તે ચલાવવા માટે આંખે દાબડાં તથા મોંમાં ચોકઠું મૂકવામાં આવે છે. ઘોડેસ્વાર એક હાથમાં ચાબુક રાખી બીજા હાથમાં લગામ પકડીને તેવા ઘોડાને મારી મચડીને કાબૂમાં રાખે છે. આટલું કર્યા બાદ તે સીધા રસ્તે ચાલે છે. આમ, ઉપરોક્ત લક્ષણવાળા અડિયલ ટટ્ટુ જેવા કનિષ્ઠ અધિકારીને પણ ગુરુ, મહેણાં, ટોણાં અને ઉપાલંભ જેવી શિક્ષા કે પછી કર્માનુષ્ઠાન કે ભક્તિ દ્વારા ફળની લાલચ આપી તેને પ્રેરણા પ્રદાન કરી, પ્રોત્સાહિત કરતાં કરતાં દંડ અને ઈનામ જેવી સંયુક્ત પદ્ધતિનો ઉપયોગ કરી ઉત્તમ અધિકારી બનાવવાની નિ:સ્વાર્થ મથામણ નિશદિન કર્યા કરે છે.

મંદ પ્રકારનો શિષ્ય મંદ પ્રકારના ઘોડા જેવો હોય છે અર્થાત્ કેટલાક ઘોડા એવા હોય છે કે માત્ર ચાબુક વડે ફટકારી ચોકઠાં કે દાબડાંની મદદ વિના કાબૂમાં લઈ શકાય છે. તે જ પ્રમાણે મંદ અધિકારવાળા શિષ્યને પણ કટાક્ષ દ્વારા, વ્યંગ દ્વારા કે પછી કઠોર વાણી દ્વારા કહ્યા બાદ જ તે સાચા માર્ગે આગળ વધે છે. આવા પ્રકારના શિષ્ય હંમેશા ચંચળ કે ચિંતાગ્રસ્ત સ્વભાવવાળા હોય છે. ગુરુ ઉપદેશ આપે ત્યારે તેનું ચંચળ મન અહીં-તહીં ભટકતું હોય છે. તેવા લોકો શાસ્ત્રશ્રવણ વખતે કોઈક અન્ય પુસ્તક વાંચતા હોય કે પછી નોટબુકમાં આડાં-અવળાં લીટા કરી વિચિત્ર ચિત્રો દોરતાં હોય છે. તેવા શિષ્યોને મોક્ષમાર્ગે પ્રગતિ કરતાં ઘણો સમય નીકળી જાય છે.

મધ્યમ પ્રકારનો શિષ્ય ગુરુને સાચી રીતે સમજી શકે છે. થોડા શબ્દની અભિવ્યક્તિ થતાં જ ઘણી બધી વસ્તુ તે આપોઆપ સમજી લે છે. અર્થાત્ થોડામાં ઘણું સમજવાની તેની તાકાત હોય છે. આવો શિષ્ય સમજુ ઘોડા જેવો હોય છે. તેને ચાબુક ફટકારવી ન પડે પરંતુ ચાબુકનો માત્ર અવાજ થતાંની સાથે જ તે સમજી જાય છે કે હવે પ્રયાણ કરવાનું છે. આમ, મધ્યમ

અધિકારી પણ ગુરુના ચાર વાક્યોમાં ચાલીસ વાક્યો જેટલો ગૂઢાર્થ આપોઆપ સમજી લે છે. જ્યારે કેટલાંક શિષ્યો ઉત્તમ કક્ષાના હોય છે. ઉત્તમ પ્રકારના ઘોડાઓ તો ચાબુકના અવાજની રાહ પણ જોતા નથી, પરંતુ ચાબુકના પડછાયા માત્રથી જ પોતાનો રથ હંકારી જાય છે. આમ, ઉત્તમ અધિકાર ધરાવતા મુમુક્ષુ શિષ્ય પણ ગુરુના ઉપદેશ-આદેશની રાહ જોતા નથી. પરંતુ ગુરુના આંખના પલકારે કે દષ્ટિસંકેતથી જ ગુરુ શું ઇચ્છે છે તે કળી જાય છે. ગુરુની મુખમુદ્રા પરથી જ તેમની આવશ્યકતા શું છે તે તથા ગુરુ, શિષ્ય પાસેથી શેની અપેક્ષા રાખે છે તે પણ સમજી જાય છે. આવા ઉત્તમ શિષ્યોને ગુરુના શબ્દોની અભિવ્યક્તિની જરૂર હોતી નથી. આવો ઉત્તમ શિષ્ય અને શ્રોત્રિય-બ્રહ્મનિષ્ઠ ગુરુનો સમન્વય થવો સુલભ નથી.

શરણે આવેલા અધિકારી મુમુક્ષુને યોગ્ય માર્ગદર્શન આપી, બિનઅધિકારી હોય તો ગુરુ તેમની ઉપર અપરંપાર કૃપા કરી, સૌ પ્રથમ તેમને અધિકાર પ્રદાન કરે છે. અધિકાર પ્રાપ્ત થયા બાદ જ જ્યારે તે જ્ઞાનપ્રાપ્તિનો અધિકારી બને છે ત્યારે જ્ઞાન પ્રદાન કરે છે. એમ કહેવાય છે કે સિંહણનું દૂધ તો સોનાના પાત્રમાં જ ટકી શકે, ગમે તે પાત્રમાં નહીં. તે જ પ્રમાણે આત્મજ્ઞાનનો ઉપદેશ પણ એવા સુયોગ્ય, સુપાત્ર, અધિકારી જ ઝીલી શકે. તથા તેને જીવનમાં આત્મસાત્ કરી જીવન સાર્થક કરી શકે. કરુણાસભર ગુરુ તો તમામ શરણાગતને જ્ઞાનોપદેશ આપવા તત્પર હોય, પરંતુ કાગળમાં અગ્નિ લઈ જનારો વ્યક્તિ પોતાને સ્થાને પહોંચે તે પૂર્વે અગ્નિનું પાત્ર એવો કાગળ જ બળીને ભસ્મ થઈ જાય છે. તે જ પ્રમાણે બિનઅધિકારી શિષ્ય, જ્ઞાનાગ્નિને પ્રાપ્ત કરી, ચિત્તમાં ચૈતન્યની જ્યોતિ પ્રગટાવવાને બદલે ચિંતારૂપી આગને સળગાવી આસપાસના સુરમ્ય વાતાવરણમાં પણ દાહ તેમજ ભડકાં પ્રસરાવે છે. તેથી જ અત્રે પુનઃ શિષ્યના અધિકારને દોહરાવતાં જણાવ્યું છે કે તેવો મુમુક્ષુ પ્રશાંતચિત્ત અર્થાત્ ચંચળતાથી મુક્ત, રાગ-દ્વેષરહિત હોવો જોઈએ, તેમજ શમ-દમ વગેરે ઉપાયો વડે મનોનિગ્રહ તથા ઇન્દ્રિયનિગ્રહથી સંયુક્ત હોવો જોઈએ. મોટામાં મોટો

સદ્ગુણ તો તેનામાં એ અપેક્ષિત છે કે તે ગુરુ તથા શાસ્ત્રની આજ્ઞાનું પાલન કરનારો હોવો જોઈએ. આજ્ઞાપાલનથી ચ્યુત થયેલી કોઈ પણ વ્યક્તિને કોઈ પણ સંત કે સ્વયં ભગવાન પણ બચાવી શકે નહીં; તેથી અત્રે તે મહત્ત્વના મુદ્દાને જણાવતાં કહ્યું છે કે, શિષ્ય 'यथोक्तकारी' અર્થાત્ 'यथा उक्तम् तथा करोति इति यथोक्तकारी ।' એટલે કે, જે પ્રમાણે કહેવામાં આવે તે પ્રમાણે કરનારો યથોક્તકારી, આજ્ઞાંકિત હોવો જોઈએ.

કરુણાવત્સલ ગુરુ સંસારદાવાનળમાં સંતપ્ત થયેલાં શિષ્યને અભયવચન દ્વારા અભિસિંચિત કરતાં અભયદાન આપે છે, જે સ્વયં ગુરુના શબ્દોમાં હવે પછી વર્ણવવામાં આવેલું છે.

(છંદ-ઉપજાતિ)

श्रीगुरुरुवाच

मा भैष्ट विद्वंस्तव नास्त्यपायः
संसारसिन्धोस्तरणेऽस्त्युपायः ।
येनैव याता यतयोऽस्य पारं
तमेव मार्गं तव निर्दिशामि ॥४५॥

श्रीगुरुः उवाच = શ્રીગુરુ બોલ્યા

| | | | |
|---|---|---|---|
| विद्वन् | = હે વિદ્વાન! | येन एव | = જે (ઉપાય) વડે |
| मा भैष्ट | = તું ભય પામીશ નહીં, | यतयः | = યતિઓ |
| तव | = તારો | अस्य | = આ(સંસાર)ને |
| अपायः | = નાશ | पारं याताः | = પાર કરી ગયા |
| न अस्ति | = થશે નહીં. | तम् एव | = તે જ |
| संसारसिन्धोः | = સંસારરૂપી સાગરને | मार्गम् | = માર્ગ |
| तरणे | = તરવાનો | तव | = તને |
| उपायः अस्ति | = ઉપાય છે. | निर्दिशामि | = બતાવું છું. |

શિષ્યને અભય પ્રદાન કરતા, શાતા બક્ષતા, વાક્યોની ઉદ્‌ઘોષણા હવે ગુરુ કરી, તેને નિશ્ચિંત બનાવે છે. અજ્ઞાની હોવા છતાં શરણમાં આવેલા, સન્માર્ગે આગળ વધવાની તાલાવેલી ધરાવતા વિવેકી મુમુક્ષુને ઉદ્‌બોધતા ગુરુ તેને વિદ્વાન તરીકે સંબોધી ચિંતામુક્ત કરે છે. ગુરુ જણાવે છે, ''હે વિદ્વાન! તું ભય રાખીશ નહીં, તારો કોઈ કાળે નાશ નથી. તેથી મૃત્યુ જેવા મહાભયમાંથી પણ તું મુક્ત થા. સંસારના તાપથી તપેલા તારા સંતાપનો ઉપાય પણ છે. તું નિશ્ચય સંસારસાગરની પેલે પાર પહોંચી શકે તેમ છે.'' આમ, સૌ પ્રથમ ભયમુક્ત કરી શિષ્યને સન્માર્ગે જવાનું પ્રોત્સાહન પૂરું પાડે છે. ત્યારબાદ ભવપાર જવાના ઉપાય વિશે જણાવતાં ગુરુ કહે છે કે, ''હે વિદ્વાન્ ! આ જગતમાંથી અનેક યોગીઓ સંસારને તરી ગયા છે એટલું જ નહીં, કરુણાસાગર તેવા તે સંતોએ, ઋષિમુનિઓએ સૌ કોઈ મુમુક્ષુને એ માર્ગે તરી જવા માટે રસ્તો બતાવ્યો છે. જે નૌકા દ્વારા તેઓ સંસારસાગરને તરી ગયા છે તે ઈશ્વરકૃપા, ગુરુકૃપા તથા શાસ્ત્રકૃપારૂપી નૌકા આજે તને પણ ઉપલબ્ધ થઈ ચૂકી છે. આથી સંસારસાગરના તરણના માર્ગે આગળ વધવા પરંપરાગત પ્રાપ્ય એવો મોક્ષમાર્ગ હું તને બતાવું છું. દિશાભ્રાંત થયેલો, ભવાટવીની આંધીમાં આમથી તેમ અથડાતો તું ભયમુક્ત થઈ સમજી લે કે આ દુસ્તર ભવસાગરનો અંત છે, તદુપરાંત તેને પાર કરવાનો ઉપાય પણ છે. તું મારે શરણે આવ્યો છે તેથી તે માર્ગ હું તને બતાવું છું.'' ઉપરોક્ત અભયવચન દ્વારા ગુરુ અભયદાન પ્રદાન કરી શરણે આવેલા મુમુક્ષુને મોક્ષમાર્ગ પ્રદર્શિત કરે છે.

સર્વ પ્રકારના મનુષ્યને અભયદાન આપતા આવા વચનોનું શ્રવણ કરીએ ત્યારે એક શંકા સ્વાભાવિક થાય છે કે પૂર્વે કહેવાયું હતું કે સાધનચતુષ્ટય સંપન્ન અધિકારી જ મુમુક્ષુ બની શકે, જ્યારે અહીં તો સર્વને ગુરુ અભય પ્રદાન કરે છે. આ શંકાના સમાધાનમાં સમજી લેવું જોઈએ કે જો સાધનચતુષ્ટય સંપન્ન અધિકારી મોક્ષમાર્ગે પ્રયાણ કરે તો તે ઝડપથી આગળ વધી શકે છે. પરંતુ જે અધિકારી નથી અર્થાત્ વિવેક, વૈરાગ્ય વગેરેના સંસ્કારોથી સંપન્ન નથી, તેઓને આ માર્ગ ઘણો કઠિન પ્રતીત થાય છે, તથા તેવાની ગતિ અત્યંત

મંદ હોય છે. જો કોઈ મુમુક્ષુ જીવનમાં પરમ સાધન એવા વૈરાગ્યને જ પ્રાપ્ત કરી લે તો પણ બાકીના સાધનો આપોઆપ તેને અનાયાસે ઉપલબ્ધ થઈ જાય છે. વૈરાગ્ય પ્રાપ્ત કરવો અશક્ય જણાય તો તેવાઓએ વધુને વધુ શ્રવણ કરી અંતઃકરણશુદ્ધિ દ્વારા હૃદયમાં વિવેકાગ્નિને પ્રજ્વલિત કરવો જોઈએ. વિવેક પ્રાપ્ત થતાં કાળક્રમે તેના પરિણામે ચિત્તમાં વૈરાગ્ય જાગશે. આમ કરવામાં જીવનનો સમય જો સમાપ્ત થાય તો પણ ચિંતિત થયા વિના પ્રયત્ન ચાલુ રાખવો જોઈએ. કારણ કે આ જન્મે અધૂરું રહેલું કાર્ય પુનર્જન્મે પુરુષાર્થ દ્વારા સંપન્ન થશે જ તેમાં કોઈ શંકા નથી, કારણ કે ભગવદ્ વચન છે કે,

"शुचिनां श्रीमतां गेहे योगभ्रष्टोऽभिजायते ।"

[ભ. ગીતા. અ. ૬-૪૧]

"યોગભ્રષ્ટ પુરુષ સદાચારી શ્રીમંતોના ઘરમાં જન્મે છે." આમ, શ્રેય માર્ગે કરેલો પુરુષાર્થ કદાપિ એળે જતો નથી બલકે પુનર્જન્મે તે ચરિતાર્થ થાય છે. તેથી જ સર્વને અભય પ્રદાન કરતાં ગુરુ અત્રે જણાવે છે કે હે શિષ્ય! તારી તમામ સમસ્યાઓનો ઉકેલ અવશ્ય છે. તારા પ્રશ્નોનું સમાધાન ચોક્કસ થશે. તું ચિંતામુક્ત થઈ તને ચીંધ્યા માર્ગે આગળ વધવાનો પ્રયત્ન કર. હવે ભયમુક્તિના ઉપાયના અસ્તિત્વની દૃઢતાપૂર્વક ઉદ્‌ઘોષણા કરે છે.

(છંદ-અનુષ્ટુપ)

**अस्त्युपायो महान् कश्चित् संसारभयनाशनः ।**
**तेन तीर्त्वा भवाम्भोधिं परमानन्दमाप्स्यसि ॥४६॥**

**संसारभयनाशनः** = સંસારના ભયનો નાશ કરવાવાળો
**कश्चित्** = કોઈક
**महान्** = મહાન
**उपायः अस्ति** = ઉપાય છે.
**तेन** = તેનાથી (તું)
**भवाम्भोधिम्** = ભવસાગરને
**तीर्त्वा** = તરી જઈને
**परमानन्दम्** = પરમ આનંદને
**आप्स्यसि** = પામીશ.

(છંદ-અનુષ્ટુપ)

वेदान्तार्थविचारेण जायते ज्ञानमुत्तमम् ।
तेनात्यन्तिकसंसारदुःखनाशो भवत्यनु ॥४७॥

वेदान्तार्थविचारेण = ઉપનિષદોના અર્થનો વિચાર કરવાથી
उत्तमम् = ઉત્તમ
ज्ञानं जायते = જ્ઞાન થાય છે.
अनु तेन = પછી તેનાથી
आत्यन्तिक-संसारदुःखनाशः = સંસારના દુઃખોનો આત્યન્તિક નાશ
भवति = થાય છે.

અભય પ્રદાન કર્યા બાદ સંસારદુઃખના નાશનો મહાન ઉપાય અત્રે વર્ણવવામાં આવ્યો છે. દુઃખમુક્તિનો એક માત્ર ઉપાય દર્શાવતા ગુરુ જણાવે છે કે વેદાંતના વાક્યોનો વિચાર કરી તેના ઉપર ચિંતન મનન કરવાથી ઉત્તમ તત્ત્વનું જ્ઞાન થાય છે અને તેનાથી સંસારના દુઃખનો આત્યંતિક નાશ થાય છે.

સંસારદુઃખના નાશનો ઉપાય શોધતા આપણે એવું માની લીધું છે કે દુઃખના નાશ માટે કોઈક પ્રયત્ન કરવો આવશ્યક છે. પુરુષાર્થ વિના દુઃખમુક્તિ શક્ય નથી. પરંપરાના જ્ઞાનથી વંચિત એવા આપણે દુઃખને દૂર કરવા બાહ્ય જગતમાં પ્રવૃત્તિ આદરી અને મનમાં દૃઢ કર્યું કે બાહ્ય સંજોગોમાં ફેરફાર કરવાથી તેમ જ સાધનસંપત્તિની પ્રાપ્તિ કરી દુઃખમાંથી ઉગરી જવાય છે. આમ વિચારી સંજોગોને સુધારવા પ્રવૃત્ત થયેલા આપણે દુઃખમુક્તિના ઉપાયને આપણી બહાર માની લીધો. દુઃખમુક્તિનો ઉપાય આપણી બહાર હોય તો તો એક વસ્તુ સ્પષ્ટ થઈ ગઈ કે દુઃખ પણ આપણી બહાર જ છે. દુઃખ જો આપણી બહાર જગતમાં હોય તો જ બાહ્ય જગતમાં કરેલા ફેરફારો કે પુરુષાર્થ દ્વારા તેનો નાશ થઈ શકે. પરંતુ સદીઓથી બાહ્ય કર્મોમાં પ્રવૃત્ત આપણે હજી પણ દુઃખનો અંત લાવી શક્યા નથી. તો પછી હવે આપણે

વિચારવું રહ્યું કે દુઃખ છે ક્યાં?

દુઃખમુક્તિના ઉપાય વિશે વિચારતાં પૂર્વે દુઃખ ક્યાં રહેલું છે? ક્યાંથી ઉત્પન્ન થાય છે? ક્યાં ટકી રહે છે? ક્યારે જાય છે? કેવી રીતે જાય છે? દૂર થાય છે ખરું? દુઃખાનુભૂતિથી મુક્તિ ક્યારે અનુભવાય છે? આવા પ્રશ્નો ઉપર વિચારણા કરવી આવશ્યક છે. સર્વ પ્રથમ આપણે વિચારીએ કે દુઃખ છે ક્યાં? આપણી અંદર કે બહાર? સાથે-સાથે સ્વયંને એવો પણ પ્રશ્ન કરીએ કે સુખ ક્યાં છે? જો સુખ આપણને આપણી અંદર અનુભવાતું હોય તો, તે વાત સિદ્ધ થઈ ગઈ કે દુઃખ પણ આપણને અંદર જ અનુભવાય છે. દુઃખનો અનુભવ જો આપણી અંદર થતો હોય, તો દુઃખને દૂર કરવાના પ્રયત્નો પણ આપણી ભીતર જ થવા જોઈએ. **દુઃખ આપણી બહાર નથી તેથી દુઃખમુક્તિ માટે આપણી બહાર જગતમાં કરેલા કોઈ પણ પ્રયત્નો નિરર્થક અને નકામા નીવડે છે.** આ જ વાત અજ્ઞાનના વિષયમાં પણ સ્પષ્ટપણે સમજી લેવી જોઈએ કે કોઈ પણ વસ્તુનું અજ્ઞાન આપણી અંદર જ રહેલું છે. અને તેથી જ જ્ઞાન પણ આંતરિક છે.

દુઃખ આંતરિક છે, એવું સ્પષ્ટપણે સમજયા બાદ હવે વિચારીએ કે દુઃખનું મૂળ શું છે? શેના કારણે દુઃખનો ઉદ્ભવ થાય છે? દુઃખનો પ્રકાર કયો છે? આપણે દુઃખી શા માટે છીએ? આપણા પૂર્વના પાપને કારણે? ના, તે વાત સત્ય નથી. આપણી સંસ્કૃતિ, શાસ્ત્રો, સંતોની અનુભૂતિ, ઋષિમુનિઓનો ઉદ્ગાર તથા જ્ઞાનીજનોની પ્રબુદ્ધ વાણી તો આપણને જણાવે છે કે, **આપણે દુઃખી અજ્ઞાનને લીધે છીએ.** પાશ્ચાત્ય સંસ્કૃતિમાં તો ભગવાન સ્વર્ગમાં છે કે ઉપર રહેલો છે એવું જણાવાયું છે, પરંતુ આપણી અમર, અજર, અલૌકિક, અદ્વિતીય સંસ્કૃતિમાં તો ભગવાન સર્વવ્યાપ્ત છે, તેવું સમજાવ્યું છે. પરંપરા લુપ્ત થઈ ચૂકી હોવાથી આપણી વૈદિક સંસ્કૃતિથી વંચિત રહેલો આધુનિક સમાજ વિવેકવિચારપૂર્વકના નિર્ણયના અભાવમાં અનેકવિધ લોકોના સંપર્કમાં આવી, તેઓનું કહ્યું સાચું માની, દુઃખમુક્તિના વિષયમાં અનેક પ્રકારની ભ્રાંતિ ધરાવે છે. તેથી જ અત્રે આપણી સંસ્કૃતિના અમર સંદેશની સ્પષ્ટતા

મેળવી લઈએ.

સમગ્ર વિશ્વના મુખ્ય બે ભાગ પડેલા છે. (૧) પૂર્વીય સંસ્કૃતિ અને (૨) પાશ્ચાત્ય સંસ્કૃતિ. પાશ્ચાત્ય દેશોની માન્યતા છે કે આપણે પૂર્વે કરેલા પાપથી પીડા અનુભવીએ છીએ. આદમ અને ઈવે ફળ ખાધું હતું અને તેથી થયેલા પાપને કારણે આજે પણ આપણે દુઃખી છીએ. તેથી તેવા પાપકર્મોને દૂર કરવા પુણ્યકર્મો કરવાં જોઈએ. પુણ્યકર્મ અને પ્રવૃત્તિમાં કાર્યરત રહેલા તેઓએ ચંચળતાને વધારી છે અને જીવનની શાંતિને ખોઈ નાંખી છે. પુણ્યની પ્રવૃત્તિ, જેવી કે દાન, સેવા કરવી, અસ્પતાલો બંધાવવી, શાળાઓ ખોલવી વગેરે જેવા કાર્યો કરવા માટે ધનની આવશ્યકતા રહેલી છે. તેથી પુણ્યકર્મ માટે ધન ભેગું કરવાં તેઓએ અનીતિનો માર્ગ આચરવો શરૂ કર્યો. અર્થાત્ અન્યને દુઃખી કરી, તેમના ગળા રહેંસી ધન પ્રાપ્ત કરી અને તે ધનને, પુણ્યકર્મ કરી અન્યની સેવાર્થે વાપરવાનું વિચાર્યું. અર્થાત્ વાસ્તવમાં તો પાપને કાપવા પુણ્ય પ્રવૃત્તિ આદરી. પરંતુ પુણ્યની પ્રાપ્તિ માટે વળી પાછો પાપકર્મનો આશરો જાણે-અજાણે જ લેવાઈ જતો હોય છે અને આવા વિષચક્રનો અંત આવતો નથી. તેમ છતાં પાપમાંથી મુક્ત થવા પુણ્ય કર્મો કરવા તેઓએ સેવાનો માર્ગ અપનાવ્યો. સેવાકાર્ય કરવામાં કર્તાભાવ રહેલો હોય છે. સેવાની પ્રવૃત્તિ થતાં સમાજમાં તેઓ પ્રતિષ્ઠા પામે છે. પરંતુ આમ થતાં તેમનો અહંકાર જ પોષાતો હોય છે. દુઃખમુક્તિ માટે પાપોને દૂર કરવા અનિવાર્ય છે તથા પાપમાંથી મુક્ત થવા સેવાની પ્રવૃત્તિ કરનારી પાશ્ચાત્ય સંસ્કૃતિ 'ACTION ORIENTED' કહેવાઈ. આવી કર્મપ્રધાન વિચારસરણી ધરાવનાર પાશ્ચાત્ય સંસ્કૃતિ મૂળમાં તો યહુદી ધર્મને અનુસરનારી છે. વાસ્તવમાં જોવા જઈએ તો આખા જગતના મુખ્ય બે જ ધર્મો છે. એક હિંદુ અને બીજો યહુદી. યહુદી ધર્મના મુખ્ય બે ફાંટા પડ્યા. તેમાં એક છે ઇસ્લામ અને બીજો ખ્રિસ્તી. ત્યારબાદ તેમાંથી શિયા, સુન્ની, કેથૉલિક, પ્રોટેસ્ટન્ટ વગેરે અનેક ફાંટાઓ પડયા. આ યહુદી ધર્મ અને તેના વિભાગો પશ્ચિમના દેશોમાં પ્રચાર પામ્યા, પ્રસાર પામ્યા. જયારે પૂર્વના દેશોમાં વૈદિક ધર્મનો ફેલાવો થયો. આ વૈદિક ધર્મમાં પણ કાળક્રમે બુદ્ધ, જૈન, શીખ, વગેરે જેવા ધર્મો પ્રચલિત થયા.

વૈદિક ધર્મની તત્ત્વવિચારણા એવી છે કે દુ:ખનું મૂળ અજ્ઞાન છે. સ્વસ્વરૂપના જ્ઞાનના અભાવે આપણે દુ:ખી છીએ. જયાં, 'મેં પાપ કર્યું છે' તથા 'મારે પુણ્ય કર્મ કરવું છે', ત્યાં તેવા વિચારોના પાયામાં કર્તાભાવ રહેલો છે. કર્તાભાવ જયાં મોજૂદ છે ત્યાં જ પાપકર્મો કે પુણ્યકર્મ જેવી પ્રવૃત્તિ છે. હિંદુ ધર્મના શાસ્ત્રો કે આપણી વૈદિક પરંપરામાં તો કર્તાની કબર પરથી વક્તવ્યો અપાયેલા છે. 'હું કર્તા નથી પણ તેનાથી મુક્ત છું', તેવા જ્ઞાનમાં જ પુણ્ય કર્મ કે પાપ કર્મની નાબૂદી છે. જો હું 'કર્તા' જ નથી તો પછી મને ફળ મળે ક્યાંથી? જો ફળ મને ન મળે તો પુણ્યકર્મના સારા ફળથી સુખી કે પાપકર્મના ખરાબ ફળથી દુ:ખી થનારો હું હોઈ શકું નહીં. આવી ગહન તત્ત્વવિચારણામાં જ દુ:ખમુક્તિનો ઉપાય રહેલો છે તથા સ્વસ્વરૂપના અજ્ઞાનમાં જ દુ:ખ સમાયેલું છે. આપણી સંસ્કૃતિ તો ગર્જના કરી ઘોષણા કરે છે કે સ્વરૂપનું અજ્ઞાન એ જ મોટામાં મોટું પાપ છે. તેથી પાપમાંથી મુક્ત થઈ દુ:ખનો નાશ કરવા માટે જ્ઞાનપ્રાપ્તિ એક માત્ર ઉપાય છે. આમ, પૂર્વની સંસ્કૃતિનો પાયો જ્ઞાનપ્રધાન છે. માટે આપણી પૂર્વની સંસ્કૃતિ KNOWLEDGE ORIENTED છે.

જ્ઞાનપ્રાપ્તિમાં જ દુ:ખમુક્તિ રહેલી છે. એટલે કે અજ્ઞાનનાબૂદીમાં જ જીવનની આબાદી સમાયેલી છે. તેવું સ્પષ્ટપણે વિચારી ગયા બાદ, હવે સમજવાનો પ્રયત્ન કરીએ કે આત્મસ્વરૂપના અજ્ઞાનની નાબૂદી તથા સ્વસ્વરૂપના જ્ઞાનમાં સર્વ દુ:ખોની નિવૃત્તિ કેવી રીતે થઈ શકે છે? તેનો એકમાત્ર ઉત્તર શંકરાચાર્યજી જણાવે છે કે,

**'वेदांतार्थ विचारेण जायते ज्ञानमुत्तमम् ।'**

વેદાંતવાક્યોના સાર્થક અને મોક્ષપ્રેરક અર્થો પર વિચારણા કરવાથી જ અજ્ઞાન દ્વારા ઉત્પન્ન થયેલી બરબાદીથી બચી શકાય અને આત્મવિચાર દ્વારા ઉત્પન્ન થનારી પરમપદ જેવી આબાદી હસ્તગત થઈ શકે. તેથી હવે આત્મવિચાર કેવી રીતે કરવો તેના ઉપર વિચારણા કરીએ, જેથી અજ્ઞાન અને તેના કાર્યની આત્યંતિક નિવૃત્તિ થઈ શકે. વિચાર કરતાં આપણને સમજાશે કે જે જે કંઈ દૃશ્ય છે, તે દૃશ્ય, **इदम्** પદાર્થોથી 'હું' **अहम्** ભિન્ન

છું. આ 'હું' એટલે કોણ? શરીર હું છું? જો શરીર હું, તો શરીર મને દશ્ય છે. દશ્ય હંમેશા દષ્ટાથી ભિન્ન હોય, તેથી સ્વયંને શરીર માનનાર 'હું' ' આ' શરીરથી જુદો છું. દશ્ય શરીરને હું માનવાની ભૂલ કરીશું તો સર્વ દશ્ય પદાર્થો, જોતાંની સાથે જ 'હું' માં ફેરવાઈ જાય. પરંતુ તેમ થતું નથી. તેથી એક વાત સ્પષ્ટ છે કે દશ્ય શરીર હું નથી, પરંતુ શરીરનો દષ્ટા, સાક્ષી, 'હું' જડ શરીરથી મુક્ત છું. આટલું જ જો સ્પષ્ટ થઈ જાય તો પણ ઘણાં બધાં દુઃખો જીવનમાંથી દૂર થઈ જાય. હવે વિચારીએ કે આ શરીર 'હું' નથી તો પછી મૃત્યુને આધીન થનારા શરીરના મોતથી 'હું' મરતો નથી. મારે મૃત્યુ હોઈ શકે નહીં. મૃત્યુ મારે નથી તો પછી મને ભય શાનો? ભય નથી તો દુઃખ કેવું? શરીર 'હું' નથી તેથી તે વાત પણ સત્ય છે કે શરીરને લાગુ પડેલો રોગ મારો નથી. શરીરમાં રહેલી વ્યાધિ સાથે મારે કોઈ નિસ્બત નથી. તે જ પ્રમાણે 'હું' શરીર નથી તો વૃદ્ધિ, વિકારને પ્રાપ્ત થઈ વૃદ્ધાવસ્થાને પ્રાપ્ત થનાર 'હું' નથી. તેથી આસક્તિ શરીરમાં હોય પરંતુ સર્વના આધાર એવા શરીરથી ભિન્ન મુજ સાક્ષી ચૈતન્યમાં ન હોય. શરીર કદરૂપું હોય કે પછી રૂપાળું હોય, હું શરીરથી ભિન્ન છું માટે કદરૂપાપણાના દુઃખથી કે પછી રૂપના અભિમાનથી હું મુક્ત છું. શરીર, તેમાં રહેલી ઈન્દ્રિયો તથા અવયવો દ્વારા કર્મમાં પ્રવૃત્ત થાય 'હું' શરીર ઈન્દ્રિયો કે અવયવોથી મુક્ત છું એટલું જ નહીં, પરંતુ તેની પાછળ કાર્યરત રહેલા મન અને બુદ્ધિથી પણ ભિન્ન છું તેથી શરીરના કર્મો સાથે મારે કોઈ સોબત નથી. કર્મ શરીર દ્વારા થાય તો, 'જે કર્મ કરે તે ફળ ભોગવે', એ ન્યાય પ્રમાણે શરીર દ્વારા થયેલા કર્મોનું ફળ શરીર ભોગવે. તેવા ભોગમાં મારો કોઈ ભાગ હોઈ શકે નહીં. આમ, 'હું' કર્તા નથી તેથી જ 'હું' ભોક્તા પણ નથી. આ વાત જો સ્પષ્ટ થઈ જાય તો સમજી જવાય કે કર્મફળ, ઈચ્છિત મળતાં સુખ જન્મે તથા અનપેક્ષિત ફળ મળતાં દુઃખી થવાય. પરંતુ 'હું' કર્તા ન હોવાને લીધે કર્મફળ મને મળી શકે નહીં, તેથી ઈચ્છિત કે અનિચ્છિત ફળથી જન્મતાં સુખ કે દુઃખ મને પ્રાપ્ત થાય નહીં. આમ, સ્વસ્વરૂપનું જ્ઞાન થતાં સ્વયંને શરીર, મન, બુદ્ધિ વગેરેની ઉપાધિથી ભિન્ન સમજી શકાય. આમ થતાં જ અજ્ઞાનની નાબૂદી

થાય છે. જેના પરિણામે દુઃખનો આત્યંતિક બાધ સર્જાઈ જાય છે. સર્વ દુઃખોનો આત્યંતિક બાધ થવો, તેને જ આચાર્યશ્રી શ્લોકમાં ઉત્તમજ્ઞાન કહે છે. ''जायते ज्ञानमुत्तमम्'' તેન ''दुःखनाशो भवत्यनु ।''

(છંદ–શાલિની)

श्रद्धाभक्तिध्यानयोगान्मुमुक्षोः मुक्तेर्हेतून् वक्ति साक्षात् श्रुतेर्गीः ।
यो वा एतेष्वेव तिष्ठत्यमुष्य मोक्षोऽविद्याकल्पिताद् देहबन्धात् ॥४८॥

| | | | |
|---|---|---|---|
| श्रद्धा–भक्ति–ध्यानयोगात् | = શ્રદ્ધા, ભક્તિ, ધ્યાન અને યોગ; | वक्ति | = કહે છે. |
| | | यः वा एव | = જે કોઈ પણ |
| मुमुक्षोः | = મુમુક્ષુના | एतेषु | = આનું |
| मुक्तेः | = મુક્તિનાં | तिष्ठति | = અનુષ્ઠાન કરે છે |
| साक्षात् | = સાક્ષાત્ | अमुष्य | = તેનો |
| हेतून् | = કારણો છે (એમ) | अविद्याकल्पितात् | = અવિદ્યાથી કલ્પિત |
| श्रुतेः | = શ્રુતિની | देहबन्धात् | = શરીરના બંધનથી |
| गीः | = વાણી | मोक्षः | = મોક્ષ (થાય છે.) |

શાસ્ત્રવિચાર એ જ દુઃખમુક્તિનો મહાન ઉપાય છે. તેવું વર્ણવ્યા બાદ અન્ય સાધનોનું વર્ણન અત્રે કરવામાં આવ્યું છે. જે કોઈ મુમુક્ષુ અહીં દર્શાવ્યા પ્રમાણેના શાસ્ત્રસંમત અને શ્રુતિસંયુક્ત સાધનોનું અનુષ્ઠાન કરે છે તે અજ્ઞાનજન્ય કલ્પિત દેહાદિના બંધનથી મોક્ષ કે મુક્તિ પામે છે.

મુક્તિના સાક્ષાત્ સાધનને વર્ણવતાં અત્રે સૌ પ્રથમ શ્રદ્ધાને વર્ણવી છે. પૂર્વે સમજાવી ગયા પ્રમાણે ગુરુ અને શાસ્ત્રના વચનોમાં દૃઢ સત્યબુદ્ધિ કરવી તેને શ્રદ્ધા કહે છે. શ્રદ્ધા ખૂબ જ મહત્ત્વનું તથા પાયાનું સાધન હોવાથી તેને સૌથી પ્રથમ વર્ણવી, પ્રાધાન્ય આપવામાં આવ્યું છે.

દ્વિતીય સાધન તરીકે ભક્તિ દર્શાવી છે. સ્વસ્વરૂપના અનુસંધાનને ભક્તિ કહેવામાં આવે છે. આ ભક્તિ એટલે જ અવ્યભિચારિણી ભક્તિ અથવા અનન્ય ભક્તિ. આવી ભક્તિ અભેદભાવે કરવામાં આવે છે. અર્થાત્ 'હું અને

ભગવાન એક જ છીએ', એવી ઐક્યબુદ્ધિ દ્વારા અભેદભાવે કરવામાં આવેલી ભક્તિને જ મોક્ષના સાધન તરીકે વર્ણવાય છે. તદુપરાંત આત્મજ્ઞાનની પ્રાપ્તિ માટે અનુરાગ હોવો, એ પણ મુમુક્ષુનું મહાન કર્તવ્ય છે. તે સંદર્ભે આત્મજ્ઞાનમાં રતિ, કે પ્રીતિને પણ ભક્તિ કહે છે.

આત્મજ્ઞાનને પંથે ધ્યાન પણ અતિ મહત્ત્વનું સાધન છે. પ્રારંભમાં સગુણ અને સાકાર પરમાત્માનું ધ્યાન કરી, ચિત્તશુદ્ધિ અને એકાગ્રતા પ્રાપ્ત કરી, અંતે નિર્ગુણ નિરાકારના ચિંતનમાં પ્રવેશ કરવો, તેને જ સાચું ધ્યાન કહે છે. છેવટે ધ્યાન તો ધ્યાન, ધ્યાતા અને ધ્યેયની ત્રિપુટીના એકાકારમાં પરિણમે છે અને એમ થતાં તમામ ત્રિપુટીઓ જ્ઞાનમાં લય પામી જાય છે.

અંતિમ મહત્ત્વના સાધન તરીકે અત્રે 'યોગ' શબ્દપ્રયોગ કરેલો છે. યોગ વિશે પણ સમાજમાં અનેકવિધ ખ્યાલો પ્રવર્તમાન છે. સામાન્યતઃ 'આસનો કરવા', તેને યોગ કહે છે. તો વળી કેટલાક લોકો 'પદ્માસનમાં સ્થિર થઈ પ્રાણાયામ દ્વારા મનનો કરવામાં આવેલો નિરોધ તે યોગ છે', એવું માને છે. મહર્ષિ પતંજલિ, ચિત્તવૃત્તિના નિરોધને યોગ કહે છે. યોગ શબ્દનો અર્થ મિલન તરીકે થતો હોય છે. સંસ્કૃતમાં **युज्** ધાતુ પરથી બનેલો આ 'યોગ' શબ્દ છે. **युज्**નો અર્થ છે જોડવું. તેથી યોગ શબ્દનો અર્થ મિલાપ કે જોડાણ થાય છે. વ્યાવહારિક વાતચીતમાં પણ આપણે કહેતા હોઈએ છીએ કે, 'આજે યોગ સાંપડ્યો તેથી જ સત્સંગમાં અવાયું'; કે પછી 'બધાં મિત્રો યોગાનુયોગ એક જગ્યાએ ભેગા થઈ ગયા.' આમ વિભિન્ન અર્થમાં, વિભિન્ન સંદર્ભમાં યોગ શબ્દનો પ્રયોગ કરવામાં આવે છે. પરંતુ અત્રે મોક્ષના સાધન તરીકે વર્ણવાયેલ યોગ શબ્દનો અર્થ મોક્ષશાસ્ત્રોમાં કરવામાં આવેલી વ્યાખ્યા પ્રમાણે જ થાય છે.

ભગવદ્ગીતામાં યોગની વ્યાખ્યા આપતાં જણાવાયું છે કે,

**"तं विद्याद्दुःखसंयोगवियोगं योगसंज्ञितम् ।"**

[ભ. ગીતા-અ-૬-૨૩]

"તે દુઃખરૂપ સંસારના સંયોગથી વિયોગ (રૂપી) સંજ્ઞાવાળો યોગ જાણવો."

દુઃખ સાથે થયેલાં સંયોગનો વિયોગ કરવો તેને જ યોગ જાણ. આમ, ભગવાન શ્રીકૃષ્ણના મતે તો વિયોગ એ જ સાચો યોગ છે. આપણને જન્મતાની સાથે જ, જગતના જડ પદાર્થોનો, અનાત્માનો, પ્રપંચનો યોગ તો થયેલો જ છે. તથા આત્મા તો આપણું સ્વરૂપ છે. તેથી તેની સાથે યોગ કરવાનો પ્રશ્ન અસ્થાને છે. માટે જ અત્રે જે અનાત્માના સંયોગથી દુઃખ જન્મે છે તેની નિવૃત્તિ માટે પરમાત્માએ અનાત્માનો, સંસારનો કે દૃશ્યપ્રપંચનો વિયોગ કરવો અર્થાત્ તેની સાથે થયેલા તાદાત્મ્યને તોડવું, તેને જ 'યોગ' કહ્યો છે.

આમ, શ્રદ્ધા, ભક્તિ, ધ્યાન તેમજ યોગને મોક્ષમાર્ગના સાધન તરીકે અત્રે વર્ણવવામાં આવે છે. શ્રુતિની વાણીને જ અત્રે શંકરાચાર્યજીએ દર્શાવી છે. કૈવલ્યશ્રુતિમાં જણાવાયું છે કે,

"**श्रद्धाभक्तिध्यानयोगादवैहि** ।" [કૈવલ્ય શ્રુતિ-૩]

"શ્રદ્ધા, ભક્તિ, ધ્યાન તથા યોગ દ્વારા જાણવાનો પ્રયત્ન કર."

આમ, શંકરાચાર્યજી પણ શાસ્ત્રને સહારે તેમ જ શ્રુતિસંમત પરંપરાગત ઉપદેશને જ પ્રાધાન્ય આપી આપણને શ્રુતિનો જ પરિચય કરાવે છે, તથા એમ પણ સૂચવે છે કે શાસ્ત્રને સહારે મોક્ષમાર્ગે આગળ વધી શકાય છે. પ્રત્યેક આચાર્યોએ શ્રુતિગત વચનોને આધારે જ મુમુક્ષુને ઉપદેશવો જોઈએ. મુમુક્ષુએ પણ સમજી લેવાની જરૂર છે કે પરંપરાગત, શાસ્ત્રસંમત જ્ઞાન પ્રાપ્ત થાય તેવા સદ્‌ગુરુને શરણે જઈશું તો જ મોક્ષનો સરિયામ, સરળ માર્ગ આપણને ઉપલબ્ધ થશે. જો તેમ નહીં કરવામાં આવે તો શબ્દોના અરણ્યોમાં આપણે પંથ ભૂલેલા પથિકની જેમ અહીં-તહીં ભટક્યા કરીશું.

(છંદ-ઉપજાતિ)

**अज्ञानयोगात् परमात्मनस्तव ह्यनात्मबंधस्तत एव संसृतिः ।**
**तयोर्विवेकोदितबोधवह्निरज्ञानकार्यं प्रदहेत् समूलम् ॥४६॥**

परमात्मनः तव = પરમાત્મ-સ્વરૂપ તને
अज्ञानयोगात् = અજ્ઞાનને કારણે
हि = જ
अनात्मबन्धः = અનાત્માનું બંધન છે.
ततः एव = તેના લીધે જ
संसृतिः = સંસાર (છે)
तयोः = (આત્મા અને અનાત્મા) બન્નેના
विवेकोदित– = વિવેકથી ઉપજેલો
बोधवह्निः = જ્ઞાનરૂપી અગ્નિ
अज्ञानकार्यम् = અજ્ઞાનના કાર્યને
समूलम् = મૂળ સહિત
प्रदहेत् = બાળી મૂકશે.

દુઃખદ સંસારવૃક્ષના ઉચ્છેદન માટે પ્રબળ હથિયારનું નિર્દેશન કરતાં ગુરુ, શિષ્યને ઉપદેશે છે કે અજ્ઞાનને કારણે જન્મેલા દેહાદિરૂપ અનાત્મસંબંધથી તું સંસારને પ્રાપ્ત થયો છે તેથી, હે વત્સ! હું તને આત્મા અને અનાત્માનો ભેદ પારખવારૂપી વિવેકજ્ઞાન પ્રદાન કરું છું. જે વિવેકજ્ઞાનરૂપી અગ્નિ, અજ્ઞાનજન્ય તારા સંસારવૃક્ષને મૂળ સાથે બાળી, દુઃખદ સંસારના દાવાનળથી તને ઉગારી લેશે.

અત્રે ગુરુ, શિષ્યને તેના વાસ્તવિક સ્વરૂપનું જ્ઞાન કરાવતાં કહે છે કે, 'હે શિષ્ય ! વાસ્તવમાં તો તું પરમાત્મા જ છે. તારા સાચા સ્વરૂપમાં અજ્ઞાન નથી. તેથી દુઃખનો સ્પર્શ પણ તને થતો નથી. છતાં પણ તારા આત્મ-સ્વરૂપના જ્ઞાનથી વંચિત એવા તેં, અનાત્મા સાથે તાદાત્મ્ય કર્યું છે. જેને કારણે દેહાદિનું કલ્પિત બંધન તને દુઃખી કરે છે. સ્થૂળ દેહને 'હું' તરીકે સ્વીકારવાની ભૂલ થતાં જ રાગ અને દ્વેષનું બંધન પ્રાપ્ત થાય છે. જ્યાં જ્યાં રાગ કે આસક્તિ રહેલી હોય ત્યાં ત્યાં મન વારંવાર ગમન કરે છે. જે જે પદાર્થોમાં રાગ રહેલો હોય છે તે તે પદાર્થોને પ્રાપ્ત કરવાનો પ્રયત્ન થાય છે તથા જે જે પદાર્થોમાં દ્વેષ રહેલો હોય છે તે તે પદાર્થોથી દૂર જવાનું મન થાય છે. આમ, અજ્ઞાનજન્ય રાગ અને દ્વેષ, પ્રવૃત્તિ તથા નિવૃત્તિના કાર્યમાં પ્રત્યેકને સંયોજે છે. આવી ક્રિયાઓ જ પુનર્જન્મનું કારણ બને છે. તેનાથી જ સંસારચક્ર ચાલ્યા કરે છે. જે તને સતત બંધનનો અનુભવ કરાવે છે.' આમ, સંસારનો જન્મ અજ્ઞાનથી થાય છે. આવી સમજનો નિષ્કર્ષ તો એ

જ છે કે, **'સંસાર છે માટે આપણે સંસારી નથી પરંતુ આપણે સ્વયંને સંસારી માનીએ છીએ તેથી સંસાર સર્જાય છે.'** ખરેખર તો સંસાર જ નથી તો સંસારી ક્યાં? તેમજ સંસાર નથી, સંસારી નથી તો દુઃખ ક્યાં છે? કોને છે? સંસારી જ સંસારના દુઃખોથી દુઃખી થાય. પરંતુ વિવેકજ્ઞાનરૂપી અગ્નિ વડે સમજી શકાય કે, 'હું દેહ નથી, દેહસંઘાત મારે નથી તો સંસાર કેવો? જ્યાં સંસાર જ નથી તો સંસારી કેવો?' આવા આત્મા-અનાત્માના વિવેકાગ્નિ દ્વારા અજ્ઞાનને દૂર કરવામાં આવે તો અજ્ઞાનજનિત દૃશ્યપ્રપંચનો, સંસારનો, તેના મૂળ 'અજ્ઞાન' સહિત નાશ થાય છે. માટે જ અત્રે જણાવાયું છે કે, **'विवेक–उदित–बोध–वह्निः समूलं अज्ञानकार्यं प्रदहेत् ।'** 'વિવેકાગ્નિ અજ્ઞાનજન્ય સંસારને મૂળ સાથે સળગાવી દેશે.'

અજ્ઞાનને લીધે સંસાર જન્મે છે તેથી અજ્ઞાન સંસારનું કારણ થયું અને સંસાર કે જગત તેનું કાર્ય થયું. અર્થાત્ અજ્ઞાનરૂપી બીજમાંથી જ સંસારરૂપી વૃક્ષનો જન્મ થાય છે. આમ હોવાથી જ અજ્ઞાનનો નાશ કરવામાં આવે તો તેના કાર્ય તેવા સંસારનો પણ નાશ થઈ જાય. બીજને બાળી નાંખીએ તો વૃક્ષ આપોઆપ બળી જાય છે.

**"कारणनाशे कार्यं नास्ति ।"**

અજ્ઞાનના નાશમાં જ સંસારનો સમૂલ નાશ રહેલો છે. આત્મા-અનાત્માનો વિવેક જ અજ્ઞાન નિર્મૂળ કરી સંસારનો બાધ કરે છે. તેથી સંસારજન્ય દુઃખની નિવૃત્તિ માટે અજ્ઞાનનાશનો ઉપાય એવા વિવેકજ્ઞાનની પ્રાપ્તિ કરવી અનિવાર્ય છે. અર્થાત્ આત્મજ્ઞાન જ સર્વ દુઃખોની નિવૃત્તિનો શ્રેષ્ઠ ઉપાય છે. સંસારતાપથી ત્રાસેલા તમામ મનુષ્યોએ પણ દુઃખમુક્તિની પ્રાપ્તિ માટે અજ્ઞાનનાબૂદીનો જ મહત્ત્વનો માર્ગ અપનાવવો આવશ્યક છે.

અજ્ઞાનનિવૃત્તિ એ જ પરમાનંદની પ્રાપ્તિનું એક માત્ર ઉત્તમોત્તમ સાધન છે, તેવું જાણતાં જ શિષ્ય હવે, અજ્ઞાનનાબૂદીને પંથે પ્રયાણ કરવા તત્પર બને છે. અભયદાન પ્રાપ્ત, ગુરુની કરુણાના પાત્ર બનેલો શિષ્ય હવે નિખાલસતાપૂર્વક પ્રશ્ન રજૂ કરવા તૈયાર થાય છે.

(છંદ-અનુષ્ટુપ)

शिष्य उवाच

कृपया श्रूयतां स्वामिन् प्रश्नोऽयं क्रियते मया ।
तदुत्तरमहं श्रुत्वा कृतार्थः स्यां भवन्मुखात् ॥५०॥

शिष्यः उवाच = શિષ્ય બોલ્યો.

| | | | |
|---|---|---|---|
| स्वामिन् | = હે સ્વામી ! | उत्तरम् | = ઉત્તર |
| कृपया | = કૃપા કરીને | भवन्मुखात् | = આપના મુખથી |
| श्रूयताम् | = આપ સાંભળો. | श्रुत्वा | = સાંભળીને |
| मया | = મારા દ્વારા | अहम् | = હું |
| अयम् | = આ | कृतार्थः | = કૃતાર્થ |
| प्रश्नः क्रियते | = પ્રશ્ન કરાય છે. | स्याम् | = થઈશ. |
| तत् | = તેનો | | |

અધિકારી મુમુક્ષુ અને વિવેક-વિનયયુક્ત શિષ્ય પ્રશ્ન પૂછવાની પૂર્વભૂમિકા તૈયાર કરતો હોય તેમ ગુરુને કહે છે કે, 'આપની કૃપાદષ્ટિથી સંપન્ન થયેલો હું હવે આપને નમ્રતાપૂર્વક પ્રશ્ન પૂછવાની ચેષ્ટા કરું છું. અજ્ઞાનવિનાશક આપ જ મારા પ્રશ્નનો ઉત્તર આપવા સમર્થ છો. આપના પવિત્ર મુખથી જ્ઞાનામૃતરૂપી ઉત્તર પામી હું કૃતાર્થ થઈશ, ધન્ય બનીશ.'

પ્રશ્નોત્તરીના સંવાદ માટે તૈયાર થતી પાર્શ્વભૂમિકા ગુરુને ઉપદેશ આપવા પ્રેરણા પ્રદાન કરે છે આપણી પરંપરામાં પ્રશ્નોત્તરી દ્વારા જ જ્ઞાન હસ્તાંતરિત થયું છે. પ્રશ્નરૂપી પ્રેરકબળ જ ગુરુને તત્ત્વજ્ઞાનનો ઉપદેશ આપવા વિવશ કરે છે. પ્રશ્નરૂપી નિમિત્ત ઊભું ન થાય તો જ્ઞાનીજન હોય, સભા માનવમેદનીથી ભરેલી હોય છતાં પણ જ્ઞાનામૃતની સરિતા વહી શક્તી નથી. તેથી જ જ્ઞાનમાર્ગે પ્રશ્નો પૂછવા તે પણ અતિ મહત્ત્વનું પાસુ છે.

શિષ્ય હવે ગુરુને ઉપદેશ આપવા વિનંતી કરતાં પોતાનો મૂળભૂત પ્રશ્ન રજૂ કરે છે.

(છંદ-ઉપજાતિ)

को नाम बन्धः कथमेष आगतः कथं प्रतिष्ठास्य कथं विमोक्षः ।
कोऽसावनात्मा परमः क आत्मा तयोर्विवेकः कथमेतदुच्यताम् ॥૫૧॥

| | | | |
|---|---|---|---|
| बन्धः | = બંધન | असौ | = આ |
| कः नाम | = કોને કહેવાય? | अनात्मा कः | = અનાત્મા શું છે? |
| एषः | = આ | परमः | = પરમ |
| कथम् आगतः | = (બંધન) કેવી રીતે આવ્યું? | आत्मा | = આત્મા |
| | | कः | = કોણ છે? |
| अस्य | = આની | तयोः | = (આત્મા અને અનાત્મા) બન્નેનો |
| प्रतिष्ठा | = સ્થિતિ | | |
| कथम् | = કેવી છે? | विवेकः | = વિવેક |
| कथम् | = કેવી રીતે | कथम् | = કેવી રીતે થાય? |
| विमोक्षः | = (તેમાંથી) છૂટકારો થાય. | एतत् | = તે |
| | | उच्यताम् | = કહો. |

શરણાગત શિષ્ય હવે કરુણાસાગર ગુરુને સંસારચક્રના બંધનમાંથી અને ભવવ્યાધિના સંતાપથી મુક્ત થવા માટે અત્યંત મહત્ત્વના, મૂળભૂત પ્રશ્નો પૂછે છે. શિષ્ય દ્વારા પૂછાયેલા સાત પ્રશ્નો આ પ્રમાણે છે.

(૧) બંધન એટલે શું?
(૨) આ બંધન કઈ રીતે આવ્યું?
(૩) તે કઈ રીતે સઘન બની ટકી રહ્યું છે?
(૪) આ બંધનમાંથી મુક્તિ કેવી રીતે મળે?
(૫) અનાત્મા શું છે?
(૬) પરમ પાવન આત્મા કોણ છે?
(૭) આત્મા અને અનાત્માનો વિવેક કેવી રીતે થાય?

ઉપરોક્ત નાના દેખાતા છતાં તત્ત્વાર્થે મોટા અને સરળ લાગવા

છતાં ગહન પ્રશ્નો શિષ્ય દ્વારા અત્રે પૂછાયા છે. શિષ્યના પ્રશ્નને જો સારી રીતે સમજી શકાય તો જ તેના અપાયેલા ઉત્તરો આપણને મદદરૂપ થઈ શકે. શિષ્યના પ્રશ્નો ઉપર વિચાર કરતાં આપણને તેમાં છૂપાયેલા રહસ્યનો, તેમાં રહેલા ગૂઢાર્થોનો ખ્યાલ આવશે.

બંધન છે શું? તેવો શિષ્યનો પ્રશ્ન સંકેતે છે કે બંધન શેનું બનેલું છે? તથા 'તે ક્યાં રહેલું છે?' તે સંદર્ભે આપણે વિચારીએ કે, 'બંધન કોને હોય?' શરીરને કે આત્માને? વિચારતા સમજાશે કે 'नित्यशुद्धबुद्धमुक्तस्वभावः आत्मा' આત્મા તો નિત્ય, શુદ્ધસ્વરૂપ, બુદ્ધ અર્થાત્ ચૈતન્યસ્વરૂપ તથા દેશ, કાળ, વસ્તુના બંધનથી મુક્તસ્વભાવયુક્ત છે. કાળથી મુક્ત એવો આત્મા અજન્મા તથા અવિનાશી છે. અજન્મા હોવાથી તે તમામ વિકારોથી મુક્ત નિર્વિકાર સ્વરૂપ છે. આમ, જન્મ, જરા, વ્યાધિ અને મૃત્યુના ચક્રથી સદા મુક્ત હોવાથી આત્માને બંધન હોઈ શકે નહીં. સર્વવ્યાપક હોવાથી નિરાકાર એવા આત્માને દેશનું પણ બંધન હોતું નથી. તેથી એક વાત નિશ્ચિત અને સ્પષ્ટ છે કે આત્માને કોઈ પણ પ્રકારનું બંધન હોઈ શકે નહીં. તો હવે વિચારીએ કે બંધન શું શરીરને હોય? જન્મ લેવો અને મૃત્યુની ગોદમાં વિરામ લેવો તે તો શરીરનો સ્વભાવ છે. પ્રકાશ આપવો એ સૂર્યનો સ્વભાવ છે. ઠંડક પ્રદાન કરવી એ બરફનો સ્વભાવ છે. તે જ પ્રમાણે શરીરનો સ્વભાવ છે જન્મવું અને મૃત્યુને પ્રાપ્ત થવું. કોઈ પણ વસ્તુ તેના સ્વભાવથી વિરુદ્ધ જઈ શકે નહીં. તેનો અર્થ એ જ કે પર્વતથી સાગર ભણી પ્રયાણ કરવાના સ્વભાવવાળી સરિતા કદાપિ સાગર તરફથી પર્વતની દિશામાં જતી નથી, ગઈ નહોતી કે ક્યારેય જઈ શકે પણ નહીં. ગરમી પ્રદાન કરવાના સ્વભાવવાળો અગ્નિ ક્યારેય કોઈ પણ સ્થળે શીતળતા આપી શકે નહીં. આમ, મૂળભૂત સ્વભાવથી વિરુદ્ધ કોઈ પણ વર્તી શકે નહીં. પ્રકૃતિનો આ અવિચળ સિદ્ધાંત છે. પ્રકૃતિના નિયમથી બદ્ધ શરીરનો સ્વભાવ છે કે જન્મ લેવો, વૃદ્ધિ અને વિકાસને પ્રાપ્ત થવું, ત્યારબાદ ધીરે-ધીરે ક્ષય પામી વિનાશ અર્થાત્ મૃત્યુને આધીન થવું. આથી એક વાત સ્પષ્ટ છે કે શરીરને પણ બંધનનો

પ્રશ્ન હોઈ શકે નહીં. તો પછી 'બંધન' છે શું? તે કોને હોય છે? આ જ શિષ્યની મૂંઝવણ છે. સાચા જિજ્ઞાસુનો પ્રશ્ન છે.

બંધન ક્યાંથી આવ્યુ? સતત બંધનનો ભાવ અનુભવતો શિષ્ય હવે આગળ પૂછે છે કે **આ બંધનનું ઉદ્‌ગમસ્થાન કયું છે? બંધન ક્યાંથી આવ્યું છે?** આ બંધન ક્યાં ટકી રહ્યું છે? જન્મજાત અનુભવાઈ રહેલું આ સઘન બંધન કેવી રીતે ટકી રહ્યું છે?

બંધનમાંથી છૂટવાનો પ્રયત્ન કરી રહેલો શિષ્ય, કાદવમાંથી નીકળવા મથતી વ્યક્તિની જેમ વધુને વધુ મુશ્કેલીમાં મુકાતો જાય છે. સંસારરૂપી કાદવમાં ખદબદતો મનુષ્ય રાગ-દ્વેષના કીચડમાંથી નીકળવા મથતાં તેમાં વધુને વધુ ફસાતો હોય તેમ અનુભવે છે. વાસ્તવમાં થાય છે પણ કંઈક એવું જ. બંધનમાંથી છૂટવાના પ્રયત્નને બદલે દિવસે-દિવસે આપણે રેશમના કીડાના કોશેટાની જેમ એક તાર ઉપર બીજો, તેની ઉપર ત્રીજો, આમ ઉપરા ઉપરી સંબંધોના, સગપણના તાર દ્વારા પોતાને બાંધીએ છીએ. જન્મ સમયે આપણને કંઈ જ ખબર નહોતી. વાસનાગત કર્મના ફળરૂપે શરીર પ્રાપ્ત કર્યું. વૃદ્ધિ પામતાં બાલ્યાવસ્થાને પ્રાપ્ત થયા. આગળ જતાં તરુણાવસ્થામાં પ્રવેશ કર્યો. જગતને ઓળખવા, સમજવામાં સમય પસાર કર્યો. પરંતુ યુવાનીમાં પ્રવેશતાં જ જગતના પદાર્થોની પ્રાપ્તિની ઇચ્છા સેવી અનેક પ્રકારના મનસૂબા કર્યા. પદાર્થોના ભોગની ઇચ્છા કરી તેની પ્રાપ્તિ માટે પ્રવૃત્ત થયા. પદાર્થો પ્રાપ્ત કરવાના પ્રયત્નોમાં કર્તા બન્યા અને તેને ભોગવવાની ક્રિયાથી ભોક્તા બન્યા. ભોગમાં સુખનો ભાસ જન્માવ્યો. છેવટે તેમાંથી ઉપરામ થવા યોગ આદર્યો. આવી અનેક પ્રક્રિયાઓમાં સ્વયંને પ્રયોજી કર્તા-ભોક્તા, ભોગી-યોગી તથા રોગી બની, સુખ અને દુઃખના અનુભવોની પરંપરા સર્જી, જન્મથી મૃત્યુ પર્યંત અનેક કર્મો કર્યાં. પરંતુ તે ન સમજાયું કે પ્રત્યેક ક્રિયાનો કર્તા બની મેં પોતે જ રેશમના કીડાની જેમ કર્તા-ભોક્તા- ભાવનો તાર વીંટવાનો જ પુરુષાર્થ કર્યો. જેમ જેમ કર્મો થતાં ગયાં તેમ તેમ મારી આસપાસ બંધનના તાંતણા રચાતા ગયા અને હું જ મારી કેદનો રચયિતા બન્યો. આમ, બંધન વિશેનો

શિષ્યનો પ્રશ્ન પ્રત્યેક માટે વિચારણીય છે.

બંધનની ભીંસમાં મુંઝારો અનુભવતો મુમુક્ષુ, બંધનની પકડમાંથી છૂટવા માટે આગળ પૂછે છે કે, આવા દૃઢ બંધનમાંથી છૂટવાનો ઉપાય શું છે? જ્યાં સુધી બંધનનું મૂળ સમજાયું ન હોય ત્યાં સુધી તેમાંથી મુક્ત થવું અશક્ય છે. તેથી જ પૂર્વે પૂછાયું હતું કે 'બંધન આવ્યું ક્યાંથી?' જેની જડો મજબૂત થઈ ગઈ છે તેવા આ બંધનમાંથી મુક્ત થઈ શકાશે ખરું? આ બંધન અનાદિ હોવાનું જણાઈ રહેલું હોવાથી તેનો અંત હશે કે નહીં? તેવી શંકામાં ચિંતિત થતો શિષ્ય અત્રે પૂછે છે કે, તેમાંથી મુક્તિ કેવી રીતે પ્રાપ્ત થાય? વાસ્તવમાં તો કર્તા–ભોક્તાભાવની ભ્રાંતિને કારણે જ બંધનનો જન્મ થાય છે અને ત્યારબાદ જડ એવા દેહને 'હું' માની સતત કર્મો કરવાથી જ શિષ્યને હવે પ્રશ્ન સતાવે છે કે તેમાંથી મુક્તિ કઈ રીતે મળે?

અનાત્માના ચિંતનથી બંધનની દૃઢતા પ્રાપ્ત થતી હોય તો સ્વાભાવિક પ્રશ્ન થાય કે આ અનાત્મા છે શું? **'कः असौ अनात्मा ।'** આત્માથી વિરુદ્ધ સ્વભાવવાળું જે કંઈ જણાય છે તે સર્વ અનાત્મા છે, એવું જો જણાવવામાં આવે તો સંદેહ જાગે કે, 'આત્મા છે કોણ?' **'परमः आत्मा कः ।'** શ્રુતિમાં સમજાવાયેલો તથા વેદોમાં વર્ણવાયેલો આત્મા નિત્ય, શુદ્ધ, બુદ્ધ, મુક્ત સ્વભાવવાળો છે. કાળથી મુક્ત અજન્મા અને અવિનાશી એવો આત્મા નિરાકાર છે. નિરાકાર હોવાથી તે સર્વવ્યાપ્ત છે. અજન્મા અને વ્યાપક એવો સૂક્ષ્માતિસૂક્ષ્મ આત્મા દેશ અને કાળના બંધનથી પર છે. અદૃશ્ય છે તથા ચૈતન્યસ્વરૂપ છે. આવા સચ્ચિદાનંદસ્વરૂપ આત્માથી ભિન્ન જે કંઈ દૃશ્ય, જડ, સાકાર, જન્મેલું, નાશ પામનારું તથા સ્થૂળ છે તે સર્વ કાંઈ અનાત્મા છે. ચેતનવંતા પ્રાણીઓ કે વનસ્પતિસૃષ્ટિને જોતાં આત્મા અને અનાત્માનો ભેદ પારખવો મુશ્કેલીભર્યું જણાય છે. તે હેતુથી શિષ્ય આત્મા અને અનાત્માને છૂટાં પાડી આત્માનું સચોટ જ્ઞાન પ્રાપ્ત કરવા માટે પૂછે છે કે, **तयोः विवेकः कथम् ।** અર્થાત્ આત્મા અને અનાત્માનો ભેદ પારખવાનો વિવેક વિચાર કયો છે? આ આત્મા અને અનાત્માનો વિવેક કેવી રીતે પ્રાપ્ત થાય? આ બધું જ મને કૃપા કરી

હે ગુરો! સવિસ્તાર સમજાવો.

સાત વિભિન્ન પ્રશ્નો દ્વારા રજૂ થયેલી શિષ્યની મૂંઝવણ દૂર કરવા માટે ધીરજની આવશ્યકતા છે. એક વાક્યમાં તાત્કાલિક કે પૂર્વરચિત કોઈ ઉપાય આપવો શક્ય નથી. તદુપરાંત આ પ્રકરણ ગ્રંથ હોવાથી, આચાર્યશ્રી આવા મૂળભૂત પ્રશ્નોના ઉત્તરો સમગ્ર ગ્રંથરચના દ્વારા આપે છે. હવે પ્રશ્ન પૂછનારને પ્રોત્સાહિત કરવા, સૌ પ્રથમ તેને અભિનંદન-ધન્યવાદ પાઠવી ગ્રંથસરિતાને વહેતી મૂકે છે.

(છંદ-અનુષ્ટુપ)

**श्री गुरुरुवाच**

**धन्योसि कृतकृत्योऽसि पावितं ते कुलं त्वया ।**
**यदविद्याबन्धमुक्त्या ब्रह्मीभवितुमिच्छसि ॥५२॥**

**श्री गुरुरुवाच** = શ્રી ગુરુ બોલ્યા

| | | | |
|---|---|---|---|
| **धन्यः असि** | = (હે વત્સ) તું ધન્ય છે, | **पावितम्** | = પવિત્ર થયું. |
| | | **यत्** | = કારણ કે |
| **कृतकृत्यः असि** | = તું કૃતકૃત્ય છે. | **अविद्या** | = અવિદ્યાના |
| **त्वया** | = તારાથી | **बन्धमुक्त्या** | = બંધનથી છૂટીને(તું) |
| **ते** | = તારું | **ब्रह्मीभवितुम्** | = બ્રહ્મરૂપ થવા |
| **कुलम्** | = કુળ | **इच्छसि** | = ઇચ્છે છે. |

શિષ્યના પ્રશ્નોથી પ્રસન્ન થયેલા ગુરુ, શિષ્યને શાબાશી આપતાં જણાવે છે કે, 'હે શિષ્ય ! તું ધન્ય છે. તું કૃતકૃત્ય છે. તેં તારું કુળ પવિત્ર કર્યું છે. અવિદ્યાના બંધનથી મુક્તિ પ્રાપ્ત કરવા તું બ્રહ્મજ્ઞાન ઇચ્છે છે, તેથી માત્ર તું જ નહીં પરંતુ તારો સમગ્ર પરિવાર ધન્ય છે.

જીવનમાં પ્રત્યેક વ્યક્તિ વારંવાર એક અથવા બીજી વાતે દુઃખ અનુભવતી હોય છે. પ્રત્યેકના જીવનમાં એવાં કેટલાંક પ્રસંગો બને છે કે જયારે તે હતાશ કે નિરાશ થઈ જાય છે. તેને જગત સારહીન જણાય છે. તો કેટલીકવાર

બધું જ હોવા છતાં પોતે કંઈક એવી મૂંઝવણ અનુભવે છે કે તેમાંથી બહાર નીકળવાનો રસ્તો તેને જણાતો નથી. આવા સમયે મોટાભાગના લોકો પોતાના પ્રશ્નોનું સમાધાન બાહ્ય જગતમાં શોધે છે. પોતાના દુઃખનો ઉપાય પદાર્થોની પ્રાપ્તિમાં કે પછી મિત્રો સાથેની ચર્ચામાં શોધે છે. પરંતુ કોઈક પુણ્યશાળી, પૂર્વ કર્મોના પ્રતાપે દુઃખમાંથી મુક્તિનો કે બંધનમાંથી છૂટવાનો ઉપાય શાસ્ત્રશ્રવણં દ્વારા, ગુરુના ચરણમાં શરણાગતિ સ્વીકારી, આત્મજ્ઞાનની પ્રાપ્તિ દ્વારા શોધે છે. આવો સદ્‌વિચાર પ્રાપ્ત થતાં ગુરુચરણમાં મસ્તક નમાવી દુઃખને નિર્મૂળ કરવા ઉદ્યમી બનેલા શિષ્યને ખરેખર ધન્યવાદ ઘટે છે. માટે જ ગુરુ જણાવે છે કે, 'હે વત્સ! બંધનમાંથી છૂટવા માટે તેં જે સાહસ કર્યું છે તથા તારા સ્વરૂપને જાણવાની તને જે પાવન જિજ્ઞાસા જાગી છે તે માટે તું ખરેખર ધન્ય છે. તું કૃતકૃત્ય છે એટલું જ નહીં તારા હૃદયમાં આવો ભાવ જાગવો તે તારા પવિત્ર પૂર્વસંસ્કારનું પરિણામ છે. તેથી પ્રિય વત્સ! તારું કુટુંબ પણ ધન્ય છે. દુઃખમાંથી ક્ષણિક મુક્તિના ઉપાય માટે કોઈ ખોટાં માર્ગે, અધઃપતનના પંથે પ્રયાણ ન કરતાં જ્ઞાનપ્રાપ્તિની સાત્ત્વિક ઇચ્છા પ્રાપ્ત કરી તું ભવોભવનું બંધન કાપવા તત્પર થયો છે, તેથી કૃતકૃત્ય થવા તત્પર થયેલા તને હું હાર્દિક અભિનંદન પાઠવું છું. ખરેખર તેં તારા કુટુંબપરિવારને, આ સમાજને, તારી માતૃભૂમિને તથા દેશને ઋણમુક્ત કરવાનો પ્રયાસ કર્યો છે.

જ્ઞાનપંથે આગળ વધવાનો વિચાર ધરાવતો શિષ્ય, જો ધન્યવાદને પાત્ર હોય તો જ્ઞાનને પામી ચૂકેલા જ્ઞાની માટે તો કહેવું જ શું? શિષ્યનું અજ્ઞાન નિવૃત્ત કરવા કૃપા વરસાવતા, તેમજ સમાજમાં ઘર કરી ગયેલી ખોટી પ્રથા કે કુરિવાજોને નાબૂદ કરી ગેરમાર્ગે દોરાયેલા સમાજને સન્માર્ગે વાળવાનો પ્રયત્ન કરતાં સાચા સર્વજનહિતકારી સંતો વિશે તો બોલવું જ શું? તેમ છતાં સાચી સેવા શું? તેની હકીકતથી અજાણ સમાજ, શાળાઓ ખોલવી, અસ્પતાલો બંધાવવી, કૂવા-વાવ ખોદાવવા, મંદિરો ઊભા કરવા તથા ચીજવસ્તુઓની વહેંચણી કરવી, તેવી પ્રવૃત્તિને જ સેવા સમજે છે. તદુપરાંત બ્રહ્મવિદ્યા પ્રદાન કરી, અજ્ઞાન નિર્મૂળ કરી, તે દ્વારા સમાજમાં શાંતિ સ્થાપી આત્મીયતા

કેળવી; દયા, પ્રેમ; સત્યના બીજ રોપી; પરમ સત્યની ઝાંખી કરાવી; જીવનના ઉત્કૃષ્ટ લક્ષ્યની પ્રાપ્તિ પ્રતિ પ્રયાણ કરાવનારા સંતોની મહાન સેવાને સમયની બરબાદી સમજે છે. તેઓ વિચારે છે કે આવા પ્રવચનો કે વ્યાખ્યાનોથી કોની ભૂખ સંતોષાશે? તે તો માત્ર વાણીનો વિલાસ તથા સમયની બરબાદી છે. વાસ્તવમાં તો અજ્ઞાનની નાબૂદી એ જ સાચી અને ઉત્તમ સેવા છે. અજ્ઞાનમાંથી પોતે મુક્ત થવું અને સમાજને પણ તે માર્ગે દોરી જવો તે જ સમાજની અને દેશની, આપણા દ્વારા થયેલી અપરંપાર સેવા છે. કારણ કે આપણે પૂર્વે જોઈ ગયા હતા, તેમ બંધનનું કારણ અને દુઃખનું મૂળ તો અજ્ઞાન જ છે. અજ્ઞાન જ સર્વ સમસ્યાઓની જડ છે. તેથી અજ્ઞાનનાબૂદીનો પુરુષાર્થ કરવો એ જ દુઃખમુક્તિનો સહજ ઉપાય છે. જીવનની તમામ સમસ્યાઓનું નિરાકરણ આત્મજ્ઞાનની પ્રાપ્તિમાં સમાવિષ્ટ છે. માટે જ શાસ્ત્ર કહે છે કે જ્ઞાનમાર્ગે પ્રવૃત્ત થનાર પ્રત્યેક વ્યક્તિ ધન્ય છે. શાસ્ત્રમાં જણાવ્યું છે કે,

"कुलं पवित्रं जननी कृतार्था
वसुंधरा पुण्यवती च तेन ।
अपारसंवित्सुखसागरेऽस्मिन्
लीनं परे ब्रह्मणि यस्य चेतः ॥"

"જેનું મન અનંત આનંદસ્વરૂપ પરબ્રહ્મમાં (એક ક્ષણ માટે પણ) લીન થયું હશે તો તેમના વડે આ વસુંધરા પુણ્યવતી (કૃતકૃત્ય) થઈ છે. તથા (જન્મ આપી) માતા પણ કૃતાર્થ થઈ છે. (અર્થાત્ પ્રસવની પીડા સહન કરી, યોગ્ય સંસ્કાર સીંચી પુત્રને આત્મકલ્યાણને પંથે પ્રવાસ કરવા નિમિત્ત બનેલી જનની કૃતાર્થ છે.) અને તેનું કુળ પવિત્ર બન્યું છે."

આત્મજ્ઞાન માટેની પ્રેરણા પ્રાપ્ત કરવી તે તો સદ્ભાગ્ય છે જ પરંતુ તે વિશેનું શ્રવણ પ્રાપ્ત કરવું, તે તો એથી પણ વિશેષ ધનભાગ્ય છે. શાસ્ત્રશ્રવણ જ મનના પ્રશ્નવંટોળનું શમન કરી સમાધાન સર્જે છે, પરોક્ષજ્ઞાન પ્રદાન કરે છે. સંશયયુક્ત ચિત્તમાં આત્મચિંતનની એક ફૂંકથી જ્ઞાનાગ્નિ પ્રજ્વલિત કરે છે. તેથી આત્મતત્ત્વનો શ્રોતા પણ ધન્ય છે. શ્રવણ, જ્ઞાનપ્રાપ્તિનું

પ્રથમ અને મુખ્ય સાધન છે. માટે જ શ્રુતિ જણાવે છે કે,

''श्रवणायापि बहुभिर्यो न लभ्यः
श्रृण्वन्तोऽपि बहवो यं न विद्युः ।
आश्चर्यो वक्ता कुशलोऽस्य लब्धा
आश्चर्यो ज्ञाता कुशलानुशिष्टः ॥''

[કઠોપનિષદ-૧-૨-૭]

''જે (આત્મતત્ત્વ) ઘણાઓને તો સાંભળવા માટે પણ મળતું નથી, જેને ઘણાં માણસો સાંભળીને પણ સમજી શક્તા નથી. તેવા આ ગૂઢ આત્મતત્ત્વનું વર્ણન કરનાર (મહાપુરુષ) આશ્ચર્યમય છે. તેને પ્રાપ્ત કરનાર પણ અતિકુશળ કોઈક જ હોય છે, અને જેને તત્ત્વની પ્રાપ્તિ થઈ ગઈ છે એવા જ્ઞાની મહાપુરુષ વડે શિક્ષણ પામેલો, આત્મતત્ત્વને જાણનારો પણ આશ્ચર્યમય છે.''

સ્મૃતિ પણ આજ વાતનું અનુમોદન કરતાં જણાવે છે કે,

''आश्चर्यवत्पश्यति कश्चिदेनम्
आश्चर्यवद्वदति तथैव चान्यः ।
आश्चर्यवच्चैनमन्यः शृणोति
श्रुत्वाऽप्येनं वेद न चैव कश्चित् ॥''

(ભગવદ્ગીતા અ-૨-૨૯)

''કોઈ મહાપુરુષ આ આત્માને આશ્ચર્ય જેવો જુએ છે. (જાણે છે.) અને તે જ પ્રમાણે બીજો કોઈ મહાપુરુષ જ આશ્ચર્ય જેવા (આત્મા વિશે) કહે છે અને બીજો કોઈ આ (આત્માને) આશ્ચર્ય જેવો સાંભળે છે. તથા કોઈ સાંભળીને પણ આ આત્માને જાણતો નથી જ.'' આ જ સંદર્ભે આગળ વધીને ઉપનિષદ ઉદ્‌ઘોષે છે કે,

''स यो ह वै तत्परमं ब्रह्म वेद ब्रह्मैव
भवति नास्याब्रह्मवित्कुले भवति ।''

(મુંડકોપનિષદ-૩-૨-૯)

''જે કોઈ તે પરબ્રહ્મ પરમાત્માને ખરેખર જ જાણી લે છે તે

મહાત્મા બ્રહ્મ જ થઈ જાય છે. એના કુળમાં બ્રહ્મને ન જાણનારો થતો નથી.''

સ્મૃતિ, શ્રુતિના રહસ્યોને પચાવનાર ગુરુને, ચેલાની વણઝાર ઊભી કરવામાં રસ છે તેવું નહી, પરંતુ સત્યને જીવનમાં પચાવવા, છૂરાની ધાર ઉપર ચાલવાના પ્રયત્નો કરવા જેવા દુર્ગમ પથ ઉપર પ્રયાણ કરવા પ્રવૃત્ત થયેલા, શૂરા બનેલા શિષ્ય ઉપર પ્રસન્ન થઈ, સદ્‌ગુરુ તેને પ્રોત્સાહન પ્રદાન કરવા તથા અનન્ય પ્રેરણા આપવા માટે અત્રે પરંપરાગત શિક્ષણપ્રણાલિકા પ્રમાણે શિષ્યને જ્ઞાનમાર્ગે પ્રોત્સાહિત કરે છે. અજ્ઞાનનિવૃત્ત કરવા તત્પર થયેલા શિષ્યને સ્વપ્રયત્નની આવશ્યકતા વિશે દૃષ્ટાંતો આપી હવે પછીના શ્લોકો દ્વારા સમજાવે છે.

(છંદ–અનુષ્ટુપ)

**ऋणमोचनकर्तारः पितुः सन्ति सुतादयः ।**
**बन्धमोचनकर्ता तु स्वस्मादन्यो न कश्चन ।।५३।।**

| | | | |
|---|---|---|---|
| **पितुः** | = પિતાને | **बन्धमोचनकर्ता** | = (સંસારરૂપી) બંધનમાંથી છોડાવનાર |
| **ऋणमोचनकर्तारः** | = ઋણમાંથી છોડાવનાર | **स्वस्मात्** | = પોતાની જાત સિવાય |
| **सुतादयः** | = પુત્ર વગેરે | **अन्यः** | = બીજું |
| **सन्ति** | = હોય છે | **कश्चन** | = કોઈ પણ |
| **तु** | = પરંતુ | **न** | = નથી. |

## સ્વપ્રયત્નની અનિવાર્યતા

મુક્તિ માટે પ્રયત્નશીલ શિષ્યને પ્રોત્સાહિત કરી હવે ગુરુ અત્રે સમજાવવાનો પ્રયત્ન કરે છે કે, પોતાને બંધનમાંથી છોડાવનાર પોતાનાથી ભિન્ન કોઈ પણ વ્યક્તિ હોઈ શકે નહીં. ગુરુ પાસેથી મોક્ષની ઈચ્છા રાખનાર, કે પછી કોઈ અન્ય વ્યક્તિ પાસેથી મુક્તિની અપેક્ષા રાખનાર સર્વ કોઈ મુમુક્ષુએ સ્પષ્ટ સમજી લેવું આવશ્યક છે કે જગતની કોઈ પણ વ્યક્તિ કોઈને પણ મોક્ષ આપી શકે નહીં. મુક્તિનો કે મોક્ષનો ઉપાય કોઈ સૂચવી શકે,

બંધનમાંથી છૂટવાનો માર્ગ ગુરુ કે કોઈ પણ માર્ગદર્શક ચીંધી શકે, પરંતુ કોઈ પણ વ્યક્તિ મોક્ષ આપી શકે નહીં.

પિતાએ જો દેવું કર્યું હોય, કોઈની ઉધાર વસ્તુઓ લીધી હોય તો તેવું પિતૃઋણ પુત્ર ભરપાઈ કરી શકે. પિતાની ઉધાર લીધેલી ચીજો પુત્ર કે અન્ય સંતાનાદિ કુટુંબીજનો પરત કરી શકે, પરંતુ જો પિતા બંધનનો અનુભવ કરતાં હોય, અવિદ્યાગ્રસ્ત હોય, તો તેવા અજ્ઞાનરૂપી બંધનમાંથી મુક્તિનો ઉપાય તો તેમણે સ્વયં કરવો પડે છે. દેવાદારનું દેવું તો મિત્રો પણ મદદ કરી ચૂકવી શકે છે. પરંતુ સ્વયંના અજ્ઞાનમાંથી છૂટકારો મેળવી જ્ઞાનપ્રાપ્તિ તો પોતે જાતે જ કરવી પડે છે. અજ્ઞાનનાબૂદીના ભગીરથ કાર્યમાં કોઈ ભાગીદાર થઈ શકે નહીં.

આ ઉપરથી આપણે સૌએ સમજી લેવાની જરૂર છે કે ધનના કે ભોગના ભાગીદાર ગમે તે થઈ શકે, પરંતુ પુણ્યના કે પાપના ભાગીદાર કોઈ થઈ શકે નહીં. ઘરની એક વ્યક્તિ ધન ભેગું કરીને લાવતી હોય તો તે ધનનો ઉપયોગ ઘરની પ્રત્યેક વ્યક્તિ કરી શકે છે પરંતુ ઘરની એક વ્યક્તિ જો સત્સંગ, સેવા-પૂજા, તપશ્ચર્યા કરતી હોય તો તેના સત્કાર્યનું ભાગીદાર કોઈ અન્ય વ્યક્તિ બની શકે નહીં. તે જ પ્રમાણે ઘરની એક વ્યક્તિ જો પાપકર્મ કરી દુષ્કૃત્યો દ્વારા ધન એકઠું કરતી હોય તો તેના ધનની ભાગીદાર કોઈ પણ વ્યક્તિ, તેના પાપકર્મની ભાગીદાર બનતી નથી. આવું પૌરાણિક દૃષ્ટાંત વાલિયા લૂંટારાનું આપણા શાસ્ત્રમાં જોવા મળે છે. તેની લૂંટના ભાગીદાર સૌ કુટુંબીજનોને તેના એ પાપકર્મ સાથે કોઈ પણ નિસ્બત નથી તેવું સમજાતાં જ તેના જીવનમાં પરિવર્તન આવ્યું અને નારદમુનિના ઉપદેશ પ્રમાણે તેમણે તે પાપમાંથી મુક્તિ માટે રામનામનું શરણ લીધું અને તેઓ વાલિયા લૂંટારામાંથી ઋષિ વાલ્મિકી બન્યા.

પાપ કે પુણ્યકર્મના આપણા ભાગીદાર કોઈ અન્ય વ્યક્તિ બની શકી હોત તો રાજા કંસનો ભગવાન શ્રીકૃષ્ણે સંહાર કર્યો ન હોત અને પુણ્યકર્મ પ્રદાન કરી પાપનો ક્ષય કરી પોતાના મામા કંસનો સંહાર થતો

અટકાવી શક્યા હોત. એ જ પ્રમાણે રામાવતારમાં પણ ભગવાને રાવણનો સંહાર કરવાને બદલે તેના તમામ કર્મોમાંથી તેને મોક્ષ પ્રદાન કર્યો હોત. સ્વયં અવતારી પુરુષ હોવા છતાં તેઓએ દુષ્ટોને તેમના દુષ્કર્મનું જ ફળ આપ્યું છે.આમ કર્મના કાયદામાંથી કોઈ મુક્ત થઈ શકે તેમ નથી. તેથી જ અત્રે જણાવવામાં આવ્યું છે કે બંધનમાંથી છૂટવા માટે વ્યક્તિએ પોતાની જાતે જ પ્રયત્ન કરવો પડે છે.

અન્ય દૃષ્ટાંત દ્વારા હવે પછીના શ્લોકમાં આ જ મુદ્દાને ભગવાન શંકરાચાર્યજી વધુ સ્પષ્ટ કરે છે.

(છંદ-અનુષ્ટુપ)

मस्तकन्यस्तभारादेः दुःखमन्यैर्निवार्यते ।
क्षुधादिकृतदुःखं तु विना स्वेन न केनचित् ।।५४।।

| | | | |
|---|---|---|---|
| मस्तकन्यस्तभारादेः | = (પોતાના) માથા ઉપર રાખેલા ભાર વગેરેનું | तु | = પણ |
| | | क्षुधादिकृतदुःखम् | = ભૂખ તરસ વગેરેથી ઉપજેલું દુઃખ |
| दुःखम् | = દુઃખ | स्वेन विना | =પોતાની જાત સિવાય |
| अन्यैः | = બીજાઓથી | न केनचित् | =કોઈનાથી પણ નિવારી શકાતું નથી. |
| निवार्यते | = નિવારણ કરી શકાય. | | |

જીવનમાં ઘણી બાબતો એવી છે કે જેના માટે માત્ર સ્વપ્રયત્ન જ ઉપયોગી નીવડી શકે. સ્વપ્રયત્ન વિના બીજા કોઈ પણ ઉપાય વડે તેવી સમસ્યાઓ હલ થતી નથી. બંધનમાંથી મુક્તિ કે અજ્ઞાનનિવૃત્તિ પણ સ્વયંના સભાનપણે કરાયેલા ચોક્કસ પ્રમાણેના પ્રયત્નથી જ થઈ શકે તેમ છે. તેથી તેવા જીવનના મૂળભૂત પ્રશ્નના ઉકેલ માટે સ્વપ્રયત્નનું મહત્ત્વ તેમજ તેની અનિવાર્યતા સમજાવવા માટે ભગવાન શંકરાચાર્યજીએ અત્રે અન્ય દૃષ્ટાંત આપેલું છે.

કોઈ વ્યક્તિ જો માથા ઉપર ભાર લઈને જતી હોય તો તેને ભારમાંથી મુક્ત કરવા કે પછી ભારને થોડો હલકો કરવા માટે અન્ય કોઈ

વ્યક્તિ કે વટેમાર્ગુ મદદરૂપ થઈ શકે છે. પરંતુ જો તે વ્યક્તિ ભૂખી હોય, તેને તરસ લાગી હોય તો તેની ભૂખ કે તરસની તૃપ્તિ અન્ય કોઈના ભોજન કરવાથી કે પાણી પીવાથી થતી નથી. ભૂખ અને તરસ મિટાવવા માટે તો તે વ્યક્તિએ જાતે જ ખોરાક ખાવો પડે છે. કોઈ પરોપકારી કે હિતેચ્છુજન ભૂખી અને તરસી વ્યક્તિને અન્ન-જળ આપી શકે પરંતુ ખોરાકને ચાવીને પેટમાં ઉતારવાનું કાર્ય તો ભૂખી વ્યક્તિએ પોતે જ કરવું પડે છે. તેવી જ રીતે  સંસારના બંધનમાંથી કે દુઃખના દાવાનળમાંથી મુક્તિ માટેનો પ્રયત્ન તો વ્યક્તિએ જાતે જ કરવો પડે છે.

કોઈ માર્ગદર્શક ગુરુ પાસે વ્યક્તિને લઈ જઈ શકાય, પરંતુ જ્ઞાનમાં અભિરુચિ તો વ્યક્તિએ જાતે જ કેળવવી પડે છે. જેમ કે કોઈ ઘોડાને તબેલામાંથી તળાવ સુધી આપણે પહોંચાડી શકીએ પરંતુ પાણી પીવડાવી ન શકીએ. તેવી જ રીતે કોઈ પણ વ્યક્તિને શાસ્ત્રના ગ્રંથો આપી શકાય, પરંતુ તેમાં રસ કેળવતો ન કરી શકાય. જેમ ભૂખી વ્યક્તિને જ જમાડી શકાય, તેમ સંસારના દાવાનળથી દાઝેલી વ્યક્તિને જ દુઃખમુક્તિનો ઉપાય બતાવી શકાય. એટલું જ નહીં જે વ્યક્તિ ભૂખી હોય તે જ નક્કી કરી શકે કે,પોતે શું ખાવું છે? ક્યારે ખાવું છે? તથા તે કેટલું ખાઈ શકે તેમ છે. આમ, અધ્યાત્મમાર્ગે સર્વ કોઈને બળજબરીથી ધકેલી શકાય નહીં. જે જ્ઞાનપિપાસુ હોય, સાચા અર્થમાં, જેને જ્ઞાનની ભૂખ લાગી હોય તે જ આત્મજ્ઞાનના વિષયમાં વિચારી શકે. તેવી વ્યક્તિને જ શાસ્ત્રશ્રવણ ઉપયોગી બની શકે.

અત્રે જણાવવામાં આવ્યું કે જેવી રીતે માથા પરના ભારને દૂર કરવા માટે અન્ય કોઈ મદદરૂપ થઈ શકે, પરંતુ ક્ષુધાદિથી મુક્ત થવા માટે તો વ્યક્તિએ જાતે જ પ્રયત્ન કરવો પડે છે. તેવી જ રીતે સંસારબંધનમાંથી છૂટવા માટે પણ વ્યક્તિએ સ્વયં જ પુરુષાર્થ કરવો પડે છે. આ જ સંદર્ભમાં વધુ એક દૃષ્ટાંત દ્વારા શંકરાચાર્યજી હવે પછીના શ્લોકમાં સમજાવે છે.

(છંદ-અનુષ્ટુપ)

पथ्यमौषधसेवा च क्रियते येन रोगिणा ।
आरोग्यसिद्धिर्दृष्टास्य नान्यानुष्ठित कर्मणा ।।५५।।

येन = જે
रोगिणा = રોગી
पथ्यम् = પથ્ય(પરેજી) અને
औषधसेवा च = ઔષધોનું સેવન
क्रियते = કરે છે,
अस्य = એને
आरोग्यसिद्धिः=આરોગ્યની પ્રાપ્તિ(થતી)
दृष्टः = જોવામાં આવે છે.
अन्यानुष्ठितकर्मणा = અન્યના સેવેલા (પથ્ય અને ઔષધસેવનરૂપી) કર્મ વડે
न = (આરોગ્યપ્રાપ્તિ) થતી નથી.

વ્યાધિગ્રસ્ત વ્યક્તિ અથડાતી કૂટાતી લોકો પાસે પોતાના દુઃખના ગાણા ગાતી હોય તો તેમ કરવા માત્રથી તે વ્યાધિમુક્ત થઈ શકે નહીં. તે માટે તો તેણે વૈદ પાસે જઈ પોતાનું દર્દ બતાવી દવા લેવી પડે છે. ધારો કે કોઈ વ્યક્તિ માથાના દુઃખાવાથી પીડિત થતી હોય તો તે ડોક્ટર પાસે જઈ દવા માટેનું સૂચિપત્ર મેળવે છે. તે પત્ર ચોવીસ કલાક ખીસામાં મૂકી સતત બૂમો પાડે છે કે મને પુષ્કળ માથું દુઃખે છે. પણ આમ કરવાથી તેનું શિરદર્દ મટતું નથી. પરંતુ ડોક્ટરે લખી આપ્યા પ્રમાણેની દવા તેને પ્રાપ્ત કરવી પડે છે. ઘણીવાર એવું બને કે દવાના ઢગલા ઘરમાં ભેગા કર્યા હોય અને દર્દી રોગમુક્ત ન થતી હોય તો એક મુદ્દો સ્પષ્ટ છે કે તેણે દવા તો ભેગી કરી છે, પરંતુ દવા તેણે આરોગી નથી. આમ, દવા હોય પરંતુ રોગી તેને ન આરોગી શકે તો તે નિરોગી બનતો નથી. આવા રોગીની દવા જો કોઈ નિરોગી વ્યક્તિ લે તો તેનો ફાયદો રોગીને થતો નથી અને રોગી વ્યક્તિ રોગગ્રસ્ત જ રહે છે. રોગી વ્યક્તિ જો રોગમુક્ત થવા ઇચ્છતી હોય તો તેણે પોતે જ દવા લેવી પડે છે. આ જ પ્રમાણે દુઃખમાંથી મુક્તિનો ઉપાય પણ વ્યક્તિએ સ્વયં જ કરવો પડે છે. રોગીએ જેમ વૈદ પાસેથી દવાની સૂચિ મેળવવી પડે તેમ મોક્ષાર્થીએ શાસ્ત્ર-અધ્યયનાર્થે શાસ્ત્રો પ્રાપ્ત કરવા પડે. ત્યારબાદ રોગીને દવા પ્રાપ્ત કરવી પડે તે પ્રમાણે મુમુક્ષુએ પણ શાસ્ત્રોની

સમજ, તેના ગૂઢ સંકેતો સમજવા પડે.તેમ કર્યા બાદ રોગીએ દવા આરોગવી પડે, તે જ પ્રમાણે સંસારવ્યાધિથી ગ્રસ્ત રોગીએ પણ શ્રુતિના સંકેતોને આત્મસાત કરવા પડે. દવાને પચાવવા જેમ પાણીનો ઉપયોગ કરવો પડે તેમ શાસ્ત્રને પચાવવા ચિંતન, મનન અને નિદિધ્યાસન કરવા પડે. એકાંતમાં રહી જ્ઞાનમાં નિષ્ઠા પ્રાપ્ત કરવી પડે અને તો જ કદાચ ભવરોગમાંથી છૂટી શકાય.

પરમ પુરુષાર્થ એવા મોક્ષમાર્ગે સ્વપ્રયત્ન જ કામ લાગી શકે, તે મહત્ત્વની બાબતને વધુ દૃઢ બનાવવા એ જ સંદર્ભમાં જગદ્‌ગુરુ આગળ સમજાવે છે.

(છંદ-ઉપજાતિ)

**वस्तुस्वरूपं स्फुटबोधचक्षुषा स्वेनैव वेद्यं न तु पण्डितेन ।**
**चन्द्रस्वरूपं निजचक्षुषैव ज्ञातव्यमन्यैरवगम्यते किम् ।।५६।।**

| | | | |
|---|---|---|---|
| **चन्द्रस्वरूपम्**=(જેમ) ચંદ્રનું સ્વરૂપ | | **वस्तुस्वरूपम्** | = આત્મસ્વરૂપ |
| **निजचक्षुषा एव**=પોતાની જ આંખોથી | | **स्फुटबोधचक्षुषा**= | સમ્યક્ જ્ઞાનનેત્ર વડે |
| **ज्ञातव्यम्** | =જાણવા યોગ્ય છે, | **स्वेन एव** | =પોતાનાથી જ |
| **अन्यैः** | =બીજાઓ વડે | **वेद्यम्** | =જાણવા યોગ્ય (છે) |
| **किं अवगम्यते**=શું જાણી શકાય? | | **तु** | =પરંતુ |
| | (તેવી રીતે) | **न पण्डितेन** | =પંડિત વડે નહીં. |

ચંદ્રના રમણીય રૂપનું દર્શન કરવું હોય તથા તેનું માધુર્ય માણવું હોય તો વ્યક્તિ સ્વયંના ચર્મચક્ષુ દ્વારા જ જાણી કે માણી શકે છે. અન્ય દ્વારા થયેલા દર્શનથી તે આહ્‌લાદનો આનંદ માણી શકતો નથી. તે જ પ્રમાણે કોઈ વિદ્વાન હોય, ગમે તેવો પંડિત હોય, પરંતુ તેનું જ્ઞાન આપણને આત્મદર્શન માટે મદદરૂપ નીવડી શકે નહીં. અન્ય દ્વારા થયેલો પુરુષાર્થ આત્મજ્ઞાનના માર્ગમાં આપણને મદદરૂપ થઈ શકે નહીં. પરમાત્માના સાક્ષાત્કારમાં કોઈ દલાલ રોકી શકાય તેમ નથી. આડતિયાની ભગવાનને ખપ નથી. તેના

દર્શનાર્થે તો વ્યક્તિએ જાતે જ પુરુષાર્થ કરી અજ્ઞાનને દૂર કરવા માટે ચર્મચક્ષુ નહીં, પરંતુ જ્ઞાનચક્ષુની પ્રાપ્તિ કરવી પડે છે. જ્ઞાનચક્ષુ વિના અન્ય કોઈ ઉપાય વડે આત્મદર્શન શક્ય નથી.

અજ્ઞાન આવરણને દૂર કરવાના પુરુષાર્થ માટે દરેકે જાતે જ જ્ઞાનપ્રાપ્તિનો કે અજ્ઞાનનિવૃત્તિનો પુરુષાર્થ કરવો પડે છે, તેવું હવે પછીના શ્લોકમાં શંકરાચાર્યજી સ્પષ્ટપણે જણાવે છે.

(છંદ-અનુષ્ટુપ)

अविद्याकामकर्मादिपाशबन्धं विमोचितुम् ।
कः शक्नुयाद् विनात्मानं कल्पकोटिशतैरपि ।।૫૭।।

| | | |
|---|---|---|
| अविद्याकामकर्मादिपाशबन्धम् | = | અજ્ઞાન, કામનાઓ અને કર્મ વગેરેના પાશના બંધનમાંથી |
| आत्मानं विना | = | સ્વપ્રયત્ન વિના |
| कल्पकोटिशतैः अपि | = | સો કરોડ કલ્પો સુધી પણ |
| विमोचितुम् | = | છૂટકારો |
| कः | = | કોણ |
| शक्नुयात् | = | મેળવી શકે? |

અત્યાર સુધી ચર્ચાઈ રહેલા સ્વપ્રયત્નના મુદ્દાને પુનઃ દર્શાવતા શંકરાચાર્યજી અત્રે સ્પષ્ટપણે જણાવે છે કે અનાદિકાળથી ચાલ્યું આવેલું આ અજ્ઞાન, તેમાંથી જન્મતી કામનાઓ અને તેની પ્રેરણાથી થતાં કર્મોના બંધનમાંથી કરોડો કલ્પો સુધી પણ સ્વયંની જાત સિવાય અન્ય કોઈ છોડાવી શકે તેમ નથી. 'आत्मानं विना विमोचितुं कः शक्नुयात् ।' આપણા અજ્ઞાનજનિત કાલ્પનિક બંધનમાંથી આપણને અન્ય કોઈ છોડાવી શકે નહીં.

આ જ વાત અન્ય શબ્દોમાં જણાવતાં ભગવાન શ્રીકૃષ્ણ જણાવે છે કે "उद्धरेदात्मनात्मानम् ।"(ભ.ગીતા.અ.૬-૫). આમ, સ્વપ્રયત્નની આવશ્યકતા જણાવ્યા બાદ હવે શંકરાચાર્યજી, સ્વપુરુષાર્થ એટલે શું? બંધનમાંથી

છૂટવા માટે કરવો પડતો સ્વપ્રયત્ન કોને કહેવાય? કેવો પુરુષાર્થ મુક્તિ માટે જરૂરી કે ઉપયોગી છે, તે જણાવે છે.

(છંદ-અનુષ્ટુપ)

**न योगेन न सांख्येन कर्मणा नो न विद्यया ।**
**ब्रह्मात्मैकत्वबोधेन मोक्षः सिध्यति नान्यथा ।।५८।।**

**न योगेन** = યોગથી નહીં,
**न सांख्येन** = સાંખ્યદર્શનના જ્ઞાનથી નહીં,
**न कर्मणा** = કર્મથી નહીં,
**न विद्यया** = ઉપાસનાથી(પણ)નહીં,
**ब्रह्मात्मैकत्वबोधेन**= જીવ અને બ્રહ્મના એકત્વના જ્ઞાનથી
**मोक्षः** = મોક્ષની
**सिध्यति** = પ્રાપ્તિ થાય છે
**न अन्यथा** = બીજા કોઈથી (ઉપાયથી) નહીં.

## આત્મજ્ઞાનની મહત્તા

પુરુષાર્થ વિશે સ્પષ્ટતા કરતાં આ શ્લોકમાં ભગવાન શંકરાચાર્યજી ખૂબ સુંદર વાત જણાવે છે. અત્રે જણાવ્યા પ્રમાણે મોક્ષ કે મુક્તિ યોગથી, સાંખ્યથી, કર્મથી કે કોઈ પણ પ્રકારની વિદ્યાથી પ્રાપ્ત થતી નથી. પરંતુ તેને પ્રાપ્ત કરવા માટે તો માત્ર એક જ ઉપાય છે, જીવ અને બ્રહ્મનું ઐક્ય. જીવાત્મા અને પરમાત્માના ઐક્યના જ્ઞાન સિવાય અન્ય કોઈ પણ ઉપાય દ્વારા આત્મજ્ઞાન પ્રાપ્ત થઈ શકે તેમ નથી. **'मोक्षः ब्रह्म–आत्मा–एकत्वबोधेन सिध्यति । न अन्यथा ।'**

યોગ દ્વારા મોક્ષની પ્રાપ્તિ નથી. તે સમજવા માટે યોગ શબ્દ શું છે તે વિચારી લેવો આવશ્યક છે. અત્રે યોગનો અર્થ છે યૌગિક ક્રિયાઓ. પતંજલિ મહારાજનું યોગદર્શન ક્રિયાસભર છે. સાધક જો સ્વયંને યોગ કરનાર કર્તા સમજશે તો કદાપિ બંધનમાંથી છૂટી શકશે નહીં. તેથી જ અત્રે શંકરાચાર્યજીએ **'मोक्षः योगेन न सिध्यति ।'** 'મોક્ષની પ્રાપ્તિ યોગ વડે શક્ય નથી.' એમ જણાવ્યું છે.

સાંખ્ય દ્વારા અર્થાત્ કપિલમુનિ પ્રણીત સાંખ્યશાસ્ત્રથી પણ મોક્ષ સિદ્ધ થતો નથી. આમ, વિવિધ પ્રકારના જ્ઞાન વડે મુક્તિ શક્ય નથી. તદુપરાંત વેદના કર્મકાંડ વિભાગમાં બતાવાયેલા યજ્ઞ-યાગાદિ ક્રિયાઓ દ્વારા પણ મોક્ષ મળતો નથી. એટલું જ નહીં, **'न विद्यया'** અર્થાત્ વિદ્યા વડે પણ આ આત્મજ્ઞાન પ્રાપ્ત થતું નથી. અત્રે પ્રશ્ન ઉપસ્થિત થાય છે કે શાસ્ત્રો જો સાધન હોય, તો તે દ્વારા પ્રાપ્ત કરેલી વિદ્યા વડે આત્મજ્ઞાન પ્રાપ્ત શા માટે નહીં થાય? અહીં શંકરાચાર્યજી સ્પષ્ટ કરવા માંગે છે કે ઉપનિષદગત હોવા છતાં પણ સગુણ ઉપાસના વડે કૈવલ્યપ્રાપ્તિરૂપી મોક્ષ સિદ્ધ થતો નથી. **'उपनिषद्विहितयापि विद्यया सगुणोपासनया कैवल्यरूपमोक्षो न सिध्यति ।'** પરંતુ જીવ અને બ્રહ્મના ઐક્ય સંબંધી જ્ઞાન દ્વારા જ મોક્ષ ઉપલબ્ધ થઈ શકે છે.

યોગ તથા સાંખ્યશાસ્ત્ર દ્વારા ઉપલબ્ધ થતું જ્ઞાન ભેદયુક્ત છે. એટલે કે યોગ તથા સાંખ્યશાસ્ત્રોમાં જીવાત્મા અને પરમાત્માના ભેદને સ્વીકાર્યા છે. જ્યારે તે વિષયે શ્રુતિ જણાવે છે કે **''यदाह्येवैष एतस्मिन्नुदरमन्तरं कुरुते । अथ तस्य भयं भवति ।''** (તૈત્તિરીય શ્રુતિ-બ્રહ્માનંદવલ્લી) ''જ્યારે જે કોઈ આ(પરમાત્મા અને જીવાત્મા)માં જરા સરખો પણ ભેદ કરે છે અર્થાત્ તસુમાત્ર પણ ભેદબુદ્ધિ રાખે છે તેને (તે ભેદદર્શનને કારણે) ભય થાય છે.'' એટલું જ નહીં, શ્રુતિમાં તો ઠેર ઠેર જણાવાયું છે કે કોઈ પણ કર્મ દ્વારા અમરત્વ કે મોક્ષપ્રાપ્તિ શક્ય નથી. શ્રુતિ પણ જણાવે છે કે, **''अमृतत्त्वस्य नाशास्ति वित्तेन''**(બૃહદારણ્યકોપનિષદ-૨/૪/૨) ''અમૃતત્વની આશા ધનથી રાખી શકાય તેમ નથી.'' અર્થાત્ ધન વડે પ્રાપ્ત કોઈ પણ વસ્તુથી અમરતા પ્રાપ્ત થતી નથી. આમ, કર્મ દ્વારા મોક્ષ શક્ય નથી તેવું અન્ય શ્રુતિ પણ જણાવે છે.**''न कर्मणा न प्रजया धनेन त्यागेनैके अमृतत्वमानशुः ।''** (કૈવલ્યશ્રુતિ - ૩) ''કર્મ દ્વારા, પ્રજોત્પત્તિ દ્વારા કે ધન વડે નહીં પરંતુ ત્યાગ દ્વારા જ કેટલાકે અમરતા(મોક્ષ) પ્રાપ્ત કરી છે.'' આમ જણાવી, જગદ્ગુરુ શંકરાચાર્યજીએ અત્રે શાસ્ત્રના શાબ્દિક જ્ઞાનની મર્યાદા દર્શાવી છે. શાસ્ત્રના મંત્રોની સમજથી પ્રાપ્ત પરોક્ષજ્ઞાન જિજ્ઞાસુને બ્રહ્મલોકની પ્રાપ્તિ કરાવી શકે, પરંતુ કૈવલ્યરૂપી મોક્ષ અપાવી શકે નહીં.

બ્રહ્મલોકમાં બ્રહ્માજી દ્વારા તારક વિદ્યા પ્રાપ્ત કરી જ્યારે તે મુમુક્ષુ જીવ અને બ્રહ્મના ઐક્યનો સાક્ષાત્કાર કરે છે ત્યારે જ તેને મોક્ષ પ્રાપ્ત થાય છે તેથી જ જણાવાયું છે કે "**ते ब्रह्मलोकेषु परान्तकाले परामृतात्परिमुच्यन्ति सर्वे ।**" (કૈવલ્ય શ્રુતિ- ૪) "તેઓ સર્વે મરણકાળે (શરીર છોડીને) બ્રહ્મલોકમાં જાય છે અને ત્યાં સર્વથા મુક્ત થઈને પરમ અમૃત સ્વરૂપ થઈ જાય છે." "**तेन ब्रह्मलोकं गतानां तत्रैव कृतसाक्षात्काराणां कैवल्यरूप मोक्षः ।**" "તેઓ બ્રહ્મલોકમાં ગયેલાઓ ત્યાં (બ્રહ્મલોકમાં) જ સાક્ષાત્કાર કરીને કૈવલ્યરૂપ મોક્ષ પામે છે."

આમ, અત્રે પુરુષાર્થ સંબંધી સમજ આપતાં શંકરાચાર્યજીએ જણાવ્યું છે કે યોગ, સાંખ્ય, કર્મ, ઉપાસના કે વિદ્યા વડે મોક્ષ પ્રાપ્ત થતો નથી. પરંતુ જીવાત્મા અને પરમાત્માના એકત્વના જ્ઞાનથી જ મોક્ષ થાય છે.

મુક્તિ માટે આત્મજ્ઞાન પ્રાપ્ત કરવું આવશ્યક છે પરંતુ આત્મા કોઈ વિષય નથી અર્થાત્ તે મુજથી ભિન્ન કે અન્ય કોઈ પદાર્થ નથી. તેમજ દેશ, કાળ અને વસ્તુની મર્યાદાથી પર એવો આત્મા નિત્ય મુક્ત છે. સર્વવ્યાપક આત્મા વાસ્તવમાં તો મારું નિજસ્વરૂપ છે. જ્ઞાનસ્વરૂપ આ આત્મા પોતે જ પ્રકાશસ્વરૂપ છે તેથી પ્રત્યક્ષ કે પરોક્ષ પ્રમાણો દ્વારા પ્રમાણિત થઈ શકે તેમ નથી. તેથી જ તે અપ્રમેય કહેવાય છે. કોઈ પણ સાધન વડે સિદ્ધ ન થઈ શકે તેવો આ આત્મા કઈ રીતે પ્રાપ્ત થાય? તેના ઉત્તરમાં આપણે સમજી લેવું જોઈએ કે આત્મા જો મારું નિજસ્વરૂપ હોય અને તે સર્વવ્યાપ્ત હોય તો મુજને પ્રાપ્ત જ હોય. મારાથી દૂર આત્મા હોઈ શકે નહીં. તેથી તેની પ્રાપ્તિનો પ્રશ્ન તો કંઈક '**प्राप्तस्य प्राप्ति**' જેવો છે. અર્થાત્ જે પ્રાપ્ત છે તેને જ 'છે' એમ જાણવું.

પોતાના જ ગળામાં લટકતો હાર ન દેખાવાથી જો આપણે તેની શોધ સર્વત્ર ચલાવીએ તો, ઘરના કોઈ પણ ખૂણામાંથી તે હાર પ્રાપ્ત થતો નથી. કુટુંબની અન્ય વ્યક્તિ જ્યારે હાર ખોવાઈ ગયા વિશે જાણે છે

ત્યારે હાર શોધનાર બેનંના ગળામાં તે લટકતો જોઈ તે બેનને હારની પ્રાપ્તિ કરાવે છે. ગળામાં લટકતાં હાર પ્રત્યે.સ્વજનના કહેવાથી દૃષ્ટિ નાંખવાથી બેનને ખોવાયેલો હાર પાછો મળે છે. આ ક્રિયામાં વાસ્તવમાં હાર ખોવાયો નહોતો, તે છતાં તેની શોધ હતી. તેવી જ રીતે આત્મા મુજથી ભિન્ન નથી છતાં પણ તેનાથી અજ્ઞાત આપણે તેની પ્રાપ્તિના પ્રયત્નો આદરીએ છીએ. સ્વજનના કહેવાથી ખોવાયેલો હાર પોતાની પાસે જ, પોતા વડે જ, પોતાને જ પ્રાપ્ત થાય છે. તે જ પ્રમાણે આપ્તજન એવા ગુરુવચનો જેવાં કે, **'तत् त्वम् असि'** 'તે તું છે.', વગેરે દ્વારા જીવાત્મા અને પરમાત્માની એકતા સંબંધી ઉપદેશ દ્વારા 'તે આત્મા હું જ છું' એ પ્રમાણે બોધ થાય છે. અર્થાત્ '**अहम्**(હું = જીવાત્મા) એ જ **तत्** (તે = પરમાત્મા) છું', એવી અભેદાનુભૂતિને જ આત્મસાક્ષાત્કાર એટલે કે બ્રહ્મ અને આત્માના એકત્વનું જ્ઞાન કહે છે. આવા જીવાત્મા અને પરમાત્માના ઐક્યનું જ્ઞાન થતાં જ મોક્ષ કે મુક્તિ પ્રાપ્ત થાય છે તેવું જગદ્ગુરુ શંકરાચાર્યજી અહીં સ્પષ્ટપણે સમજાવે છે. જીવ-બ્રહ્મ ઐક્યના જ્ઞાન વિના મુક્તિ કે મોક્ષ મળી શકે નહીં તે વિચારને વધુ સ્પષ્ટ કરવા તેમજ તેને દૃઢ કરવા માટે હવે પછીના શ્લોકોમાં શંકરાચાર્યજી વિવિધ ઉદાહરણ દ્વારા તેની વિશદ છણાવટ કરે છે.

(છંદ-અનુષ્ટુપ)

**वीणायाः रूपसौन्दर्यं तन्त्रीवादनसौष्ठवम् ।**
**प्रजारञ्जनमात्रं तद् न साम्राज्याय कल्पते ॥५९॥**
**वाग्वैखरी शब्दझरी शास्त्रव्याख्यानकौशलम् ।**
**वैदुष्यं विदुषां तद्वद् भुक्तये न तु मुक्तये ॥६०॥**

**वीणायाः रूपसौन्दर्यम्** = (જેમ) વીણાના રૂપનું સુંદરપણું
**तन्त्रीवादनसौष्ठवम्** = તેના તાર વગાડવાની કુશળતા
**तत्** = તે (આ બધું)
**प्रजारंजनमात्रम्** = લોકોની પ્રસન્નતા માટે છે.
**साम्राज्याय** = સામ્રાજ્યની પ્રાપ્તિ માટે
**न कल्पते** = (તેને સાધન) ન કહેવાય.

હોય તો ગુરુ, આચાર્ય કે માર્ગદર્શક બનેલા વ્યાખ્યાતાને માટે અત્રે સૂચન છે કે વક્તાએ સજાગ રહેવું જરૂરી છે. લોકકલ્યાણની મહાન ભ્રાંતિ જેવી અન્ય ભ્રાંતિ અસ્તિત્વમાં નથી, તેથી તેવા ખોટા ખ્યાલમાં રાચી વાક્ચાતુર્ય દ્વારા અન્યને પ્રભાવિત કરવાના પ્રયત્નોથી વક્તાએ મુક્ત રહેવું જોઈએ. વક્તાની વાણીમાં સરિતા જેવી વાક્ધારા હોય, અનાયાસે તેમના મુખ દ્વારા શબ્દોનો પ્રવાહ વહી રહ્યો હોય તેમ છતાં પણ તેઓ આવા સરલ શબ્દપ્રવાહ દ્વારા લોકોને પ્રભાવિત અવશ્ય કરી શકશે પરંતુ બ્રહ્મજ્ઞાનની પ્રાપ્તિ દ્વારા મોક્ષ સિદ્ધ કરી શકશે નહીં. પ્રત્યેક પ્રવક્તાએ હૃદયમાં કોતરી રાખવા જેવો આ સંદેશ છે, કરુણાપૂર્ણ આચાર્યનો આદેશ છે. સુંદર વક્તવ્યના પ્રભાવને કારણે સમાજમાં લોકો માન આપશે, આદર આપશે એટલું જ નહીં વારંવાર વ્યાખ્યાનોનું આયોજન કરી વ્યાખ્યાન માટે નિમંત્રણ આપશે. તેમની વાહ વાહ બોલાવી અભિનંદન આપી વારંવાર તેમનો અહંકાર પોષાય તેવી યોજનાઓનું આયોજન કરશે. પરંતુ તેવા આયોજકને કે પછી પેલા પ્રવક્તાને ખ્યાલ પણ નહીં હોય તેમ, તેમનો આ સદ્ગુણ અર્થાત્ વાક્ચાતુર્ય જ તેમને લોકેષણાથી ઘેરી લેશે.

લોકો દ્વારા થતી પ્રશંસામાં આવી જઈને, 'સ્વયં લોકકલ્યાણ કરે છે' તેવા વહેમમાં આવો પ્રવક્તા જીવતો હોય છે. અંતે લોકકલ્યાણની ભ્રાંતિમાં ડૂબેલો તે આત્મકલ્યાણના માર્ગથી ચલિત થઈ જાય છે.

શ્રુતિ જણાવે છે કે, ''પ્રવચન દ્વારા આત્મસાક્ષાત્કાર શક્ય નથી.'' **''नायमात्मा प्रवचनेन लभ्यः''** (મુંડકોપનિષદ-૩/૨/૩) પરબ્રહ્મ મન, વાણી તથા ઈન્દ્રિયથી અગોચર છે. તેથી વાણી એટલે કે વક્તવ્ય દ્વારા તે પ્રાપ્ત થઈ શકે તેમ નથી. વાણી તેને વર્ણવવા અસમર્થ હોય તો પછી તે વાણીના ઉપયોગ દ્વારા આત્મસાક્ષાત્કાર કઈ રીતે થઈ શકે? માટે જ કહ્યું છે, ''**यतो वाचो निवर्तन्ते अप्राप्य मनसा सह ।**''(તૈત્તિરીયોપનિષદ-બ્રહ્માનંદવલ્લી)

''જ્યાંથી વાણી(પરબ્રહ્મને) સ્પર્શ કર્યા વિના પાછી ફરે છે તે (પરમાત્મા) મન દ્વારા પણ અપ્રાપ્ય છે.'' વાણી કે ઈન્દ્રિય કરતાં મન સૂક્ષ્મ હોવા છતાં પણ તે પરમાત્માને પામી શકતું નથી. તેથી તેવા મન અને ઈન્દ્રિયથી

तद्वत् = તેવી રીતે
वैखरी वाक् = કર્ણપ્રિય વાણી
शब्दझरी = શબ્દોનો અસ્ખલિત પ્રવાહ
शास्त्रव्याख्यानकौशलम् = શાસ્ત્રના વ્યાખ્યાનો કરવામાં કુશળતા
विदुषाम् = વિદ્વાનોની
वैदुष्यम् = વિદ્વત્તા (વગેરે)
भुक्तये = ભોગને માટે છે
न तु मुक्तये = પણ મોક્ષને માટે નથી.

મોક્ષને માર્ગે પ્રયાણ કરતા કરતા પ્રશંસા કે પ્રતિષ્ઠામાં અટવાઈ ન જવાય તે હેતુથી, ભગવાન શંકરાચાર્યજી હવે મુમુક્ષુને સુંદર દૃષ્ટાંત દ્વારા શાસ્ત્રવ્યાખ્યાન કે પ્રવચનની મર્યાદા વિશે સમજાવે છે.

વીણાની સુંદરતા કે તંત્રી અર્થાત્ તાર દ્વારા વગાડવામાં આવતા સાધનો (STRING INSTRUMENTS)ને વગાડવાની કુશળતા લોકોમાં મનોરંજનનું સાધન બની શકે. રાજસભામાં જો આવા વાજિંત્રો વગાડવામાં આવે, તો ખુશ થઈને રાજા તથા અન્ય સભાજનો વાહ! વાહ! પોકારે. પ્રસન્ન થયેલા રાજા તે વાદકને પોતાનો મોતીનો હાર ભેટ આપે, તથા વારંવાર તેનું વાદન સાંભળવા નિમંત્રણ આપે. આમ મનોરંજન કરાવવા માટે કે પ્રશંસા તથા ઈનામ મેળવવા માટે આવી વિદ્યાઓ ઉપયોગી નીવડે છે. પરંતુ તેથી કાંઈ ખુશ થયેલો રાજા વાદકને રાજગાદી આપી દેતો નથી. તેવો વાદક ઘણાં પ્રયત્નો કરી ઉત્તમોત્તમ સંગીત રેલાવે તો પણ કદી તે રાજા બની શકતો નથી. તે જ પ્રમાણે કર્ણપ્રિય, અવિરત, અસ્ખલિત, શબ્દપ્રવાહયુક્ત તથા ચાતુર્ય અને વિદ્વતાપૂર્ણ વાણી વિદ્વાનને પ્રતિષ્ઠા તથા પ્રશંસા પ્રાપ્ત કરવા માટે મદદરૂપ થઈ શકે. તેને સમાજમાં સારા પ્રવક્તા તરીકેની ખ્યાતિ કે પ્રખ્યાતિ અપાવી શકે. પરંતુ તેના વડે તે મુક્તિ કે મોક્ષને પ્રાપ્ત કરી શકે નહીં. આમ, અત્રે વ્યાખ્યાનકાર્યની મર્યાદા સમજાવી શંકરાચાર્યજી તમામ વક્તાઓ, મુમુક્ષુ સાધકોને સુંદર સૂચન આપે છે.

જિજ્ઞાસુ માટે સાધનચતુષ્ટય સંપન્ન અધિકારી બનવાનું આવશ્યક

અગોચર પરમાત્મા પ્રવચન દ્વારા જાણી શકાય નહીં; તો પછી વક્તાનું અભિમાન સેવી વાક્ચાતુર્યને જીવનમાં પ્રાધાન્ય આપી જીવનને નિષ્ફળ શા માટે બનાવવું જોઈએ? વાસ્તવમાં તો પ્રત્યેક વ્યક્તિ જે કંઈ ભોગવે છે તે તો તેને પ્રાપ્ત તેના ગતજન્મોના કર્મોનું જ ફળ છે. પૂર્વે કરેલા કર્મોના માપ મુજબ પ્રાપ્ત કર્મફળની ચાવી ભરી કર્મફળદાતાએ સર્વને આ ધરા પર મોકલ્યા છે. ચાવીવાળા રમકડાં થઈ આપણે જીવનભર પરમાત્માના હાથના રમકડાં બની તેમણે ભરેલી ચાવી ખલાસ ન થાય ત્યાં સુધી આ જગતમાં રમતા રહેવાનું છે. પ્રતિક્રિયાથી મુક્ત થઈ જે કોઈ પાત્ર ભજવવા માટે પરમાત્માએ આપણને જેવી જેવી ઉપાધિની વેશભૂષા આપી હોય, તે પ્રમાણે તેવા વેશમાં ઈશ્વર દ્વારા પૂર્વયોજીત અને પૂર્વનિશ્ચિત પાત્રને જગતના મંચ ઉપર ભજવ્યા કરવાનુંછે. નાટકના સંવાદોની જેમ શાસ્ત્રવચનોના વક્તવ્યો ભલે બોલાતા જાય પરંતુ પોતે તો પરમાત્મા દ્વારા પૂર્વનિશ્ચિત સંવાદોનું જ ઉચ્ચારણ માત્ર કરે છે અર્થાત્ પોતે તો માત્ર પાત્ર જ ભજવે છે એમ સમજી, પ્રવચનકાર તરીકેના સ્વયંના અહંકારને ત્યાગવો જોઈએ. વક્તાના અભિમાનથી મુક્ત રહેવું જોઈએ. જો તેમ સમજવામાં નહીં આવે તો તેવા પ્રવચનો, આત્મચિંતનનું ફળ એવી મુક્તિ અપાવી શકશે નહીં. માટે જ સાચો ઉપનિષદનો વક્તા તો એવું સ્પષ્ટપણે સમજે છે કે પોતે બોલતો નથી પરંતુ ઉપનિષદની વાણી એના દ્વારા બોલાવાઈ રહી છે. પરંપરાને પ્રાપ્ત એવા સાચા સંતો પરંપરાને જીવંત રાખવા માટે જ નિમિત્તભાવે વ્યાખ્યાનો આપતા હોય છે છતાં પોતે, વ્યાખ્યાતાના મિથ્યાભિમાનથી મુક્ત હોય છે. તેવો સાચો વક્તા જાહેરમાં સ્પષ્ટપણે જણાવે છે કે આ જે કંઈ વાણી દ્વારા અભિવ્યક્ત થઈ રહ્યું છે તેમાંનું કશું જ પોતાનું નથી. આ કર્ણપ્રિય વિદ્વતાપૂર્ણ અસ્ખલિત વાણી દ્વારા જે કંઈ જણાવાઈ રહ્યું છે તે સર્વ કંઈ પરંપરાગત પ્રાપ્ત છે. આ જે કંઈ ઉપલબ્ધ છે તે સર્વ કંઈ ભગવાન વ્યાસની જ વાણી છે. **''व्यासोच्छिष्टं जगत् सर्वम् ॥''** અન્ય કોઈ વક્તા તો શું સ્વયં ભગવાને પણ ભગવદ્‌ગીતામાં જાહેર કર્યું છે કે સર્વ કંઈ પરંપરાગત પ્રાપ્ત થયું છે.

**''एवं परंपरा प्राप्तमिमं राजर्षयो विदुः ।''**

(ભ.ગીતા અ.૪-૨)

''આ પ્રમાણે પરંપરાથી પ્રાપ્ત થયેલા આ(જ્ઞાનયોગને) રાજર્ષિઓ

જાણતા હતા.'' સાચા સાધકે, વક્તાએ કે શ્રોતાએ સમજવાની જરૂર છે કે ખરેખર વક્તા એટલે કોણ? અને શ્રોતા એટલે કોણ? વાસ્તવમાં તો આપણું મન જ વક્તા અને આપણું મન જ શ્રોતા છે. ગુરુ કે શિષ્ય તથા વક્તા કે શ્રોતા આપણી બહાર નહીં પરંતુ આપણી અંદર છે. ગુરુજનો પાસેથી પર્યાપ્ત શ્રવણ કર્યા બાદ એકાંતમાં રહી જો આપણે વિચારીશું તો આપણા દ્વારા જ આપણને સાચું શ્રવણ સંપન્ન થશે. અધ્યાત્મના માર્ગે શ્રવણ દ્વારા શુદ્ધ બનેલું વિવેકી મન જ આપણો વક્તા કે ગુરુ છે અને આપણું અવિવેકી મન જ શ્રોતા કે શિષ્ય છે. વિષયવાસનામુક્ત મન વક્તા છે અને વિષયવાસનાગ્રસ્ત મન જ શ્રોતા છે. આમ જ્યારે પોતાના મનમાં જ શ્રોતા કે વક્તા અર્થાત્ શિષ્ય કે ગુરુ જન્મશે ત્યારે જ એકત્વના જ્ઞાન દ્વારા અભેદ આત્માની પ્રાપ્તિ થઈ શકશે. પરમાર્થે તો શિષ્યના કાલ્પનિક અજ્ઞાનને નાબૂદ કરવા માટે પોતે ઉપાધિમુક્ત હોવા છતાં શિષ્યના કલ્યાણાર્થે ગુરુની ઉપાધિ ધારણ કરી વક્તા નાટક રચે છે. માત્ર અજ્ઞાનકાળમાં જ ગુરુ અને શિષ્ય જેવા ભેદ વ્યવહારમાં ઊભા કરે છે. જ્ઞાનપ્રદાન કર્યા બાદ શિષ્ય જ્યારે સંશયમુક્ત બને છે, તેનું અજ્ઞાન નાબૂદ થાય છે ત્યારે સ્વયં ગુરુ જ જાહેર કરી તેને જણાવી દે છે કે અજ્ઞાનની નાબૂદી અર્થે વ્યવહારમાં ગુરુ અને શિષ્ય જેવા ભેદ ઊભા કરી અત્યાર સુધી આપણે બંનેએ માત્ર નાટક જ કર્યું હતું. પરંતુ હવે અભેદદૃષ્ટિ પ્રદાન કર્યા બાદ, હું સ્પષ્ટપણે જણાવું છું કે નથી તું કોઈનો શિષ્ય કે નથી હું કોઈનો ગુરુ. વાસ્તવમાં તો એક અને અદ્વિતીય પરબ્રહ્મ માત્ર સર્વત્ર વ્યાપીને રહેલું છે.

**''न बन्धुर्न मित्रं गुरुर्नैव शिष्यः चिदानन्दरूपः शिवोऽहम् शिवोऽहम् ॥''**

''નથી કોઈ બંધુ કે નથી કોઈ મિત્ર, નથી હું ગુરુ કે શિષ્ય પણ નથી. હું તો ચિદાનંદસ્વરૂપ શિવ છું, હું શિવ છું.'' આમ આત્મષટ્ક દ્વારા પણ સમજાવવામાં આવ્યું છે કે વ્યવહારમાં દેખાતા ભેદ, માત્ર અજ્ઞાનનું જ પરિણામ છે. એક અને અદ્વિતીય આત્મજ્ઞાનમાં ભેદ તમામ સમાપ્ત છે. આમ હોવાથી, સૌ વિદ્વાન વક્તાએ યાદ રાખવું જોઈએ કે પોતે મોક્ષમાર્ગનો પ્રવાસી છે તેથી પ્રવચન ભોગનું માધ્યમ નહીં પરંતુ મોક્ષનું સાધન છે. આવું જો સમજાશે તો જ પ્રવચન પ્રતિષ્ઠાપ્રાપ્તિના પ્રયોજનાર્થે નહીં પરંતુ પ્રમાદત્યાગનું સાધન બની પરમાર્થે મદદરૂપ થશે.માટે જ શ્રુતિમાં પણ જણાવાયું છે કે,

"स्वाध्यायप्रवचनाभ्यां न प्रमदितव्यम् ।"

(તૈત્તિરીયોપનિષદ-શિક્ષાવલ્લી)

"સ્વાધ્યાય અને પ્રવચન માટે પ્રમાદ કરવો જોઈએ નહીં."

આમ પ્રવચનની વાત તો શાસ્ત્રગત છે, શ્રુતિનો આદેશ છે. પરંતુ મા શ્રુતિએ કૃપા કરી આરુરુક્ષુ સાધકને તેના સાધનરૂપે વર્ણવ્યું છે. પરંતુ આત્મનિષ્ઠ વ્યક્તિના વક્તવ્યો તેમના માટે સાધનરૂપે નહીં પરંતુ તેમના આત્મરમણ અર્થે કે નિજાનંદની મસ્તી માટે હોય છે. બ્રાહ્મી સ્થિતિમાં રહેલી આવી બ્રહ્મજ્ઞાની વ્યક્તિ પ્રવચન કરે કે ન કરે તેવી વ્યક્તિ માટે પ્રવચનાર્થે કોઈ પણ પ્રકારનો આદેશ, સંદેશ કે ઉપદેશ શાસ્ત્રોએ આપેલો નથી.

તાત્પર્યમાં સાધનચતુષ્ટયસંપન્ન થયા બાદ ગુરુ ચરણમાં શરણ પ્રાપ્ત કર્યું હોય અને મોક્ષાર્થે જીવન વ્યતીત કરતા હોય તેવા કોઈ પણ સાધકે સ્પષ્ટપણે સમજી લેવું કે પ્રવચન તો સ્વયંની સાધનાનું માધ્યમ માત્ર છે. વાંચવા માટે પેટાવેલી બત્તી વાચકને શબ્દો ઉકેલવા મદદરૂપ થાય છે તેથી કંઈ વાચક બત્તીને કે પ્રકાશને મહત્ત્વ આપી તેની સામે જોયા કરતો નથી, પરંતુ બત્તીના ઉજાસમાં વાંચનરૂપી પોતાનું ધ્યેય સિદ્ધ કરી લે છે. તેવી જ રીતે પ્રવચનકાર્ય સાધનાપથમાં બત્તીરૂપી સાધન જેવું પુરવાર થયેલું છે. પ્રવચનકાર્યની મદદથી પ્રમાદ છોડી સાધકે આત્મચિંતન કરી આત્મજ્ઞાનની પ્રાપ્તિરૂપી સાધ્ય સિદ્ધ કરી લેવું જોઈએ. આવા પોતાના પ્રયત્નમાં કે પોતાની સાધનામાં, પોતે જો પ્રવચનકાર્યરૂપી દીવો પ્રગટાવ્યો હોય તો તેવા દીપકના ઉજાસમાં શ્રોતા બની કોઈ મુમુક્ષુ આવે અને પોતાની જીવનકિતાબના પાનાં વાંચવા પ્રેરાય અને ઉકેલવા મથે તો તેવો જિજ્ઞાસુ શ્રોતા ભલે આપણા દ્વારા થતા પ્રવચનકાર્યના ઉજાસનો લાભ લે. પરંતુ કદાપિ એવું ન વિચારવું કે સ્વયં જ્ઞાની છે, સિદ્ધ છે અન્યથી જુદો અને મહાન છે. શ્રોતા બની સન્મુખ બેઠેલો વ્યક્તિ અબુધ, અજ્ઞાની અને પોતાનાથી નિમ્ન છે એવો ભાવ જો પેદા થશે અને પ્રવચનકાર તરીકે સાધક જો સ્વયંને ઓળખશે તો પછી પ્રવચનકાર્ય તેના માટે ધર્મ નહીં પરંતુ ધંધો બની જશે. આથી જ સૌએ યાદ રાખવું કે પ્રવચનરૂપી **ધર્મકાર્યને ધંધો બનાવાય નહીં પરંતુ સ્વયંનો ધંધો ધર્મયુક્ત હોવો જોઈએ.**

નિષ્કર્ષમાં શંકરાચાર્યજીએ સર્વ ગુરુ, શિષ્ય, સાધુ, સંન્યાસી, વક્તા તથા શ્રોતાને સ્પષ્ટ માર્ગદર્શન આપતાં અત્રે જણાવ્યું છે કે કોઈએ પોતાના અંતિમ ધ્યેયથી વિચલિત ન થવાય તે માટે સજાગ રહેવું જરૂરી છે. પ્રવચનને ધંધાનું કે મનોરંજનનું માધ્યમ ન બનાવતાં સિદ્ધિનું સાધન બનાવવું જોઈએ. મોક્ષમાર્ગના તમામ પથિકે સરિતા પાસેથી દૃઢ નિર્ધારનો બોધ લેવો જરૂરી છે. સરિતા એકવાર પોતાના પિતા પર્વતરાજ પાસેથી દૃઢ નિર્ણય કરી વિદાય લે છે, રસ્તામાં અથડાય છે, કૂટાય છે, અવરોધાય છે તેમ છતાં પોતાના વહેણને અટકાવ્યા વગર ધ્યેયની દિશામાં વહયા કરે છે. માર્ગમાં રોકાયા વગર સાગરને મળવા પ્રતિપળ ઉત્સુક રહી વહયા કરે છે. સાગરને મળે છે ત્યારે નામ અને આકારને ગુમાવી જળમાં એકાકાર થઈ જાય છે. બસ, આ જ પ્રમાણે સર્વ મુમુક્ષુએ પ્રશંસા કે નિંદાના,પ્રતિષ્ઠા કે ધનના લોભમાં આડાં-અવળાં ન જતાં અંતિમ ધ્યેયની પ્રાપ્તિ સુધી, સરિતાની જેમ અવિરતપણે મથતાં રહી, નામ અને આકારનું સમર્પણ કરી, નિરાકાર અને અનામી એવા પરમાત્મા સાથે એકાકાર થઈ, જીવનનું ધ્યેય પ્રાપ્ત કરવું જોઈએ. પરમાત્માના મિલન દ્વારા જીવન સાર્થક બનાવી કૃતાર્થતાને પ્રાપ્ત કરવી જોઈએ.

(છંદ-અનુષ્ટુપ)

**अविज्ञाते परे तत्त्वे शास्त्राधीतिस्तु निष्फला ।**
**विज्ञातेऽपि परे तत्त्वे शास्त्राधीतिस्तु निष्फला ॥६१॥**

| | | | |
|---|---|---|---|
| **परेतत्त्वे** | = (જેવી રીતે) પરમતત્ત્વ | **परे तत्त्वे** | = (તેવી રીતે) પરમતત્ત્વ |
| **अविज्ञाते** | = ન સમજાયું હોય તો | **विज्ञाते** | = સમજાઈ ગયું હોય |
| **शास्त्राधीतिः** | = શાસ્ત્રનું અધ્યયન | **अपि तु** | = તો પણ |
| **तु** | = પણ | **शास्त्राधीतिः** | = શાસ્ત્રનું અધ્યયન(હવે) |
| **निष्फला** | = ફળરહિત(નકામું છે.) | **निष्फला** | = નકામું છે. |

પ્રસ્તુત શ્લોકમાં શાસ્ત્રોની મર્યાદાનું દર્શન કરાવતા જગદ્‌ગુરુ શંકરાચાર્યજી જણાવે છે કે ધ્યેયસિદ્ધિ પ્રાપ્ત કર્યા બાદ શાસ્ત્રો નિરર્થક છે. તથા શાસ્ત્રનો સાર એવા આત્મતત્ત્વનું જ્ઞાન ન થાય તો પણ શાસ્ત્રનું અધ્યયન નકામું

નીવડે છે.

જીવનભર પુરુષાર્થ કરી અનેક શાસ્ત્રોનું અધ્યયન કર્યું હોય, વેદવેદાંતપારંગત થયા હોઈએ, પરંતુ વેદના રહસ્યને જાણી શક્યા ન હોઈએ તો માત્ર શાસ્ત્રોના શબ્દો આપણે માટે ભારરૂપ જ પુરવાર થાય છે. શાસ્ત્રના અધ્યયનનો હેતુ તો આત્મજ્ઞાનની પ્રાપ્તિ કે આત્મસાક્ષાત્કાર છે. હેતુની પ્રાપ્તિ માટે અનેક પુસ્તકોનું અધ્યયન થાય, પઠન-પાઠન થાય, એટલું જ નહીં પરંતુ શાસ્ત્રો જીભને ટેરવે રમતા થઈ જાય છતાં હેતુ સિદ્ધ ન થયો હોય તો આરંભેલું વેદાધ્યયનનું કાર્ય નિષ્ફળ જાય છે. પઠનપાઠન અર્થે ઉપયોગમાં લીધેલો જીવનનો સમય તથા શક્તિનો વ્યય થાય છે. તેટલું જ નહીં, પરંતુ તેવા વિદ્વાનો માટે તો શાસ્ત્રો ભારરૂપ જ પુરવાર થાય છે. તેમની દશા ભારવાહી ગર્દભ જેવી છે. ચંદનના લાકડાં ઉપાડીને લઈ જનાર ગધેડાંને ચંદનની સુવાસ ઉપયોગી થતી નથી તદુપરાંત કિંમતી લાકડું હોવા છતાં તે ભાર હળવો કરવામાં મદદરૂપ થતું નથી. અન્ય પદાર્થોની જેમ ચંદનનું લાકડું પણ તેને તો માત્ર બોજારૂપ જ બને છે. તેવા કિંમતી લાકડાંનો ઉપયોગ તો તેનો માલિક જ કરે છે. અર્થાત્ ગર્દભે ઉપાડેલો ભાર સ્વયંને ઉપયોગી ન બનતાં તેના માલિકને મદદરૂપ બને છે. તે જ પ્રમાણે વિદ્વાનોએ કરેલું શાસ્ત્રાધ્યયન જો ધ્યેયની સિદ્ધિ ન કરાવે તો તે પણ ગર્દભે ઉપાડેલા ભાર જેવું જ પુરવાર થાય છે. માટે જ પૂ. શ્રીરંગઅવધૂતજીએ જણાવ્યું છે કે,

જ્ઞાની ખપ્યો પોથાં પઢી, ખોલો વહી ચંદન મૂવો!
માંહે ખજાનો જે ભર્યો હા! અન્યને તે સાંપડ્યો!!

(અવધૂતી આનંદ)

આમ, પરમતત્ત્વનું જ્ઞાન ન થાય તો ગમે તેટલી વિદ્વત્તા પણ નકામી અને નિરર્થક નીવડે છે. એ જ પ્રમાણે જેને તત્ત્વનું જ્ઞાન થઈ ગયું છે, જે વેદોના સારને સમજી ચૂક્યો છે, ઉપનિષદના રહસ્યને આત્મસાત કરી શક્યો છે, પ્રવચનોને સાધન બનાવી સાધ્ય આત્મવસ્તુને માણી ચૂક્યો છે તેવા આત્મજ્ઞાનીને પણ શાસ્ત્ર-અધ્યયનની આવશ્યકતા રહેતી નથી. છતાં આત્મરમણ માટે તેવો જ્ઞાની, શાસ્ત્ર વાંચે, વંચાવે, તેનો અભ્યાસ કરે કે તેનું અધ્યયન કરે અગર પ્રવચન કરે

તો તેની જ્ઞાનનિષ્ઠાને કોઈ હાનિ પણ પહોંચતી નથી.

નિષ્કર્ષમાં શાસ્ત્ર-અધ્યયન કરવાં છતાં જો અસંગશસ્ત્ર ન સાંપડયું તો અધ્યયન નિરર્થક અને નકામું છે. જેને આત્મચિંતનથી અસંગશસ્ત્ર ઉપલબ્ધ છે અને તેવા શસ્ત્રથી જેણે સંસારવૃક્ષનો ઉચ્છેદ કર્યો છે તેવા તત્ત્વજ્ઞાનીને માટે હવે શાસ્ત્રાભ્યાસ નિરર્થક છે. જેવી રીતે અનેક તીર્થોની યાત્રા કર્યા પછી પણ જો અંતઃકરણ શુદ્ધ ન થાય તો યાત્રા નકામી છે અને જેનું અંતઃકરણ શુદ્ધ થયેલું જ છે તેને માટે તીર્થાટનની કોઈ આવશ્યકતા નથી.

(છંદ-અનુષ્ટુપ)

**शब्दजालं महारण्यं चित्तभ्रमणकारणम् ।**
**अतः प्रयत्नाज्ज्ञातव्यं तत्त्वज्ञात्तत्त्वमात्मनः ॥६२॥**

**चित्तभ्रमणकारणम्** = ચિત્તને ભમાવવામાં કારણરૂપ
**शब्दजालम्** = શબ્દોનો સમૂહ
**महा-अरण्यम्** = મહાવન (જેવો છે)
**अतः** = માટે(શબ્દજાળમાં ન ફસાતાં)
**तत्त्वज्ञात्** = તત્ત્વજ્ઞાની પાસેથી
**आत्मनः** = આત્માનું
**तत्त्वम्** = તત્ત્વ
**प्रयत्नात्** = પ્રયત્નપૂર્વક
**ज्ञातव्यम्** = જાણવું જોઈએ.

શ્રદ્ધાવાન મુમુક્ષુને કરુણાસભર સદ્‌ગુરુ જણાવે છે કે શાસ્ત્રના ગ્રંથોમાં જે તર્કવિતર્ક, વાદવિવાદ કે માથાના વાળની પણ ચામડી ખેંચી લે તેવી વિદ્વાનોની સૂક્ષ્મ ચર્ચાઓ કે ચપળ વક્તાની પ્રભાવિત કરનારી મોહક વાણી અન્ય કંઈ નહીં પણ શબ્દજાળનું મહાન અરણ્ય છે. એ શબ્દજાળમાં ભ્રમિત થયેલા ઘણા શ્રોતા, સાધકો કે મુમુક્ષુઓ શબ્દને અવશ્ય પકડે છે પરંતુ તેના સાર્થક અર્થો કે શબ્દસંકેતો તેમને હૃદયગમ્ય થતાં નથી. તેથી શાસ્ત્રનો અભ્યાસ કરવા છતાં તેઓ ન તો અંતઃકરણશુદ્ધિને પ્રાપ્ત કરી શકે છે કે ન તો તત્ત્વાનુસંધાન કરી સાક્ષાત્કારાર્થે પ્રયાણ કરી શકે છે. બલકે શબ્દોની મોહજાળમાં અટવાઈ માત્ર પંડિતાઈનું બિરુદ પ્રાપ્ત કરે છે. તેઓ સર્વાત્મદષ્ટિ પ્રાપ્ત કરી શકતા નથી કે આત્મજ્ઞાની થઈ શકતા નથી. માટે સાચા મુમુક્ષુએ ન તો શાસ્ત્રોના વાદવિવાદમાં પડવું કે ન તો

કીમિયો. આમ, વસ્તુ સ્પષ્ટ થાય છે કે શાસ્ત્રોના અભ્યાસ બાદ જો જ્ઞાન ન થાય તો શાસ્ત્રોને નકામા વળગી રહેવું નિરર્થક અને નકામું છે અને જો વેદનું મૂળ કે શાસ્ત્રોનો સૂર પકડાયો હોય અગર ગીતા જેવા મોક્ષશાસ્ત્રથી અસંગશસ્ત્ર ઉપલબ્ધ થયું હોય કે જેના સહારે સંસારવૃક્ષનો ફરી ઉદય ન થાય તેમ ધ્વંસ કરવામાં સફળતા મળી હોય તો જ શાસ્ત્રોનું અધ્યયન, વાંચન કે મનન સાર્થક થયું કહેવાય. જેમ સિગારેટના ડબ્બા ઉપર લખેલું હોય છે કે સિગારેટ પીવી સ્વાસ્થ્યને હાનિકારક છે.'CIGARETTE SMOKING IS INJURIOUS TO HEALTH' તે પ્રમાણે હાલમાં તમાકુના કેટલાંય પ્રકારના મસાલાના પેકેટ ઉપર પણ સૂચના લખી હોય છે કે તમાકુ ચાવવી હાનિકારક છે.'TOBACCO CHEWING IS HARMFUL FOR HEALTH' આવી સૂચના કે સાવચેતી કેટલાંય સિગારેટ પીનારા કે તમાકુ ચાવનારા નિશદિન વાંચે છે છતાં તેવી સૂચના ન તો તેમના વિચાર કે વર્તનમાં પરિવર્તન લાવે છે કે ન તો તેમને સિગારેટ પીતા કે તમાકુ ખાતા અટકાવી શકે છે. તેથી સ્પષ્ટ થાય છે કે તેમણે આવી સૂચના વાંચી અવશ્ય છે પરંતુ તેઓ આંધળા છે. તેમણે આવી સૂચના આંખે જોઈ છે છતાં તેમની બુદ્ધિ કે મને તે સૂચના સ્વીકારી નથી. તેથી સિગારેટના ધુમાડાથી કે તમાકુના વ્યસનથી તેમને ચઢેલું ઝેર કદાપિ આવી સૂચનાથી ઉતરી શકે નહીં. તેવી જ રીતે સમજવાનું કે અજ્ઞાનરૂપી સર્પ જેને કરડ્યો હોય અને જે અજ્ઞાનઝેરથી મુક્ત થવા તરફડિયાં મારતો હોય તેને અર્થસમજણ વગરના મંત્ર રટણથી કે યાંત્રિક રીતે શાસ્ત્રોનું અધ્યયન કરવાથી અગર પૈસા આપી ભાડૂતી પૂજાપાઠ કરનારા રાખવાથી કે તેમની પાસે મંત્રોચ્ચાર કરાવવાથી કદાપિ અજ્ઞાનનું ઝેર ઉતરશે નહીં. માટે જ મુમુક્ષુએ કોઈ શ્રોત્રિય અને બ્રહ્મનિષ્ઠ સદ્‌ગુરુ પાસે જઈ અજ્ઞાનનું મારણ(ANTIDOTE), જ્ઞાન જેવી દવા લઈ અજ્ઞાનરૂપી ઝેરથી મુક્ત થવા સલાહ-સૂચન માગવી જોઈએ. સદ્‌ગુરુના ઉપદેશનું શિષ્યભાવે શ્રદ્ધા દ્વારા અનુકરણ કરવું જોઈએ કારણકે ગુરુ દ્વારા ઉપદેશાયેલા આત્મજ્ઞાનના ઉપદેશના શ્રવણ સિવાય અજ્ઞાનરૂપી ઝેર ઉતારવાનો અન્ય કોઈ ઉપાય વાસ્તવિક હોતો નથી.

(છંદ-અનુષ્ટુપ)

**न गच्छति विना पानं व्याधिरौषधशब्दतः ।**
**विनाऽपरोक्षानुभवं ब्रह्मशब्दैर्न मुच्यते ॥६४॥**

ગુરુ કે આચાર્યની મદદ વિના, પોતે જાતે જ શાસ્ત્રોના અર્થ ઉકેલવા પ્રયત્ન કરવો. કારણકે તેવું કરવામાં તો નિશ્ચિત તેઓ શબ્દોના મહારણ્યમાં એવા તો ખોવાઈ જશે કે જન્મોજન્મ સુધી ભટકવા છતાં, માત્ર શબ્દોના થોથાં કે પોથાં જ હાથમાં આવશે અને શબ્દમાં સંતાએલો અક્ષર પરમાત્મા તેમના જીવનમાંથી સદાને માટે ગુમનામ થઈ જશે. માટે અત્રે શંકરાચાર્યજીનું સૂચન છે કે શ્રદ્ધાવાન અને નિષ્ઠાયુક્ત મુમુક્ષુએ કોઈ સાચા તત્ત્વવેત્તાનું શરણ સ્વીકારી પોતાનામાં શિષ્યભાવને જાગ્રત કરી, અહંકાર ઝુકાવી, પ્રશ્ન પૂછી આત્મતત્ત્વને જાણવા પ્રયત્ન કરવો જોઈએ. તેમાં જ તેનું શ્રેય છે.

(છંદ-અનુષ્ટુપ)

अज्ञानसर्पदष्टस्य ब्रह्मज्ञानौषधं विना ।
किमु वेदैश्च शास्त्रैश्च किमु मन्त्रैः किमौषधैः ॥६३॥

अज्ञानसर्पदष्टस्य = જેને અજ્ઞાનરૂપી સાપ કરડ્યો હોય તેને
ब्रह्मज्ञान–औषधम् विना = બ્રહ્મજ્ઞાનરૂપી ઔષધ વગર
किम् उ वेदैः च शास्त्रैः च=વેદો અને શાસ્ત્રોથી શું?
किम् उ मन्त्रैः = મંત્રોથી શું? (અને)
किम् औषधैः = (અન્ય) ઔષધોથી શું?

જે તરસ્યો હોય તેને પાણી સિવાયના પીણાં કે પેય નિરર્થક અને નકામા છે, ભૂખ્યાને અન્ન સિવાયની કોઈ પણ સામગ્રી તૃપ્તિ આપી શકે નહીં. તે જ પ્રમાણે જેને અજ્ઞાનરૂપી સર્પનું ઝેર ચઢ્યું છે તે માત્ર આત્મજ્ઞાનરૂપી દવાથી જ ઉતરી શકે તેવું છે. જ્ઞાન વિનાનું ઔષધ તેને અજ્ઞાનના ઝેરથી મુક્તિ અપાવી શકે તેમ નથી. તેથી સ્પષ્ટ થાય છે કે માત્ર શાસ્ત્રના મંત્રોનું રટણ, ગોખણપટ્ટી કે સમજ્યા વિનાનું ઉચ્ચારણ અગર શાસ્ત્રવાક્યોનો તત્ત્વાર્થ કે રહસ્ય જીવનમાં ઉતાર્યા વગરનું શાસ્ત્રનું અધ્યયન માત્ર પંડિત બનવા માટે કે કોઈ પદવી ધારણ કરવા માટે કરેલું હોય, તો તેવું અધ્યયન અજ્ઞાનની નાબૂદી કરવા માટે કદાપિ કામ આવતું નથી. માટે શાસ્ત્રના અભ્યાસથી જો આત્મજ્ઞાન પ્રાપ્ત ન થાય તો સંસારસાગર તરવાનો, ન મળે ઉપાય કે બંધનથી મુક્ત થવાનો ન જડે કોઈ

| | | | |
|---|---|---|---|
| पानं विना | = (જેવી રીતે) (ઔષધ) પીધા વગર | अपरोक्षानुभवम् | = (તેવી રીતે) અપરોક્ષાનુભૂતિ |
| औषधशब्दतः | = દવાના નામનું રટણ કરવાથી | विना | = વગર |
| व्याधिः | = રોગ | ब्रह्मशब्दैः | = બ્રહ્મશબ્દનું રટણ કરવાથી |
| न गच्छति | = નાબૂદ થતો નથી, | न मुच्यते | = મોક્ષ થતો નથી. |

## સ્વાનુભવની આવશ્યકતા

શંકરાચાર્યજી ભવમુક્તિ કે આત્મસાક્ષાત્કાર સંદર્ભે એક માર્મિક સૂચના આપે છે કે જેમ કોઈ પણ વ્યાધિગ્રસ્ત દર્દીને રોગમુક્ત થવા માટે રોગનાબૂદીની દવા આરોગવાનું કર્મ કરવું પડે છે તેમ જ દવા લીધા છતાંય રોગ પ્રમાણે ચરી પણ પાળવી પડે છે. ઉપરાંત દર્દથી મુક્તિ માટે અને પુનઃ સ્વાસ્થ્યપ્રાપ્તિ માટે જરૂરી ઊંઘ, આરામ અને ખોરાક પણ લેવા પડે છે. તેમ ન કરતાં હઠીલા રોગ ઝડપથી દૂર થતા નથી. ઉપરાંત જો ચેપી રોગ અગર જીવલેણ રોગ હોય તો દવા, ઉપચાર બધું જ ખૂબ તાત્કાલિક અને અસરકારક રીતે લેવું પડે છે, નહીં તો જીવન નષ્ટ થવાની પણ સંભાવના રહે છે. આમ, જો સામાન્ય શરીરના રોગ માટે પણ સાવધાનીપૂર્વકનો તાત્કાલિક ઇલાજ જરૂરી હોય છે તો પછી જન્મોજન્મનાં સંસારબંધનરૂપી ભવરોગને નિર્મૂળ કરવા માટે તો સાવધાની અને અસરકારક ઉપાયની જરૂર પડે તેમાં ક્યાં આશ્ચર્ય હોય? આવા શારીરિક રોગ માટે જો કોઈ ભણેલો માણસ એવું સમજે કે પોતાને રોગની દવા ખબર છે, એક નહીં પણ અનેક દવાના નામ મોઢે છે. અરે! ડોક્ટરની ચકાસણી બાદ તેણે આપેલા તબીબી સલાહસૂચનપત્રો (PRESCRIPTIONS) પોતાના ખિસ્સામાં લઈને ફરનારો જો એવી ભ્રાંતિમાં હોય કે ડોક્ટરના સૂચનાપત્રો કે દવાના નામો પાસે હોવાથી કે મોઢે યાદ રાખવાથી દર્દ મટી જશે અને સ્વાસ્થ્ય પ્રાપ્ત થશે તો તે મહાન ભ્રાંતિ છે. તેવી જ રીતે સ્મૃતિ, શ્રુતિ કે શાસ્ત્રોના મંત્રો મુખપાઠ હોય, આખી ગીતા કોઈ કડકડાટ બોલી શકે તેમ હોય, અગર સમજ્યા વિના 'બ્રહ્માસ્મિ', 'હું બ્રહ્મ છું', એવું રટણ કરવાથી કંઈ ભવરોગ દૂર થતો નથી કે દેહ-તાદાત્મ્ય તૂટતું નથી, અગર બ્રહ્મસાક્ષાત્કાર પણ થઈ શકે નહીં. તે માટે

તો દવા લેવાનું કર્મ અને પાળવાની ચરી જેવી ક્રિયામાં ઉતરવું જ પડે. માટે ભવરોગથી પીડાતા સાધકે સાધનચતુષ્ટય જેવી પ્રક્રિયામાં પડી, શ્રદ્ધા અને નિષ્ઠાપૂર્વક સાધનારૂપી ચરી પાળી, તેવા સાધનો હસ્તગત કરવાં પડે. ઉપરાંત શિષ્યભાવે સદ્ગુરુશરણમાં શરણાગતિ સ્વીકારી, ચિત્તશુદ્ધિના પ્રયોગો પણ આદરવા પડે. ત્યારબાદ, સેવા-સુશ્રુષા દ્વારા ગુરુકૃપા સંપન્ન કરી, સૌ પ્રથમ શાસ્ત્રગત પરોક્ષજ્ઞાન પ્રાપ્ત કરવું પડે. ત્યાબાદ ચિંતન,મનન અને નિદિધ્યાસન દ્વારા પાત્રતા મુજબ અપરોક્ષ આત્મજ્ઞાન જાતે જ મેળવવું પડે. તેવા અપરોક્ષજ્ઞાન વિના પાસે રાખેલા અનેક ગ્રંથો, શાસ્ત્રોના સાંનિધ્યથી કે યાંત્રિક 'હું બ્રહ્મ છું' તેવા રટણથી ભવબંધન તૂટશે નહીં, દશ્યપ્રપંચની નાબૂદી થશે નહીં અને આત્મસાક્ષાત્કારના પડછાયાને પણ સ્પર્શ પામી શકાશે નહીં. માટે દરેક મુમુક્ષુએ યોગ્ય અને વિશિષ્ટ સાધનનો ઉપયોગ કરી, જાતે જ ભવરોગ નાબૂદી કે આત્મજ્ઞાનની પ્રાપ્તિની પ્રક્રિયામાં પડવું પડશે.

(છંદ-અનુષ્ટુપ)

**अकृत्वा दृश्यविलयमज्ञात्वा तत्त्वमात्मनः ।**
**बाह्यशब्दैः कुतो मुक्तिरुक्तिमात्र फलैर्नृणाम् ॥६५॥**

**दृश्यविलयम्** =દશ્યપ્રપંચનો વિલય
**अकृत्वा** =કર્યા વગર,
**आत्मनः तत्त्वम्** =આત્માનું વાસ્તવિક સ્વરૂપ
**अज्ञात्वा** = જાણ્યા વગર,
**उक्तिमात्र फलैः**=કથન માત્ર ફળવાળા
**बाह्यशब्दैः** =બહારના શબ્દોથી
**नृणाम्** =મનુષ્યોની
**मुक्तिः** =મુક્તિ
**कुतः** =ક્યાંથી થાય?

અપરોક્ષાનુભૂતિ માટેની અપૂર્વ શરતનો નિર્દેશ કરતાં આચાર્યશ્રી અત્રે જણાવે છે કે, જેનું મન દશ્યજગતના ભૌતિક પદાર્થોની આસક્તિમાં સપડાયેલું છે તેવું મન હંમેશા ચંચળ હોય છે. તેવા ચંચળ મન દ્વારા ન તો આત્મચિંતન થાય કે ન બ્રહ્મવિચારમાં એકાગ્રતા અનુભવાય. માટે જગતના દશ્યો કે ભૌતિક પદાર્થોની પદાર્થાકાર વૃત્તિમાંથી મનને નિવૃત્ત કરવું ખૂબ જરૂરી હોય છે. જયાં સુધી તેવા ચંચળ મનનું વૃત્તિભ્રમણ કે પદાર્થોમાં પરિભ્રમણ અટકતું નથી, ત્યાં સુધી તે મન શાંત થઈ શકે નહીં. મનને પદાર્થોની આસક્તિથી અટકાવવા

માટે નિત્ય-અનિત્ય વસ્તુનો વિવેક જરૂરી છે. એટલું જ નહીં ,પરંતુ તેવા વિવેક દ્વારા મનને પદાર્થોની અનિત્યતા અને નશ્વરતાનો ખ્યાલ હોવો જોઈએ. તો જ મન તેવા દશ્ય પદાર્થોમાંથી મુક્ત થઈ, દશ્ય પદાર્થોમાં દોષદષ્ટિ કરી, તે પ્રત્યેના રાગનો નાશ કરી શકે. રાગદ્વેષાદિથી શાંત થયેલું ચિત્ત જ આત્મચિંતનમાં એકાગ્ર થઈ આત્મતત્ત્વનો સાક્ષાત્કાર કરી શકે. તેવી આત્માનુભૂતિ પ્રાપ્ત કર્યા પૂર્વે કે દશ્ય પદાર્થોની આસક્તિનો નાશ કર્યા પહેલાં અગર કહો કે ભૌતિક પદાથોમાં મનના પરિભ્રમણને અટકાવ્યા વિના, માત્ર યાંત્રિક રીતે 'હું બ્રહ્મ છું' તેવા શબ્દોનું ઉચ્ચારણ કરવાથી બ્રહ્મસાક્ષાત્કાર થતો નથી, તેવું પૂર્વના શ્લોકમાં જણાવ્યું છે, તે વિચારની અત્રે પુષ્ટિ કરવામાં આવી છે.

(છંદ-અનુષ્ટુપ)

अकृत्वा शत्रुसंहारमगत्वाखिलभूश्रियम् ।
राजाऽहमिति शब्दान्नो राजा भवितुमर्हति ॥६६॥

**शत्रुसंहारम्** = શત્રુઓનો સંહાર **इति शब्दात्** = એમ શબ્દોચ્ચારણ કરવાથી
**अकृत्वा** = કર્યા વિના
**अखिल-भूश्रियम्** = (અને) સમસ્ત પૃથ્વીની સંપત્તિ **राजा** = રાજા
**भवितुम्** = બનવાની
**अगत्वा** = પ્રાપ્ત કર્યા વગર **नो अर्हति** = યોગ્યતા આવતી નથી.
**"अहम् राजा"** = "હું રાજા છું"

પૂર્વના વિચારનું દઢીકરણ કરવાના હેતુથી શંકરાચાર્યજી એક લૌકિક દષ્ટાંત આપી સમજાવે છે કે, કોઈ પણ માણસે જો રાજયસત્તા પ્રાપ્ત કરવી હોય તો સૌ પ્રથમ પોતાના આંતરશત્રુઓને જાણવા જોઈએ અને તેમને મહાત કરવા જોઈએ. ત્યારબાદ રાજયના નાગરિકોમાં પોતાની પ્રતિષ્ઠા સ્થાપી વિશ્વાસ સંપાદન કરવો જોઈએ. રાજયના સૈનિકબળમાં પણ પોતાનું મહત્ત્વ વધારી રાજયનો ખજાનો સંપાદન કરવો જોઈએ. તે

પછી જ રાજયસત્તા પોતાના હાથમાં લઈ જાહેર કરવું જોઈએ કે,''હું રાજા છું.'' જો કોઈ મનુષ્ય પાસે સત્તા આંચકી લેવાનું સામર્થ્ય ન હોય, શાસનની કુનેહ અને મુત્સદ્દીગીરીનો અભાવ હોય, પ્રજાને પોતાના પક્ષે દોરવણી આપવાની કુશળતા ન હોય અને માત્ર કપોળકલ્પનામાં રાજયની ગલીઓમાં રખડતો સંન્નિપાત કરતો હોય કે,'હું રાજા છું,' 'રાજા હું જ છું'; તો તેવા પ્રલપનથી કંઈ તે રાજા થઈ શકતો નથી. તે જ પ્રમાણે જો કોઈ પિંડ અને બ્રહ્માંડના સામ્રાજયની સત્તા ભોગવવા માગતો હોય અર્થાત્ પોતાને અખિલ બ્રહ્માંડમાં એક અધિષ્ઠાન તરીકે સ્થાપવાની મહેચ્છા રાખતો હોય, કે 'હું જ પરબ્રહ્મ છું, બ્રહ્માંડ મારા પર આરોપિત છે. હું સર્વનો આધાર અને અધિષ્ઠાન છું' તો તેવી અતૂટ નિષ્ઠાની સ્થાપના માટે મુમુક્ષુએ ઉપરોક્ત જણાવેલા, રાજા બનવાની મહેચ્છાવાળા મનુષ્યની જેમ, પ્રથમ પોતાના આંતરશત્રુઓ જેવાં કે કામ, ક્રોધ, મોહ, અવિદ્યા, આસક્તિ, અવિવેક, રાગ જેવા શત્રુઓને હણીને પોતે પરંતપ થવું જોઈએ. ત્યારબાદ સાધનચતુષ્ટય રૂપી સંપત્તિ કે લક્ષ્મીને એકત્ર કરી તેવી સંપત્તિ મળ્યા બાદ અંતઃકરણ-શુદ્ધિ પ્રાપ્ત કરવી જોઈએ અને તેના બળે 'હું જીવ છું', તેવું અજ્ઞાન દૂર કરી, 'હું બ્રહ્મ છું', તેવું જ્ઞાનરૂપી સિંહાસન પ્રાપ્ત કરવું જોઈએ. એવા જ્ઞાનાસન પર સન્નિષ્ઠ થઈને મુક્તિ કે મોક્ષ જેવા ફળના અધિકારી થઈ શકાય છે. તેવા અધિકાર વિના તે જાહેર કરી શકે નહીં કે 'હું બ્રહ્મ છું', 'બ્રહ્માંડ-રૂપી સામ્રાજયનો આધાર કે અધિષ્ઠાન હું છું.' ત્રણેય કાળે રહેનારો હું પરબ્રહ્મરૂપી સત તત્ત્વ છું. જડ અને ચેતનમાં સર્વત્ર મારી જ સત્તા રહેલી છે. આમ, જેવી રીતે શત્રુસંહાર, રાજયલક્ષ્મીનું ઉપાર્જન કે સત્તાનું હસ્તાંતરણ તથા પ્રજાનો વિશ્વાસ મેળવ્યા વિના કોઈ પરાક્રમી યોદ્ધો જાહેર કરી શકે નહીં કે, 'હું રાજા છું.' તે જ પ્રમાણે રાગ-દ્વેષાદિના કીચડમાં રહેલો, કામક્રોધાદિ જેવા આંતરશત્રુનો શિકાર બનેલો, સાધનચતુષ્ટયસંપત્તિ વિહોણો, જીવભાવમાં જીવનારા અજ્ઞાનીને 'હું બ્રહ્મ છું ', તેવું કહેવાનો કોઈ અધિકાર પ્રાપ્ત થતો નથી. તેની અત્રે સ્પષ્ટતા કરવામાં આવી છે.

(છંદ-શાર્દૂલવિક્રીડિત)

आप्तोक्तिं खननं तथोपरिशिलाद्युत्कर्षणं स्वीकृतिम्
निक्षेपः समपेक्षते न हि बहिः शब्दैस्तु निर्गच्छति ।
तद्वद् ब्रह्मविदोपदेशमननध्यानादिभिर्लभ्यते
मायाकार्यतिरोहितं स्वममलं तत्त्वं न दुर्युक्तिभिः ॥६७॥

निक्षेपः = (જેવી રીતે) જમીનમાં દાટેલું ધન
आप्तोक्तिम् = આપ્તજનના વચન પ્રમાણે
खननम् = ખોદકામની
तथा = તથા
उपरिशिलादि-उत्कर्षणम्= ઉપર રહેલા પથ્થર વગેરેને ખેંચી કાઢવાની
स्वीकृतिम् = (અને) હાથથી ગ્રહણ કરવાની
समपेक्षते = સારી રીતે અપેક્ષા રાખે છે.
बहिः शब्दैः तु = (પણ) ઉપરછલ્લા શબ્દોથી જ(તે ધન)
हि न निर्गच्छति = ખરેખર, બહાર નીકળતું નથી.
तद्वत् तु = તેવી રીતે જ
मायाकार्य-तिरोहितम्= માયા અને તેના કાર્યથી ઢંકાયેલું
स्वं अमलं तत्त्वम्= પોતાનું નિર્મળ સ્વરૂપ
ब्रह्मविदोपदेश-मनन-ध्यानादिभिः = બ્રહ્મજ્ઞાની ગુરુના ઉપદેશ, મનન તથા નિદિધ્યાસન વગેરેથી
लभ्यते = પ્રાપ્ત થાય છે.
दुर्युक्तिभिः = (પણ) કુયુક્તિઓ વડે
न = (પ્રાપ્ત થતું) નથી.

જેવી રીતે તલમાં તેલ, દૂધમાંથી ઘી અને પુષ્પમાં મકરન્દ સંતાયેલા છે અને બીજમાં વૃક્ષ અવ્યક્ત રીતે રહેલું છે. તેવી જ રીતે બ્રહ્માંડમાં બ્રહ્મતત્ત્વ સર્વત્ર હોવા છતાં અવ્યક્ત અને સંતાયેલું છે, માટે

સર્વવ્યાપી હોવા છતાં સૌ કોઈને જણાતું નથી. શ્રુતિ પણ એવું જ ઉપદેશે છે કે, "**एष सर्वेषु भूतेषु गूढोत्मा न प्रकाशते ।**"

(કઠોપનિષદ- ૧/૩/૧૨)

" તમામ પ્રાણીમાત્રમાં રહેલો હોવા છતાં આ ગૂઢ આત્મા સર્વને જણાતો નથી." પૃથ્વીમાં રહેલું ગુપ્ત ધન કંઈ "હે ધન! ઓ સંપત્તિ! હે ચરુ! મને મળી જાઓ, મને પ્રાપ્ત થાઓ." એવું બોલવા માત્રથી કંઈ ધન આપોઆપ બહાર નીકળી ધનનો પોકાર કરનારને વિના પ્રયત્ને પ્રાપ્ત થતું નથી. તેને માટે તો સૌ પ્રથમ ગુપ્તધનની જાણકારી હોય તેવા લોકોનો સંપર્ક કરવો પડે છે. ગમે ત્યાં ખાડો ખોદવાથી પાણી મળતું નથી, પરંતુ વિશેષ જાણકારની મદદથી જમીનમાં ખાડો ખોદવામાં આવે તો પાણી સરળતાથી ઉપલબ્ધ થાય છે. તેમ ધરતીમાં રહેલું સોનું, ચાંદી, અકીકના પથ્થરો કે હીરા જેવી કિંમતી ચીજો અગર ગુપ્તધન ધરતીમાં હોય પરંતુ વિશેષ તજજ્ઞની મદદથી જ તેની ભાળ મેળવી શકાય. તેવી ભાળ મેળવ્યા બાદ પણ, કંઈ ધન હાથમાં આવતું નથી. પરંતુ તેવા તજજ્ઞની શિખામણ અનુસાર જમીન ખોદવાનો પુરુષાર્થ કરવો પડે છે. ધીરે ધીરે પથ્થર, માટી, કાંકરા વગેરે દૂર કરવા પડે છે. ત્યારબાદ જ દાટેલું ધન હાથમાં આવી શકે છે. ઉપરાંત આવું ગુપ્ત ધન સ્વયંના પુરુષાર્થથી જ પોતાને મળે છે. જો તેવા ધનની પ્રાપ્તિ માટે અન્યની મદદ લેવામાં આવે તો તેમાં ભાગલા પડવાની અગર ધનઉચાપતની શંકા રહે. તેથી જાતે જ સ્વાશ્રય કરીને જ જો કોઈ પ્રયત્ન કરે તો તે ધનનો માલિક બને છે. તે જ પ્રમાણે બ્રહ્માંડમાં સંતાયેલું આત્મતત્ત્વરૂપી ધન ક્યાં છે તેની ભાળ આપનારને તજજ્ઞ નહીં પરંતુ સદ્‌ગુરુ કહેવામાં આવે છે. તેવા સદ્‌ગુરુની મદદથી, તેના ઉપદેશરૂપી સૂચનથી આત્મધન મેળવવાનો પુરુષાર્થ, શ્રદ્ધા અને નિષ્ઠાપૂર્વક જાતે જ કરવો પડે. 'મને આત્મા પ્રાપ્ત થાઓ' એવા પોકાર માત્રથી આત્મતત્ત્વની પ્રાપ્તિ થતી નથી. ઉપરાંત ધન મેળવવા જેમ માટી, પથ્થર અને કાંકરા બહાર કાઢેલાં, એવી જ રીતે આત્મધન માટે વિવેકરૂપી સાધનો વડે રાગ-દ્વેષરૂપી કીચડ, કામ-ક્રોધરૂપી પથ્થરો અને લોભ-મોહરૂપી માટીને

દૂર કર્યા બાદ જ સર્વત્ર સંતાયેલું આત્મધન દૃશ્ય થવું , એ જ ગુરુ અને શાસ્ત્રોની મદદથી થયેલું પરોક્ષ જ્ઞાન છે. ત્યારબાદ સદ્‌ગુરુના સંકેતો દ્વારા ચિંતન, મનન અને નિદિધ્યાસન જેવા પુરુષાર્થની એકાંત સ્થળે આવશ્યકતા રહેલી છે. તેવા બ્રહ્મવિચાર દ્વારા જ આત્મતત્ત્વનો પરોક્ષ પછી અપરોક્ષ અનુભવ થાય છે. આવો અપરોક્ષ અનુભવ સ્વયંના પુરુષાર્થથી જ મળે છે. જેમ તલમાં છૂપાયેલું તેલ પોતાની જાતે તલ સાફ કરવાથી, તેને ઘાણીમાં પીલવાથી પ્રાપ્ત થાય છે અને દૂધમાં સંતાયેલા ઘીને પ્રાપ્ત કરવા પણ પુરુષાર્થ કરવો પડે છે, તેમ આત્મતત્ત્વની પ્રાપ્તિ માટે પણ શ્રેયરૂપી પરમપુરુષાર્થ કરવો પડે છે. આ ઉપરથી સુસ્પષ્ટ થાય છે કે, સદ્‌ગુરુના ઉપદેશથી જે કોઈ ચિંતન, મનન કે નિદિધ્યાસનરૂપી પુરુષાર્થ ન કરે તેને આત્મતત્ત્વરૂપી ધન સર્વત્ર હોવા છતાં પ્રાપ્ત થતું નથી.

(છંદ-અનુષ્ટુપ)

**तस्मात् सर्वप्रयत्नेन भवबन्धविमुक्तये ।**
**स्वेनैव यत्नः कर्तव्यो रोगादाविव पण्डितैः ॥६८॥**

| | | | |
|---|---|---|---|
| **तस्मात्** | = તેથી | **भवबन्धविमुक्तये** | = સંસારના બંધનમાંથી છૂટવા માટે |
| **रोगादौ इव** | = જેમ રોગ વગેરે (થાય ત્યારે કરીએ છીએ તેમ) | **सर्वप्रयत्नेन** | = સર્વ પ્રયત્નો વડે |
| | | **स्वेन एव** | = પોતાની જાતે જ |
| **पण्डितैः** | = પંડિતોએ | **यत्नः** | = યત્ન |
| | | **कर्तव्यः** | = કરવો જોઈએ. |

આચાર્યશ્રીએ આત્મસાક્ષાત્કાર રૂપી ધનની પ્રાપ્તિ માટે સ્વાશ્રય અને સ્વપુરુષાર્થ ઉપર ભાર મૂકી તેનું મહત્ત્વ અનેક શ્લોકો દ્વારા સમજાવ્યું. હવે તેનું તારણ કે નિષ્કર્ષ સમજાવતાં કહે છે કે, જેવી રીતે રોગનાબૂદી માટે સ્વયં રોગીને જ દવા ખાવી પડે છે અને ચરી પાળવાનું કર્મ કરવું પડે છે. રોગી સિવાય તેના અન્ય સગાવહાલાં ચરી પાળે કે દવા ખાય તો રોગીનો રોગ દૂર થતો નથી. તેમ અધ્યાત્મ માર્ગે પણ ચિત્તશુદ્ધિ માટે

જપ-મંત્ર મુમુક્ષુએ પોતે જ કરવાના હોય છે. દક્ષિણા આપી અન્ય બ્રાહ્મણની પાસે મંત્રાદિ કરાવવાથી સાધક મુમુક્ષુ એવા તે શેઠને, ચિત્તશુદ્ધિનું ફળ મળે નહીં. તે જ પ્રમાણે જે કોઈ નિષ્કામકર્મ જાતે કરે તેને જ ચિત્તશુદ્ધિનું ફળ મળે, અન્યને નહીં. તે જ રીતે, પૈસાપાત્ર કે શ્રીમંતોને ઘેર રામાયણ, ભાગવત કે ગીતા વાંચવા માટે પગારદાર પંડિત રોકવામાં આવે છે. તેથી કંઈ શ્રીમંતોની ચિત્તશુદ્ધિ થાય નહીં. ઘરમાં માત્ર સાત્ત્વિક વાતાવરણ ઉત્પન્ન થશે, તેવી ભ્રાંતિરૂપી શાંતિ જ તેમને મળતી હોય છે. આમ, ચિત્તશુદ્ધિનું નાનું કાર્ય પણ જાતે જ કરવાની સલાહ આપવામાં આવે તો પછી આત્મસાક્ષાત્કાર માટે તો વ્યક્તિનો પોતાનો પુરુષાર્થ આવશ્યક નહીં બલકે અનિવાર્ય હોય તેમાં કોઈ શંકાને સ્થાન નથી. તેવા સ્વપ્રયત્ન વિના આત્મજ્ઞાન કે મુક્તિરૂપી નિત્ય ફળ કોઈને કદાપિ હસ્તગત થઈ શકે નહીં.

(છંદ-અનુષ્ટુપ)

**यस्त्वयाऽद्य कृतः प्रश्नो वरीयाञ्छास्त्रविन्मतः ।**
**सूत्रप्रायो निगूढार्थो ज्ञातव्यश्च मुमुक्षुभिः ॥६६॥**

**यः** = જે
**त्वया अद्य प्रश्नः कृतः** = તેં હમણાં પ્રશ્ન કર્યો
**वरीयान्** = (તે) શ્રેષ્ઠ
**शास्त्रविन्मतः** = શાસ્ત્રવેત્તાઓને માન્ય
**सूत्रप्रायः** = સૂત્ર જેવો (અને)
**निगूढार्थः** = અત્યંત રહસ્યમય અર્થવાળો, (છે.)
**च** = અને (તે પ્રશ્ન)
**मुमुक्षुभिः** = મુમુક્ષુજનોએ
**ज्ञातव्यः** = સમજવા જેવો (છે.)

**પ્રશ્નવિચાર**

અત્રે સદ્‌ગુરુની કરુણાસભર દૃષ્ટિ શિષ્યને પ્રોત્સાહિત કરતાં અનંત શ્રદ્ધામાં દૃઢીભૂત કરવા જણાવે છે કે, હે શિષ્ય! તેં સર્વોત્તમ પ્રશ્ન પૂછ્યો છે. તત્ત્વજ્ઞાનીઓ આવા પ્રશ્નને જ શ્રેષ્ઠ અને અધિકારીનો પ્રશ્ન ગણાવે છે. તારા પ્રશ્ન દ્વારા જ તેં તારો જ્ઞાનપ્રાપ્તિનો અધિકાર કે ભૂમિકા અભિવ્યક્ત કરી છે. વાસ્તવમાં તો તારો પ્રશ્ન ગહન-ગંભીર અર્થોથી સભર

છે અને છતાં તર્ક-વિતર્કની કડાકૂટથી મુક્ત છે. જીવનના અંતિમ લક્ષ્યનું વેધન કરવા માટે જ જાણે પ્રશ્નબાણ છોડયું હોય, તેવા તારા પ્રશ્નથી હું તો પ્રસન્ન છું જ, પરંતુ વિદ્વાનો અને મોક્ષની ઈચ્છાવાળા તમામ મુમુક્ષુઓને પણ પ્રસન્નતા ઉપજાવે તેમ છે. ગૂઢ અર્થવાળા આ સૂત્રાત્મક પ્રશ્નને સમજી સૌ મુમુક્ષુઓએ પણ તેનો ઉત્તર મેળવવા પ્રયત્ન કરવો જોઈએ. માટે હવે તારા આ પાયાના પ્રશ્નના ઉત્તરને આત્મસાત કરવા તું તત્પર અને તૈયાર થા.

(છંદ-અનુષ્ટુપ)

श्रृणुष्वावहितो विद्वन् यन्मया समुदीर्यते ।
तदेतच्छ्रवणात् सद्यो भवबन्धाद् विमोक्ष्यसे ॥७०॥

| | | | |
|---|---|---|---|
| विद्वन् | = હે વિદ્વાન ! | श्रृणुष्व | = સાંભળ, |
| यत् मया समुदीर्यते | = જે મારા વડે કહેવાય | एतत् | = એ |
| | | श्रवणात् | = સાંભળવાથી |
| तत् | = તે | सद्यः | = તરત જ (તું) |
| अवहितः | = સાવધાન થઈને | भवबन्धात् | = સંસારના બંધનથી |
| | | विमोक्ष्यसे | = છૂટી જઈશ. |

(છંદ-ઉપજાતિ)

मोक्षस्य हेतुः प्रथमो निगद्यते वैराग्यमत्यन्तमनित्यवस्तुषु ।
ततः शमश्चापि दमस्तितिक्षा न्यासः प्रसक्ताखिलकर्मणां भृशम् ॥७१॥

अनित्य वस्तुषु = અનિત્ય વસ્તુઓમાં
अत्यन्तं वैराग्यम् = અતિદેઢ વૈરાગ્યને
मोक्षस्य = મોક્ષનું
प्रथमः हेतुः निगद्यते = પ્રથમ કારણ કહેવાય છે.
ततः शमः दमः तितिक्षा च= ત્યાર પછી શમ, દમ અને તિતિક્ષા, (તથા)
प्रसक्त-अखिल-कर्मणाम् =મોહ અને મમતા ઉપજાવનારા સમસ્ત કર્મનો

भृशम् = સદંતર
न्यासः अपि = ત્યાગ પણ (જરૂરી છે.)

આચાર્યશ્રી હવે સમગ્ર ગ્રંથ દ્વારા જે કંઈ ઉપદેશ આપવાના છે તેની પ્રતિજ્ઞાનો સંદેશ બે શ્લોક દ્વારા જણાવે છે કે, "હે વિદ્વાન! હે વિચારક! હે મુમુક્ષુ ! હવે હું જે કંઈ ઉત્તર તારા પ્રશ્નના અનુસંધાનમાં આપુ છું તેનું તું સાવધાન થઈને શ્રવણ કર. હું તને ખાત્રી આપું છું કે જો તું ચિત્તૈકાગ્રતાથી મારા ઉપદેશ-ઉત્તરનું શ્રવણ કરીશ અને ઉપદેશાનુસાર શ્રદ્ધાયુક્ત થઈ તેનું પાલન કરીશ, જણાવ્યા પ્રમાણે ચિત્તશુદ્ધિ અને આત્મસાક્ષાત્કારાર્થે અધિકારી થઈ પુરુષાર્થ કરીશ તો નિશ્ચિત માનજે કે કોઈ પણ પ્રકારના વિઘ્ન વિના તું ત્વરાથી ભવબંધન કાપી મુક્ત થઈ શકીશ." "**सद्यः भवबन्धात् विमोक्ष्यसे ।**"

ઉપરોક્ત, આત્મજ્ઞાન દ્વારા પ્રાપ્ત થતી મનુષ્યજન્મમાં જ અહીં અને અત્યારે મળનારી '**सद्यो मुक्तिः**'ના સંદર્ભમાં અત્રે જણાવ્યું છે કે, આવી મુક્તિ પ્રાપ્ત કરવાનું પ્રથમ અને મોખરાનું સાધન વૈરાગ્ય છે. અર્થાત્ આલોક અને પરલોકના અનિત્ય પદાર્થોમાં સુખભોગની ઇચ્છાનો આત્યંતિક ત્યાગ કરવો જરૂરી છે. તેવા સાધનની પ્રાપ્તિ થતાં અન્ય ત્રણ સાધન જેવાં કે, વિવેક, ષટ્સંપત્તિ અને મુમુક્ષતા તો આપ મેળે જ પાછળ ખેંચાઈ આવશે. તેમ થવાથી મોહ અને મમતા ઉપજાવનારાં કર્મો કે ક્રિયાઓ ક્રમે ક્રમે આપોઆપ જ શમી જશે અને પ્રતિકૂળ સંજોગો કે પ્રારબ્ધગત આવેલાં દુઃખ સામેની પ્રતિક્રિયાઓ પણ અટકી જશે.

(છંદ-ઉપજાતિ)

**ततः श्रुतिस्तन्मननं सतत्त्व-**
**ध्यानं चिरं नित्यनिरन्तरं मुनेः ।**
**ततोऽविकल्पं परमेत्य विद्वान्**
**इहैव निर्वाणसुखं समृच्छति ॥७२॥**

ततः = ત્યારપછી ततः = ત્યાર પછી
मुनेः = મુનિએ विद्वान् = વિદ્વાન
श्रुतिः = ઉપનિષદનું શ્રવણ अविकल्पं परम्= નિર્વિકલ્પ બ્રહ્મને
तत् मननम् = તેનું મનન,(અને) एत्य = પામીને
नित्य–निरन्तरम्= નિત્ય નિરન્તર, इह एव = અહીંયા જ
चिरम् = દીર્ઘકાલ સુધી (વર્તમાન શરીરમાં)
सतत्त्वध्यानम् = આત્મતત્ત્વનું निर्वाणसुखम् = મોક્ષનું સુખ
નિદિધ્યાસન (કરવું જોઈએ.) समृच्छति= સારી રીતે અનુભવે છે.

પૂર્વે મોક્ષના પ્રથમ સાધન જેવા વૈરાગ્યનો ઉલ્લેખ કર્યા બાદ તે સંદર્ભમાં આચાર્યશ્રી આગળ જણાવે છે કે દૃઢ વૈરાગ્ય પ્રાપ્ત કર્યા પછી મોહ ઉપજાવે તેવા તમામ કર્મોનો ત્યાગ કે સંન્યાસ કર્યા બાદ, સદ્ગુરુના મુખે શ્રુતિ, સ્મૃતિ કે શાસ્ત્રના વચનોનું શ્રવણ કરવું જોઈએ. શ્રવણ દૃઢ થતાં શ્રવણ દ્વારા પ્રાપ્ત કરેલાં સત્યના સંકેતો કે આત્મસ્વરૂપના લક્ષણો ઉપર મનન કરવું હિતાવહ છે. મનન કરતાં કરતાં જે આત્મતત્ત્વ કે બ્રહ્મતત્ત્વની સ્પષ્ટતા થઈ હોય અને સ્થિર રીતે જે તત્ત્વ ગ્રાહ્ય થયું હોય તેવા આત્મતત્ત્વનું સજાતીયવૃત્તિપ્રવાહ દ્વારા અખંડાકાર વૃત્તિની મદદથી નિરંતર ધ્યાન કે નિદિધ્યાસન કરવું જોઈએ. તેમ કરતાં કરતાં અનાત્મવૃત્તિઓ કે વિજાતીયવૃત્તિપ્રવાહ ધીરે ધીરે શમી જશે અને નિર્વિકલ્પ સમાધિ જેવી વૃત્તિવિહીન દશા પ્રાપ્ત થશે. આ દશાને જ નિર્વાણ, અતિન્દ્રિય સુખ, મોક્ષ, મુક્તિ, અપરોક્ષાનુભૂતિ કે સાક્ષાત્કાર કહેવાય છે. આમ, શ્રદ્ધાવાન શિષ્ય કે મુમુક્ષુનું વૈરાગ્યપ્રાપ્તિ પછીનું અંતિમ કર્તવ્ય સદ્ગુરુએ જણાવીને શિષ્યને અત્રે ન્યાલ કરી નાખ્યો છે.

(છંદ–અનુષ્ટુપ)

यद् बोद्धव्यं त्वयेदानीमात्मानात्मविवेचनम् ।
तदुच्यते मया सम्यक् श्रुत्वाऽऽत्मन्यवधारय ॥७३॥

त्वया = તારે यद् = જે

| | |
|---|---|
| इदानीम् = હવે | सम्यक् = સારી રીતે |
| आत्मा–अनात्म–विवेचनम्=આત્મા-અનાત્માનું વિવેચન | उच्यते = કહેવાય છે |
| | श्रुत्वा = (જે) સાંભળીને |
| बोद्धव्यम् = જાણવું જોઈએ | आत्मनि = અંતઃકરણમાં |
| तत् मया = તે મારા વડે | अवधारय = ધારણ કર. |

સ્થૂળશરીર અને જ્ઞાનેન્દ્રિયોના વિષયોનું તાત્ત્વિક વિવેચન કરતાં પૂર્વે શિષ્યની માનસિક ભૂમિકા તૈયાર કરવા માટે અત્રે માત્ર ઉલ્લેખ કરવામાં આવ્યો છે કે આત્મામાં સ્થિર થવા માટે અને અનાત્મા કે ભૌતિક જડ પદાર્થોમાંથી ચિત્તને પાછું વાળવા માટે નિત્યાનિત્ય વસ્તુનો વિવેક અગર જડ અને ચેતનનો કે આત્મા અને અનાત્માનો વિવેક જ અતિ મહત્ત્વનો છે. હવે આચાર્યશ્રી શિષ્યને જણાવે છે કે, ' હે શિષ્ય, આવો વિવેક જ હું તને વિસ્તારવિવેચન દ્વારા સમજાવવાનો છું. જો તું તેવા વિવેક-વિવેચનને સ્થિરબુદ્ધિ અને એકાગ્રતાપૂર્વક પ્રતિક્રિયારહિત થઈને સાંભળીશ તો, નિશ્ચિત તું તારા આત્મસ્વરૂપમાં સ્થિર થઈ શકીશ. તેમજ ભૌતિક પદાર્થોની આસક્તિના બંધનથી પણ છૂટી શકીશ. માટે મારા દ્વારા જે કંઈ કહેવાય તે ધ્યાનપૂર્વક સાંભળ.' આમ, સ્થૂળ શરીરને આત્માથી છૂટું પાડવાની પૂર્વ તૈયારી રૂપે અત્રે આ સદ્‌ગુરુનું સહાયક સૂચન માત્ર છે.

(છંદ-ઉપજાતિ)

मज्जास्थिमेदः पलरक्तचर्म–
त्वगाह्वयैर्धातुभिरेभिरन्वितम् ।
पादोरुवक्षोभुजपृष्ठमस्तकैः
अङ्गैरुपाङ्गैरुपयुक्तमेतत् ॥७४॥
अहं ममेति प्रथितं शरीरम्
मोहास्पदं स्थूलमितीर्यते बुधैः ।

मज्जा–अस्थि–मेदः–पल–रक्त–चर्म–त्वक्–आह्वयैः = મજ્જા, હાડકાં, મેદ, માંસ, લોહી, ચર્મ(સૂક્ષ્મ ચામડી) અને ત્વચા(સ્થૂલ ચામડી)

एभिः धातुभिः अन्वितम् = આ (સાત) ધાતુઓથી યુક્ત
पाद-उरु-वक्षः-भुज-पृष्ठ-मस्तकैः =પગ,સાથળ,છાતી,હાથ,
પીઠ અને માથું
अङ्गैः उपाङ्गैः उपयुक्तम् = આ બધા અંગો-ઉપાંગોથી ઉપયુક્ત બનતું
अहं मम इति प्रथितम् = 'હું' અને 'મારું' એવા ભાવથી પ્રસિધ્ધ
एतत् मोहास्पदं शरीरम् = (અને) મોહના આશ્રયરૂપ આ શરીરને,
बुधैः = જ્ઞાનીઓ વડે
स्थूलम् = સ્થૂલ (શરીર)
इति ईर्यते = એમ કહેવાય છે.

## સ્થૂળશરીર વિવેચન

હવે સ્થૂળ શરીરના વિવેચનનો પ્રારંભ કરતાં જણાવાયું છે કે, મજ્જા, અસ્થિ, મેદ,માંસ, રક્ત તથા સ્થૂળ અને સૂક્ષ્મ ત્વચા એવી સાત ધાતુ વડે બનેલું આ સ્થૂળ શરીર છે. આ સપ્ત ધાતુઓથી સંયુક્ત સ્થૂળ શરીરમાં જ પગ, સાથળ, છાતી, હાથ અને પીઠ વિગેરે અંગ-ઉપાંગો રહેલાં છે. આશ્ચર્ય તો એ છે કે, હું આત્મસ્વરૂપે શરીરથી અસંગ અને ન્યારો છું. છતાં શરીરને અજ્ઞાનમાં મમભાવે મારું કહું છું અને અહંભાવથી હું મને શરીર માનું છું. આમ, શરીરની મોહભ્રાન્તિ પેદા કરનારું સ્થૂળ દેહનું તાદાત્મ્ય જ બંધનનું કારણ છે, એવું જ્ઞાનીઓ સમજાવે છે. આ દેહતાદાત્મ્યથી મુક્તિ માટે જ આવા સદ્ગ્રંથો ઉપર આપણે વિચાર કરવો જોઈએ.

(છંદ-ઉપજાતિ)

नभोनभस्वद्दहनाम्बुभूमयः
सूक्ष्माणि भूतानि भवन्ति तानि ॥७५॥
परस्परांशैर्मिलितानि भूत्वा
स्थूलानि च स्थूलशरीरहेतवः ।

मात्रास्तदीया विषया भवन्ति
शब्दादयः पञ्च सुखाय भोक्तुः ॥७६॥

नभः–नभस्वत्–दहन–अम्बु–भूमयः = આકાશ, વાયુ, અગ્નિ, જળ, પૃથ્વી
सूक्ष्माणि भूतानि भवन्ति = (પ્રથમ તો) એ ભૂતો સૂક્ષ્મરૂપે ઉત્પન્ન થાય છે.
तानि परस्परांशैः = તેઓના અંશો એકબીજામાં
मिलितानि भूत्वा = મિશ્રિત થઈને
स्थूलानि च = સ્થૂળ બની
स्थूलशरीरहेतवः भवन्ति = સ્થૂળશરીરનું કારણ બને છે.
तदीयाः मात्राः = તેમની જ માત્રાઓ
भोक्तुः = ભોક્તાના
सुखाय = સુખ માટે
शब्दादयः = શબ્દ વગેરે
पञ्च विषयाः = પાંચ વિષયો
(भवन्ति) = (બને છે.)

આ સ્થૂળશરીર સંદર્ભે અત્રે જણાવાયું છે કે તે પંચમહાભૂતનું કાર્ય છે અર્થાત્ આકાશ, વાયુ, અગ્નિ, જળ અને પૃથ્વી જેવા સૂક્ષ્મ ભૂતો એકબીજાના અંશો સાથે મળતાં પંચીકરણની પ્રક્રિયા દ્વારા સ્થૂળ શરીર માટે કારણ બન્યા છે. તે પાંચ મહાભૂતોની માત્રાઓ જીવ રૂપી ભોક્તાના ભોગ માટે શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધ જેવા પાંચ જ્ઞાનેન્દ્રિયોના વિષયો બને છે.

(છંદ–ઉપજાતિ)

य एषु मूढा विषयेषु बद्धाः
रागोरुपाशेन सुदुर्दमेन
आयान्ति निर्यान्त्यध ऊर्ध्वमुच्चैः
स्वकर्मदूतेन जवेन नीताः ॥७७॥

| | | | |
|---|---|---|---|
| ये मूढाः | = જે અજ્ઞાનીઓ | स्वकर्मदूतेन | = પોતાના કર્મોરૂપી દૂતો દ્વારા |
| एषु विषयेषु | = આ વિષયોમાં | | |
| सुदुर्दमेन | = તોડવા મુશ્કેલ (એવા) | नीताः | = ઘસડાતા |
| रागोरुपाशेन | = રાગરૂપી મજબૂત બંધનથી | अधः–ऊर्ध्वमुच्चैः | = ઉપર (સ્વર્ગમાં) નીચે અધમ (યોનીઓમાં) |
| बद्धाः | = બંધાયેલા છે | आयान्ति | = આવે છે (જન્મે છે) |
| जवेन | = (તેઓ) વેગથી | निर्यान्ति | = અને જાય છે (મરે છે.) |

પૂર્વેના શ્લોકમાં આચાર્યશ્રીએ પાંચ જ્ઞાનેન્દ્રિયોના પાંચ વિષયો જેવાં કે શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધનો ઉલ્લેખ કર્યા બાદ તે સંદર્ભે જણાવે છે કે, આવા પાંચ વિષયોમાં જે કોઈ મૂઢ પુરુષ આસક્તિ કે રાગ અનુભવે છે તેની ઈન્દ્રિયો જયારે, તેવા વિષયભોગ માટે સંસારમાં પ્રયાણ કરે છે ત્યારે, બળાત્કારે સાધકના મનને પણ તેવા વિષયભોગમાં ઢસડી જાય છે. તેથી ચિંતન, મનન કે નિદિધ્યાસન કરવામાં ચિત્ત કે મનને વિક્ષેપ કે વિઘ્ન ઉદ્ભવે છે. આવું ચંચળ બનેલું મન, પરબ્રહ્મના વિચારથી ચ્યુત થાય છે. એટલું જ નહીં પણ નિરંતર વિષયભોગમાં આસક્ત રહેતાં તેની વિષયવાસના અતૃપ્ત રહે છે અને જો શરીર છૂટી જાય તો તેવી અતૃપ્ત વિષયવાસનાની તૃપ્તિ અર્થે તે પશુ–પક્ષી જેવી કનિષ્ઠ યોનીમાં જાય છે. જો કોઈ સદ્ભાગી સાત્ત્વિક કર્મમાં રાગી થયો હોય તો સ્વર્ગાદિ જેવી ઉચ્ચયોનીમાં પણ પ્રવેશ પામે છે. પરંતુ તેવા બહુ ઓછા હોય છે. મોટાભાગના લોકો તો શબ્દાદિ વિષયપાશમાં બંધાઈ જન્મ–મૃત્યુના ચક્રે ચઢે છે અને વિષયબંધનમાં પડે છે. આવી વિષયાસક્તિ જ વાસ્તવમાં બંધન કહેવાય છે. તેવું જણાવતાં બ્રહ્મબિંદુશ્રુતિ ઉચ્ચારે છે કે,

"बन्धाय विषयासक्तं मुक्त्यैर्निर्विषयं स्मृतम् ॥२॥"

(છંદ–ઉપજાતિ)

शब्दादिभिः पञ्चभिरेव पञ्च
पञ्चत्वमापुः स्वगुणेन बद्धाः ।

कुरङ्गमातङ्गपतङ्गमीन–
भृङ्गा नरः पञ्चभिरञ्चितः किम् ॥७८॥

| | |
|---|---|
| शब्दादिभिः पञ्चभिः एव | = શબ્દ આદિ પાંચ વિષયોથી જ |
| स्वगुणेन बद्धाः | = પોતપોતાના ગુણ પ્રમાણે બંધાયેલા |
| पञ्च | = પાંચ |
| कुरङ्ग–मातङ्ग–पतङ्ग–मीन–भृंगाः | = હરણ, હાથી, પતંગિયું, માછલી અને ભમરો |
| पञ्चत्वम् आपुः | = મરણ પામે છે |
| पञ्चभिः | = (તો પછી) પાંચેય (વિષયોમાં) |
| अञ्चितः | = ફસાયેલા |
| नरः | = મનુષ્યનું |
| किम् | = શું કહેવું? |

## વિષયનિંદા

આગળના શ્લોકનું અનુસંધાન સાધતા અત્રે શબ્દાદિ પાંચ વિષયો કેવું બંધન સર્જે છે અને જીવનને અધોગતિ કે વિનાશના માર્ગે લઈ જાય છે તેનું સદૃષ્ટાંત વર્ણન કરતાં આચાર્યશ્રી જણાવે છે કે, શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધ જેવા ઇન્દ્રિયોના વિષયો, વ્યક્તિને માટે સુંવાળા રેશમના તાર જેવું ભોગરૂપી બંધન એવી રીતે સર્જે છે કે તે પોતાના આત્મસ્વરૂપથી વિમુખ થઈ, આત્મવિચારથી દૂર જઈ વિષયચિંતનમાં રાચે છે અને જાતે જ વિનાશના મુખમાં પ્રવેશે છે.

હરણ, હાથી, પતંગિયું , માછલી અને ભ્રમર, આ પાંચ પ્રાણીઓ તો માત્ર એક, એક વિષયની પાછળ આકર્ષાઈ, વિષયભોગને આધીન થઈ સ્વવિનાશને નોતરે છે. તે જોઈ આચાર્યશ્રી પ્રશ્ન કરે છે કે આવા પ્રાણીઓને મૃત્યુના મુખમાં ધકેલવા માત્ર એક એક વિષયની આસક્તિ જ જો સમર્થ છે તો પછી પ્રાણીઓમાં ઉત્કૃષ્ટ મનુષ્યને જો શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધ જેવાં પાંચ પાંચ વિષયો પોતપોતાની દિશામાં બળાત્કારે ખેંચે

કે ઢસડી જાય તો તેવા મનુષ્યનો કેવો કપરો વિનાશ થાય? તેની તો કલ્પના જ થઈ શકે તેમ નથી.એક વિષયની આસક્તિથી પ્રાણી વિનાશને પ્રાપ્ત થાય, તો પાંચ વિષયોની આસક્તિથી ઘેરાયેલો મનુષ્ય કઈ રીતે વિનાશના મુખમાંથી બચી શકે? **पञ्चभिः अञ्चितः नरः किम् ।**

હરણને શબ્દમાં રાગ છે, અર્થાત્ તેને વાંસળી જેવા વાજીંત્ર પ્રિય હોય છે. જે દિશામાંથી સૂરીલો અવાજ આવતો હોય તે દિશામાં તે કાન ઊંચા કરી સાંભળવા ઊભું રહે છે. સંગીતના સૂરમાં થોડી ક્ષણો માટે ઊંચા કાને એકતાનતા અનુભવે છે. તેટલો સમય શિકારીઓ માટે હરણને જાળમાં ફસાવવા કે તીક્ષ્ણ હથિયારથી તેનું હનન કરવા માટે પૂરતો હોય છે. આમ, શબ્દસંગીતમાં આસક્તિને લીધે હરણ જીવનભરની કેદ કે મૃત્યુને આધીન થાય છે. આમ, શ્રવણેન્દ્રિયનો વિષય, માત્ર એક શબ્દ જ જીવનવિનાશને નિમંત્રણ આપે છે. તો માનવી રોજબરોજ સંગીતના જલસા, ટેપરેકોર્ડર, ટી.વી., રેડિયો કે નૃત્યના નૂપુર-ઝંકાર વચ્ચે જીવતો હોય તો તેને શબ્દાસક્તિમાંથી કોણ કેવી રીતે બચાવી શકે? માટે જ કવિએ કહ્યું છે કે,

"બજે જ્યાં બીન મીઠું ત્યાં હરણ તું દોડી ના જાતું
વીંધાવું બાણના કરતાં મજા છે દૂર રહેવામાં."

હરણની જેમ હાથી સ્પર્શાનુભૂતિ માટે ગાંડો, ઘેલો અને આસક્ત બને છે. ઋતુકાળે તે હાથિણીના સંગ અને સાથમાં પોતાનું મહાકાય શરીર રગડતો, ઘસતો ચાલે છે અને અન્યોન્યના સ્પર્શથી બન્ને સ્પર્શસુખમાં નિમગ્ન બને છે. માટે જ નદી કે તળાવ તરફ જતાં, રસ્તે તેમના માટે શિકારીઓએ ખાડા ખોદી ઉપર બિછાવેલા પાંદડા કે ડાળાનું તેમને ભાન રહેતું નથી અને ઓચિંતા જ બન્ને ખાડામાં પડે છે. તેમ થતાં જ શિકારીઓ દોડી આવે છે અને ઘણાં દિવસ સુધી તે ખાડામાં તેમને ભૂખ્યાં રાખવામાં આવે છે. ભૂખ અને તરસથી અશક્ત બનેલા હાથીઓને અંતે સાંકળ અને દોરડાથી બાંધી પૂર્વે તૈયાર કરેલા રસ્તે શિકારીઓ બહાર લાવે છે. અંતે આપણે

જાણીએ છીએ તેમ સ્પર્શસુખમાં આસક્ત અને રાગી બનેલા હાથીઓ પાસે જીવનભર લાકડાં ઊંચકવાનું કે સરકસમાં ખેલ કરવાનું કામ કરાવવામાં આવે છે. આમ, નિરંકુશ મહાકાય હાથી જંગલમાં મુક્તવિહાર કરનારો હોવા છતાં સ્પર્શેન્દ્રિયના સુખમાં ઘેલો કે ગાંડો થવાથી જ જીવનભરની કેદને જાતે જ નિમંત્રણ આપે છે. તો મનુષ્ય પળે પળે જે સુખદ સ્પર્શ માટે ફાંફા મારતો હોય, રેશમી વસ્ત્રો, ગાલીચા, ડનલોપનાં ગાદલાં કે સુંવાળા શયનખંડ માટે અનુરાગી થતો હોય અને ત્વચાસ્પર્શનો ઘેલો બન્યો હોય તેને તો લગ્નની લોખંડી બેડી પહેરતાં કે કાંટાળી સામાજીક જવાબદારીઓને વહન કરતાં અગર રૂપયૌવનાના ભોગ માટે પરાક્રમો કરતો, લડતો, મરતો કે કજીયા-કંકાસ કરતો કોણ અટકાવી શકશે?

હરણ 'શબ્દ' માટે, હાથી 'સ્પર્શ' માટે ખુવાર થાય છે તેમ માછલી રસનેન્દ્રિયના કે જીભના સ્વાદમાં તરફડિયાં મારે છે. માછલાને સ્વાદનું એક અજબનું આકર્ષણ હોય છે. નદી, તળાવ કે સાગરમાં ખાદ્ય પદાર્થ નાંખતાં જ માછલાં પાણીની સપાટી ઉપર આવે છે. તેટલું જ નહીં, પરંતુ ખાદ્યપદાર્થને પકડવા એકબીજા ઉપર પડતુ મૂકી કૂદાકૂદ કરે છે. માછીમાર કે મત્સ્યશિકારના શોખીનો માછલીની સ્વાદ-આસક્તિને સારી રીતે જાણી તેની કમજોરીનો મોટો લાભ ઉઠાવે છે. તેઓ માછલા પકડવાના વિવિધ યંત્રો, અનેક પ્રકારની જાળ અને વાંકો વળેલો સોય જેવો અણીદાર આંકડો (HOOK) વાપરે છે. આવા અણીદાર આંકડા ઉપર લોટની ગોળી કે જમીનમાંથી ચોમાસામાં નીકળતાં અળસિયાંને પરોવવામાં આવે છે. તેવા આંકડાને દોરી દ્વારા નદી કે તળાવમાં ફેંકતાં જ સોય જેવા ધારદાર આંકડાની અણી ઉપર મૂકેલા ખાદ્ય પદાર્થને માછલી ગળી જાય છે અને તે ખાદ્ય પદાર્થ પેટમાં ઉતારે ન ઉતારે ત્યાં તો તળાવની પાળ કે નદીકિનારે બેઠેલો માછીમાર દોરી ખેંચે છે અને આંકડો, માછલીનું તાળવું વીંધી આરપાર થઈ જાય છે અને ક્ષણવાર માટે માછલી પાણીની બહાર તરફડિયાં મારતી જોવા મળે છે. ભોગ્યપદાર્થનું ભક્ષણ કરવા તત્પર થયેલી માછલી જાતે

જ મૃત્યુને શરણ થઈ અન્યનું ભક્ષ્ય બની જાય છે. તો માનવી, ફળ, ફૂલ કે દાળ-ચોખા જેવા અનાજ માત્રને ભક્ષ્ય બનાવવાથી અટકતો નથી પરંતુ જળચર, ભૂચર અને ખેચર જેવા તમામને પોતાનું ભક્ષ્ય બનાવવા આજે સર્વત્ર ભટકી રહ્યો છે અને નવા નવા ખાદ્યપદાર્થોની શોધખોળમાં નિમગ્ન થયો છે. માટે જ તેણે કપાસિયાં અને સૂરજમુખીના પુષ્પમાંથી પણ તેલ કાઢવાનો પ્રયત્ન કર્યો. ડૉલ્ફીન, વ્હેલ અને શાર્ક જેવી માછલીનો શિકાર કરવા તે પાણીમાં પડયો, સસલાં, હરણ જેવા પ્રાણીઓને પકડવા જંગલ ભણી દોડયો. અરે! શાસનકર્તાઓએ પણ મત્સ્ય-ઉદ્યોગ, મરઘાં- ઉછેર, ઘેંટા-બકરાં અને પશુપાલન જેવા કેન્દ્રો ઊભા કર્યાં અને યાંત્રિક કતલખાનાઓની વણઝાર ઊભી કરી. તે વિશેના પ્રધાનો નિમાયા. આ બધું માત્ર સ્વાદેન્દ્રિયને સંતોષવા થયેલી હિંસાનો આધુનિક વૈજ્ઞાનિક પ્રયાસ નથી તો અન્ય શું? આમ વિચારતા સ્વાદ અને રસમાં આસક્ત બનેલા માનવીએ જે ઘોર હિંસા આદરી છે તેથી સર્જાતો તેનો અધોગતિ કે વિનાશનો પંથ કોણ રોકી શકશે!

હરણ શબ્દથી, હાથી સ્પર્શથી અને માછલી રસ કે સ્વાદ દ્વારા આસક્ત થઈ 'સ્વ'ના જીવનને હણે છે કે પોતાની સદાકાળ બંધ રહેનારી કારાવાસ સર્જે છે તો ભ્રમર પોતાની સુંવાળી મૃત્યુગોદ માટે ઘ્રાણેન્દ્રિયના વિષય ગંધનો આધાર લે છે. જે ભ્રમરમાં લાકડાંના મોટા થાંભલા કોતરી અને કાણું પાડવાનું સામર્થ્ય રહેલું છે તે જ ભ્રમર કમળના કોમળ પાંદડામાં કમળપત્રની સુગંધથી સુગંધનો આસ્વાદ લેતો લેતો એવું તો શયન કરે છે કે એને ખ્યાલ નથી આવતો કે સંધ્યા થવા આવી છે અને કમળની પાંદડીઓ બીડાઈ જશે. તેથી સુગંધમાં આસક્ત ભ્રમર કમળપુષ્પની સુગંધ છોડીને ઊડી જતો નથી. કારણ કે તે કમળની ખુશબોનો બંધાણી થઈ ચૂક્યો છે. તેના રૂપનો માદક થઈ ચૂક્યો છે.માટે જ કોમળ કમળપત્રને તે શયનખંડ બનાવે છે અને જોતજોતામાં કમળ બિડાઈ જાય છે. સૂર્યાસ્ત થાય છે પરંતુ કોમળ કમળપત્રનું ભેદન કરી ભ્રમર બહાર નીકળી શકતો

નથી. કમળ બિડાતાં જ તેમાં હવાની અવરજવર બંધ થવાથી તે ગૂંગળાઈને મરે છે. પ્રાતઃકાળે પુનઃ સૂર્યોદય સાથે કમળની પાંખડીઓ સોળે કળાએ ખીલી રૂપ અને સુગંધનું સામ્રાજ્ય સર્જે છે ત્યાં તો ભ્રમરના જીવનનો અંત આવી ચૂક્યો હોય છે અને જાણે ખુદ કમળ જ ભ્રમરના જનાજા ઉપર અત્તર અને પુષ્પપાંદડીઓ બિછાવી દે છે. આવું રૂપ અને સુગંધીસભર મૃત્યુનું નિમંત્રણ ભ્રમર જાતે જ સુગંધની આસક્તિ દ્વારા પાઠવે છે.

હરણ શબ્દાસક્તિથી, હાથી સ્પર્શાનુરાગથી, માછલી રસાસ્વાદથી અને ભ્રમર સુગંધાકર્ષણથી જીવનવિનાશને પંથે પ્રસ્થાન કરે છે, તો પતંગિયું માદક રૂપની મસ્તીમાં મોતને ભેટે છે. સ્નેહ અને સ્નેહી, સત્તા અને સિંહાસન, ધન અને યૌવનને આલિંગન કરનારા તો અનેક દીઠાં છે પરંતુ રૂપના રાગમાં જીવન ન્યોચ્છાવર કરનાર અને હસતે મુખે જૌહર કરનારી રજપૂતાણીઓ જેમ અગ્નિ કે દીપકના પ્રકાશમય આંખને આંજી નાંખે તેવા રૂપની જવાળાઓમાં જાતે જ કૂદી જીવનજૌહર કરનારા પતંગિયાનો જોટો જડે તેમ નથી. કેટલું સઘન રૂપનું આકર્ષણ! કેવી છે પતંગિયાની ઉદ્દીપ્ત રૂપવાસના! કે તેને જીવતાં ભસ્મ થવાનો ભય નથી. તેને તો રૂપની જવાળાઓ, સુંવાળા આકર્ષણનો આનંદ પમાડે છે. સ્વયં પોતે જ રંગબેરંગી મેઘધનુષ્યનું હરતું, ફરતું અને ઊડતું પ્રતીક હોય, ઉષા અને નિશાની રંગોળીના રંગોને શરમાવે તેવું તેનું રૂપ હોય, ઇન્દ્રની અટારીઓમાં લટાર મારતી અપ્સરાઓને આંજે તેવું જેનું સૌંદર્ય હોય અને છતાં પતંગિયું દીપકની જવાળામાં કે અગ્નિના પ્રકાશમાં રૂપ શોધે તો આંખ નીચે આવેલા સોજાવાળો, પર્વતોમાં પડેલી તિરાડો કે ખાઈઓ જેવી મોઢા ઉપરની કરચલીવાળો, ખીલ જેવા ગૂમડાવાળો પોતાને કદરૂપો સમજી રોજબરોજ મોઢા ઉપર રંગના લપેડા થપેડા કરતો માનવી પોતાનાથી દૂર અન્ય સ્થળે મળ-મૂત્ર, થૂંક અને પીયાના નશ્વર હાડકાં અને ચામડાના પેકેટ કે પેકિંગ જેવા દેહમાં રૂપ શોધે અને તેની પાછળ ખુવાર થાય, ખોખલો થાય, ખતમ થાય તો તેમાં છે ક્યાં આશ્ચર્ય! માટે જ કવિએ ગાયું છે કે,

"પતંગા એ નહીં સમજે અગર સમજે તો કહી દેજે
દીપકથી દાઝવા કરતાં મજા છે દૂર રહેવામાં."

નિષ્કર્ષમાં હરણ, હાથી, પતંગિયું , માછલી અને ભ્રમર જો એક એક વિષયમાં આસક્ત છે અને માત્ર એક જ વિષયની આસક્તિ તેમની શક્તિ હીણ કરી તેમને વિનાશના માર્ગે ખેંચી જઈ અત્યંત શોચનીય પરિણામ પેદા કરે છે તો મનુષ્ય કે જે જ્ઞાનેન્દ્રિયોના પાંચે પાંચ વિષયો, જેવાં કે શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધમાં મોહાસક્ત બન્યો હોય, પાગલ અને પાપી બન્યો હોય તો તેવા મનુષ્ય માટે આપણે શોક કરવો કેટલો? દયા સંચિત કરવી કેટલી? સહાનુભૂતિ એકત્ર કરી દાખવવી કેટલી?

(છંદ-અનુષ્ટુપ)

दोषेण तीव्रो विषयः कृष्णसर्पविषादपि ।
विषं निहन्ति भोक्तारं दृष्टारं चक्षुषाप्ययम् ॥७६॥

| | | | |
|---|---|---|---|
| **विषयः** | = વિષય | **भोक्तारम्** | = ખાનારને જ |
| **कृष्णसर्पविषात् अपि** | = કાળા સાપના વિષથી પણ | **निहन्ति** | = મારે છે.(જ્યારે) |
| | | **अयम्** | = આ (વિષય તો) |
| **दोषेण तीव्रः** | = અધિક દોષવાળો છે. | **चक्षुषा** | = નજરથી |
| **विषम्** | = (કારણ કે) વિષ | **दृष्टारं अपि** | = જોનારને પણ (મારે છે.) |

પૂર્વે શબ્દાદિ પાંચ વિષયોથી ઉત્પન્ન થતું બંધન સદૃષ્ટાંત સમજાવામાં આવ્યું. ત્યારબાદ તે જ વિષયનો વિસ્તાર કરતા અત્રે શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધ જેવા ઈન્દ્રિયોના વિષયો ઝેરી સર્પના ઝેર કરતાં પણ વધુ ઝેરી અને ઘાતક હોય છે તેવું જણાવતાં દર્શાવ્યું છે કે કાળા ઝેરી સર્પનું ઝેર તો જેને સર્પ કરડે તેને જ ચઢે છે. જ્યારે શબ્દ આદિ વિષયોનું ઝેર તો તેના સમાગમ કે સ્પર્શ વિના જ ચઢે છે. શબ્દાદિ વિષયનો સીધે સીધો સ્પર્શ ન થાય પરંતુ માત્ર દૂરથી તે દૃશ્ય થાય કે જો તેવા શબ્દનું દૂરથી શ્રવણ થાય તો પણ વ્યક્તિ વિષયસ્પર્શ પૂર્વે ઘાયલ થઈ,

મૃત્યુ પૂર્વે મરે છે. દા.ત. કોઈ દુશ્મન, દુર્જન કે અસામાજિક તત્ત્વ જેવો પુરુષ, કોઈ સજ્જનને દૂરથી ઊભો ઊભો અપશબ્દ સંભળાવે, ગાળો દે કે તેનું અપમાન કરે તો અપશબ્દ બોલનાર દૂર હોય, સર્પ જેમ નજીક આવી કરડયો ન હોય છતાં તેના શબ્દો દૂરથી જ સજ્જનના અહંકારને હણે છે. તેમ થતાં શબ્દોનું એવું તો ઝેર પ્રસરે છે કે મામલો મારામારી, તકરાર કે કોઈ વાર કરપીણ હત્યા સુધી પહોંચે છે. આ બાબતમાં દ્રૌપદી અને દુર્યોધનનું દૃષ્ટાંત ખૂબ જ ખ્યાતનામ પામેલું છે. દ્રૌપદીએ મ્હેણું માર્યું કે, 'આંધળાના છોકરા આંધળા જ હોય છે' આ શબ્દબાણ દૂરથી જ દુર્યોધનના હૃદયને એવું તો ઘાયલ કરી ગયું, દ્રૌપદીના શબ્દોનું ઝેર એટલું બધું દુર્યોધનના વિચારોમાં વ્યાપી ગયું કે તેણે વેરની વસૂલાતનો તકતો ગોઠવ્યો અને અંતે આપણે સૌ જાણીએ છીએ તેમ દ્રૌપદીને ભરસભામાં નિર્વસ્ત્ર કરવામાં આવી, ચોટલો ખેંચીને દુઃશાસને દ્રૌપદીને અપમાનિત કરી, ભરસભામાં ઊભી કરી. કૌરવોએ દ્રૌપદીને પોતાની સાથળ થાબડી ઉપર બેસાડવાની કુચેષ્ટા પણ કરી અને છતાં વેરનું ઝેર ઉતર્યું નહીં. અરે! આ શબ્દબાણનું ઝેર કેવું હશે એ તો વિચારો! જો સર્પનું ઝેર ચઢયું હોય તો ઝેરના મારણ જેવી દવાઓ (ANTIVENOM) આપી ઝેર ઉતારી શકાય અગર કોઈ મદારી કે ગારુડીની મદદ લઈ મંત્રોચ્ચાર દ્વારા પણ સાપ કરડયો હોય તેને સાંત્વન આપી શકાય પરંતુ દ્રૌપદી જેમ જો કોઈએ શબ્દબાણ છોડયું હોય તો તેવા બાણની કોઈ દવા હોતી નથી. સ્વયં શ્રીકૃષ્ણ પરમાત્મા શાંતિદૂત થઈને મહાભારતનું યુદ્ધ અટકાવવા પ્રયાસ કરી ચૂકયા હતા, છતાં દુર્યોધનના ઝેરનું શમન થયું નહીં અને અંતે શબ્દબાણનું પરિણામ મહાભારતના યુદ્ધમાં પરિણમ્યું. તે જ દર્શાવે છે કે કાળા સર્પના ઝેર કરતાં પણ શબ્દાદિ વિષયનું ઝેર અતિ ભયંકર હોય છે અને ઘણે દૂરથી જ તેની ઘાતક અસર થાય છે.

તે જ પ્રમાણે જો કોઈ સ્વરૂપવાન લલના દૂર ઊભી રહીને પોતાના નયનબાણથી જો કોઈ પુરુષને ઘાયલ કરે તો ઝખમી થયેલા તે પુરુષનું ઝેર ઉતારવા મંત્ર, તંત્ર કે દવાદારુ કોઈ જ સમર્થ હોતું નથી. માત્ર પેલી રૂપવતી સૌંદર્યસભર નવયૌવના જ ભોગાસક્ત પુરુષને શાતા

આપી શકે છે. આથી સ્પષ્ટ છે કે દૃષ્ટિનો વિષય, 'રૂપ' તો માત્ર જોવાથી જ વ્યક્તિને ઘાયલ કરે છે, હણે છે અર્થાત્ પાસે આવ્યા વિના પણ રૂપ કે સૌંદર્યનું ઝેર ચઢતું હોય છે. માટે જ કહ્યું છે કે સર્પનું ઝેર તો કરડે તેને જ ચઢે પરંતુ રૂપ કે સૌંદર્યનું ઝેર કે નશો તો જોનારને પણ ચઢે છે અને નડે છે. તેથી શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધ જેવા વિષયો કાળા નાગના ઝેર કરતાં પણ વધુ ઝેરી ગણી સાધકે કે મોક્ષમાર્ગના પથિકે તેવા વિષયોથી દૂર રહેવા પ્રયત્ન કરવો જોઈએ. મણિરત્નમાળામાં એવો પ્રશ્ન છે કે 'ઝેરથી વધુ ઝેરી કોણ? અને નિત્ય, નિરંતર દુઃખી કોણ?' એના જવાબમાં ઉત્તર છે કે 'ઇન્દ્રિયોના શબ્દાદિ વિષયો ઝેરથી પણ ઝેરી છે અને વિષયોમાં જે અનુરાગી કે આસક્તિવાળો છે તે સદા સર્વદા દુઃખી જ છે.'

विषाद्विषं किं ? विषयाः समस्ताः ।
दुःखी सदा को ? विषयानुरागी ॥१३॥ (મણિરત્નમાળા)

આવું હોવાથી જ અષ્ટાવક્રગીતામાં પણ ઉપદેશ અપાયેલો છે કે

'मुक्तिमिच्छसि चेत्तात विषयान् विषवत् त्यज ।'

જે કોઈ મુક્તિની ઇચ્છા રાખતો હોય તેણે શબ્દાદિ વિષયોને વિષની જેમ ઝેરી સમજી દૂરથી જ છોડી દેવા જોઈએ.

(છંદ-અનુષ્ટુપ)

**विषयाशामहापाशाद्यो विमुक्तः सुदुस्त्यजात् ।**
**स एव कल्पते मुक्त्यै नान्यः षट्शास्त्रवेद्यपि ॥८०॥**

**सुदुस्त्यजात्** = જેનો ત્યાગ અતિ કઠિન છે એવી
**विषयाशामहापाशात्** = વિષયની આશાના મહાન બંધનમાંથી
**यः** = જે
**विमुक्तः** = છૂટયો
**सः एव** = તે જ
**मुक्त्यै** = મોક્ષને માટે
**कल्पते** = યોગ્ય થાય છે.
**अन्यः** = બીજો કોઈ
**षट्शास्त्रवेदी** = છ શાસ્ત્રને જાણનારો
**अपि न** = (હોય) તો પણ નહીં.

ઇન્દ્રિયોના વિષયોની આસક્તિ કે રાગને બંધન તરીકે વર્ણવી તેવી વિષયાસક્તિ જ મોક્ષમાર્ગે અનુલ્લંઘનીય વિઘ્ન છે, તેવું જણાવી હવે ઉપરોક્ત ચર્ચાના નિષ્કર્ષમાં જણાવે છે કે શબ્દાદિ વિષયોનો રાગ જ બંધનનું મૂળ કારણ છે. તે જ મહાન દુઃખ છે. તેથી સ્પષ્ટ છે કે જેનો ત્યાગ કરવો કપરું કાર્ય છે તેમ છતાં જો કોઈ ઉપાયે દુષ્કર વિષયત્યાગ શક્ય બને તો જ બંધનમાંથી મુક્તિ મળે છે. આ જ શાસ્ત્રોનો સંદેશ છે. શ્રુતિઓનો ઉપદેશ છે કે અઢાર પુરાણોનો સાર છે. વિષયોના ત્યાગ વિના ભલેને કોઈ ષડ્દર્શનાચાર્ય કે છ એ છ શાસ્ત્રનો વિદ્વાન, પારંગત કે આચાર્ય બન્યો હોય પરંતુ તે જીતેન્દ્રિય ન થયો હોય કે તેણે વિષયોને વિષવત સમજી તેનો ત્યાગ ન કર્યો હોય તો તેવો વિષયોનો દાસ શાસ્ત્રવેત્તા હોવા છતાં વિષયોના પાશમાં બધ્ધ છે. તેવા વિષયાસક્તને તો મુક્તિના પડછાયામાં પણ પ્રવેશ મળતો નથી.

(છંદ-ઉપજાતિ)

आपातवैराग्यवतो मुमुक्षून्
भवाब्धिपारं प्रतियातुमुद्यतान् ।
आशाग्रहो मज्जयतेऽन्तराले
निगृह्य कण्ठे विनिवर्त्य वेगात् ॥८१॥

| | | | |
|---|---|---|---|
| भवाब्धिपारम् | =સંસારસાગરને | आशाग्रहः | = આશારૂપી મગર |
| प्रतियातुम् | =પાર કરવાને | वेगात् विनिवर्त्य | = વેગથી પાછો ફરી |
| उद्यतान् | =તૈયાર થયેલા | कण्ठे निगृह्य | = ગળેથી પકડી |
| आपातवैराग्यवतः | =આપાત વૈરાગ્યવાળા | अन्तराले | = વચ્ચે જ |
| मुमुक्षून् | =મુમુક્ષુઓને | मज्जयते | = ડુબાડી દે છે. |

ઉપરોક્ત વિચારને વિસ્તરતા જણાવે છે કે જે વિષયાસક્ત પુરુષો માત્ર સ્મશાનવૈરાગ્ય દ્વારા સંસારસમુદ્રને પાર કરવા તૈયાર થયા છે તેવા ભીરુ, રાગી પુરુષોને વિષયાસક્તિરૂપી મગર સંસારસમુદ્રની વચ્ચે જ ગળું પકડીને ડૂબાડી દે છે. તેઓ મોક્ષના કિનારા સુધી પહોંચી શકતા

જ નથી. તાત્પર્યમાં, વૈરાગ્ય વિના ન તો સંસારસાગર તરી શકાય, ન તો શાસ્ત્રોમાં છુપાયેલું અસંગ શસ્ત્ર પ્રાપ્ત થઈ શકે. માટે મોક્ષના અનેક સાધનોમાં જે મહત્ત્વનું છે તે વૈરાગ્ય છે અને વૈરાગ્યનો મહિમા દર્શાવવા માટે અત્રે અનેક દૃષ્ટાંતો દ્વારા તેની સઘન ચર્ચા કરવામાં આવી છે.

(છંદ–અનુષ્ટુપ)

**विषयाख्यग्रहो येन सुविरक्त्यसिना हतः ।**
**स गच्छति भवाम्भोधेः पारं प्रत्यूहवर्जितः ॥८२॥**

| | | | |
|---|---|---|---|
| **येन** | = જેણે | **हतः** | = મારી નાંખ્યો છે, |
| **विषयाख्य–ग्रहः** | = વિષય નામના મગરને | **सः** | = તે |
| | | **प्रत्यूहवर्जितः** | = નિર્વિઘ્નતાથી |
| **सुविरक्ति–असिना** | = દૃઢ વૈરાગ્યરૂપી તલવારથી | **भवाम्भोधेः** | = સંસારસાગરને |
| | | **पारं गच्छति** | = તરી જાય છે. |

શાસ્ત્રોમાં અને વિશેષ કરીને ભગવદ્‌ગીતાના પંદરમા અધ્યાયમાં જે અસંગ શસ્ત્રની વાત કરવામાં આવી છે , તે અસંગ શસ્ત્ર એટલે જ વૈરાગ્યરૂપી તલવારની વાત છે. સંગ એટલે રાગ અને રાગનું જે છેદન કરે, રાગને જે કાપી નાંખે, રાગને જે નિર્મૂળ કરી તેની આત્યંતિક નિવૃત્તિ જીવનમાં આણે, તેવા શસ્ત્રને અસંગ શસ્ત્ર કહ્યું છે અને તેવા અસંગ શસ્ત્રને જ અત્રે શંકરાચાર્યજી વિરક્તિ કે વૈરાગ્યની ધારદાર તલવાર તરીકે જણાવે છે. "**सुविरक्तिः एव असिः तेन हतः**"= જે તીવ્ર વૈરાગ્યરૂપી તલવાર વડે હણાયો છે, જેણે વૈરાગ્યરૂપી શસ્ત્ર વડે કે તલવાર દ્વારા વિષયાસક્તિરૂપી મગરને હણ્યો છે, તે જ સંસારસાગરને તરવા વિઘ્નરહિત થયો છે. તેને માટે જ ભવસાગરનું તરણ સરળ અને સુગમ છે. વાસ્તવમાં તો વિષયાસક્તિની આત્યંતિક નિવૃત્તિ કરવી એટલે જ બંધનની આત્યંતિક નિવૃત્તિ ગણાય છે. મોટામાં મોટું બંધન કે મહાન વિઘ્ન જ વિષયાસક્તિનું હોય છે. તેને જે દૂર કરી શકે છે તે જ

પોતાના આત્મસાક્ષાત્કારને અજાણતા પાસે લાવી શકયો છે.

(છંદ-માલિની)

विषमविषयमार्गैर्गच्छतोऽनच्छबुद्धेः
प्रतिपदमभिघातो मृत्युरप्येष सिद्धः ।
हितसुजनगुरूक्त्या गच्छतः स्वस्य युक्त्या
प्रभवति फलसिद्धिः सत्यमित्येव विद्धि ॥८३॥

| | |
|---|---|
| विषम–विषयमार्गैः = વિષયોરૂપી વિકટ માર્ગોથી | हित–सुजन–गुरु–उक्त्या = હિતેચ્છુ, સજ્જન અને સદ્ગુરુની આજ્ઞાનુસાર |
| गच्छतः = જનાર | स्वस्य युक्त्या = (અને) પોતાની યુક્તિથી |
| अनच्छबुद्धेः = મલિન બુદ્ધિવાળાને | |
| प्रतिपदम् = ડગલે ને પગલે | गच्छतः = જનાર મનુષ્યને |
| अभिघातः = ઠોકરો વાગતાં (અંતે) | फलसिद्धिः = (મોક્ષરૂપ)ફળની સિદ્ધિ |
| मृत्युः अपि = મરણ (પતન) પણ | प्रभवति = થાય છે. |
| एषः सिद्धः = ચોક્કસ થાય છે. (પરંતુ) | इति सत्यं एव = આ સત્ય જ છે |
| | विद्धि = (તેમ) જાણ. |

જે પુરુષોની બુદ્ધિ વિષયાસક્તિને લીધે મલિન કે દૂષિત થયેલી છે તેમનો વિષયભોગ કોઈ રીતે અટકતો નથી. એટલું જ નહીં, ધીમે ધીમે તેઓની ભોગેચ્છા અતિ તીવ્ર બને છે અને તેમ થતાં તેઓ વિનાશ કે કાળના મુખ પ્રતિ નિરંતર આગળ ધપે છે. એવું સત્ય, હે શિષ્ય! તું સમજી લે. પરંતુ જે કોઈ સદ્ગુરુના ઉપદેશનું નિષ્ઠાપૂર્વક શ્રવણ કરીને તે પ્રમાણે વર્તન કરનારો હોય છે, ગુરુના આદેશ અનુસાર મનન તથા નિદિધ્યાસન કરવાવાળો હોય છે, તેને આત્મજ્ઞાનના ફળરૂપી મોક્ષની સિદ્ધિ અવશ્ય થાય છે. આ સત્યનો તું નિઃસંદેહ સ્વીકાર કર અને તેવા સ્વીકારમાં જ તારું અંતિમ શ્રેય સમજ.

(છંદ-ઉપજાતિ)

मोक्षस्य काङ्क्षा यदि वै तवास्ति
त्यजातिदूराद् विषयान् विषं यथा ।
पीयूषवत्तोषदयाक्षमार्जवः
प्रशान्तिदान्तीर्भज नित्यमादरात् ॥८४॥

| | | | |
|---|---|---|---|
| यदि वै | = જો ખરેખર, | तोष–दया–क्षमा–आर्जवः– | |
| तव | = તને | प्रशान्ति–दान्तीः | = સંતોષ, દયા, |
| मोक्षस्य काङ्क्षा | = મોક્ષની આકાંક્ષા | | ક્ષમા, સરળતા, |
| अस्ति | = હોય તો, | | શમ (અને) દમનું |
| विषं यथा | = ઝેરની માફક | पीयूषवत् | = અમૃતની જેમ |
| अतिदूरात् | = દૂરથી જ | नित्यम् | = દરરોજ |
| विषयान् | = વિષયોને | आदरात् | = આદરપૂર્વક |
| त्यज | = છોડી દે. | भज | = સેવન કર. |

હવે સદ્‌ગુરુ શબ્દાદિ વિષયોનો ત્યાગ સૂચવી, સદાચારને અમૃત જણાવી, તેનું સેવન કરવાની સલાહ આપતા સમગ્ર વિષયચર્ચાની પૂર્ણાહુતિ કરે છે અને અંતિમ આદેશ આપી શિષ્ય પર જાણે સ્નેહવર્ષા કરતા હોય તેવું જણાય છે.

હે શિષ્ય! વાસ્તવમાં જો તને પરમપુરુષાર્થ એવા મોક્ષની જ ઇચ્છા હોય, જો તારું મન ધર્મ, અર્થ અને કામમાંથી ઉપરામ થઈ ગયું હોય તો તું ઇન્દ્રિયોના ભોગ જેવા શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધ જેવા વિષયોને વિષ સમાન ગણી દૂરથી જ ત્યાગી દે, એટલું જ નહીં પરંતુ તારા પરમ કલ્યાણ માટે નિશદિન પ્રમાદ વિના સંતોષ, દયા, ક્ષમા, સરળતા, શાંતિ અને ઇન્દ્રિયોના નિગ્રહને અમૃત સમાન ગણી તેનું પાન કર. અર્થાત્ નિત્ય સદાચારનું સેવન કરવું અને વિષયભોગ જેવા દૂરાચારનો ત્યાગ કરવો તે જ મુમુક્ષુ માટે મેળવેલી મહાન સિદ્ધિ ગણાય છે. આમ, અત્રે આચાર્યશ્રીએ જણાવ્યું કે મુમુક્ષુએ શેનો સ્વીકાર કરવો જોઈએ અને કોનો ત્યાગ કરવો જોઈએ. આવો જ ઉપદેશ

આપતાં શ્રી ભોલેબાબા જણાવે છે કે,

"जो मोक्ष है तू चाहता विष सम विषय तज तात रे
आर्जव क्षमा संतोष शम दम पी सुधा दिनरात रे ।
संसार जलती आग है इस आग से झट भागकर
आ शांत शीतल देश में हो जा अजर हो जा अमर ।"

(છંદ-ઉપજાતિ)

अनुक्षणं यत् परिहृत्य कृत्य-
मनाद्यविद्याकृतबन्धमोक्षणम् ।
देहः परार्थोऽयममुष्य पोषणे
यः सज्जते सः स्वमनेन हन्ति ॥८५॥

अनादि–अविद्या–कृत–बन्ध–मोक्षणम् = અનાદિ અવિદ્યાથી ઉપજેલા બન્ધનમાંથી મુક્તિ
यत् कृत्यम् =(મેળવવા માટેનું) જે કર્તવ્ય કર્મ છે
परिहृत्य =તેનો પરિત્યાગ કરીને
परार्थः अयं देहः = બીજાના ઉપયોગવાળું આ સ્થૂળશરીર છે.
अमुष्य पोषणे = તેના પોષણમાં
यः =જે (મનુષ્ય)
अनुक्षणम् =પ્રતિક્ષણ
सज्जते =રચ્યોપચ્યો રહે છે
सः =તે
अनेन =આમ કરવાથી
स्वं हन्ति =પોતાની જાતની જ હત્યા કરે છે.

શ્રી શંકરાચાર્યજી વિષયાસક્તિનો વિચાર પૂરો કરી હવે નવા વિષય-વિવેચનનો પ્રારંભ કરતાં જણાવે છે કે સ્વસ્વરૂપનું અજ્ઞાન કે અવિદ્યા અનાદિ કાળથી ચાલી આવી છે એટલું જ નહીં પરંતુ અવિદ્યા ક્યારે ઉત્પન્ન થઈ તેનું જ્ઞાન ન હોવાથી તેને અનાદિ અવિદ્યા કહેવામાં આવે છે. તાત્પર્યમાં

આવી અવિદ્યા કે આત્મસ્વરૂપનું અજ્ઞાન જ વાસ્તવમાં બંધનનું કારણ છે. તત્ત્વાર્થે તો પ્રત્યેક વ્યક્તિ નિરાકાર, અજન્મા, અશરીરી આત્મા છે, એટલું જ નહીં પરંતુ તે શરીરથી અસંગ અને ન્યારો છે. શરીરમાં હોવા છતાં તેને શરીરનો સ્પર્શ નથી. છતાં શરીર સાથેના ખોટા તાદાત્મ્યથી તે માની બેસે છે કે શરીર મારું છે અને હું જ શરીર છું. આવો અહંભાવ કે મમભાવ જ, બંધન કહેવાય છે. આવું બંધન અનાદિ અવિદ્યા દ્વારા જ ઉત્પન્ન થયું છે તેવો સંકેત આપી અત્રે સમજાવ્યું છે કે તેવા બંધનથી છૂટવાનું કાર્ય ક્ષણે ક્ષણે પ્રત્યેક મુમુક્ષુ દ્વારા થવું જોઈએ. જેને મનુષ્યદેહ મળ્યો છે તેણે જો કંઈ કરવા જેવું ઉત્કૃષ્ટ કર્મ હોય તો તે કાર્ય માત્ર બંધનથી મુક્તિનું જ કાર્ય છે. તેવા શ્રેયયુક્ત કર્તવ્યનો ત્યાગ કરીને જે પુરુષ માત્ર પોતાના દેહના પોષણમાં જ તત્પર અને આસક્ત રહે છે, શરીરની સુખાકારી અને ઇન્દ્રિયભોગો માટે જ સમય વ્યતીત કરે છે, તે પોતાના આવા દુષ્કૃત્યો વડે પોતાનું હનન કરે છે. એટલું જ નહીં, તેવા કૃત્યોથી તે પોતાના દુઃખમાં નિત્ય નિરંતર વૃદ્ધિ જ કર્યા કરે છે. તે સમજે છે કે દેહ, ઉત્થાન માટે નથી, મુક્તિ માટે તો જરા પણ નહિ, બલકે રંગ રાગ અને ભોગ માટે જ છે. તેની આવી ભ્રાંતિ જ તેના જીવનની શાંતિને હણી લે છે અને પોતે પોતાના આત્મસામ્રાજયનો માલિક હોવા છતાં અવિદ્યાએ કરીને પાયમાલીના રસ્તે દેહના પોષણમાં જાતે જ ખુવાર થઈ ખતમ થઈ જાય છે.

જેમ કોઈ ટાઈફૉઇડના રોગીને ખોરાક લેવાની મના કરવામાં આવી હોય અને મધુપ્રમેહના દર્દીને સાકર કે ગળ્યા પદાર્થોની મના ફરમાવવામાં આવી હોય, છતાં તેવા દર્દીઓ તબીબી સૂચનાની પરવા કર્યા વિના શર્કરાયુક્ત ગળ્યા પદાર્થો વારંવાર આરોગે , તો અંતે તેઓ રોગના ભયંકર આક્રમણથી ઘેરાઈ મૃત્યુને શરણ થાય છે. તેવી જ રીતે વિષયભોગની ઇચ્છાથી પીડાતો કે વાસનારૂપી રોગનો શિકાર બનેલો રોગી મનુષ્ય, જો વાસનાનો ત્યાગ કરવાને બદલે નિત્ય નવી નવી વાસનાઓનો વંટોળ ઊભો કર્યા કરે અને તે વાસનાને સંતૃપ્ત કરવા ભોગ ભોગવ્યા જ કરે, વિષયોનો સાથ કે સંગાથ છોડે જ નહીં તો ઉપર જણાવેલા દર્દીની જેમ તે પણ વાસનારૂપી રોગના

આક્રમણથી શરીરને પુષ્ટ કરવાના પ્રયત્નોમાં અંતે શરીરનો નાશ સર્જે છે. કારણ કે કોઈ પણ વસ્તુ કે ભોગની અતિને જ વાસ્તવમાં ઝેર કહેવામાં આવે છે. "ANYTHING IN EXCESS IS POISON." આમ, દેહના પોષણમાં રત રહેલો અજ્ઞાની જાતે જ પોતાનો વિનાશ નોતરે છે. તેનું મુખ્ય કારણ પૂર્વે સમજાવેલી અવિદ્યા જ છે. વાસ્તવમાં તો તેવા અજ્ઞાનીએ દેહની અનિત્યતા અને વિષયભોગની નશ્વરતા સમજવી જોઈએ. જ્યારે તેને, દેહ અને તેના ભોગ્યપદાર્થો નાશવંત છે તેવું સમજાશે ત્યારે જ તેની વિષયદોટ બંધ થશે. નહિ તો તે શરીરના પોષણ માટે, દેહની સુખાકારી માટે, કે વિષયભોગ માટે જીવનનો અમૂલ્ય સમય બરબાદ કરશે કે વિષયદોટમાં રત રહેશે. ભોગજન્ય દુઃખ દૂર કરવાને બદલે તે નિત્ય તેની વૃદ્ધિ જ કર્યા કરશે. માટે મુમુક્ષુએ દેહાસક્તિ કે દહેતાદાત્મ્ય તોડી આત્મચિંતનાર્થે તત્પર થવું જોઈએ.

(છંદ-અનુષ્ટુપ)

शरीरपोषणार्थी सन् य आत्मानं दिदृक्षति ।
ग्राहं दारुधिया धृत्वा नदीं तर्तुं स इच्छति ॥८६॥

| | | | |
|---|---|---|---|
| **शरीरपोषणार्थी** | = સ્થૂળ દેહના લાલન-પાલનમાં રચ્યો પચ્યો | **सः ग्राहम्** | = તે મગરને |
| | | **दारुधिया** | = લાકડું માની |
| **सन्** | = હોવા છતાં | **धृत्वा** | = તેને પકડીને |
| **यः** | = જે (મનુષ્ય) | **नदीम्** | = નદી |
| **आत्मानम्** | = આત્માનો | **तर्तुम्** | = તરવાની |
| **दिदृक्षति** | = સાક્ષાત્કાર ઈચ્છે છે | **इच्छति** | = ઈચ્છા કરે છે! |

પ્રસ્તુત શ્લોકમાં અવિદ્યાગ્રસ્ત અજ્ઞાની માટે એક માર્મિક કટાક્ષ જોવામાં આવે છે. તત્ત્વાર્થે તો હું શરીર નથી જ, છતાં અજ્ઞાની કે જેણે શરીર સાથે તાદાત્મ્ય કરી, 'હું દેહ છું', તેવો નિર્ણય કર્યો છે તેવો જડ દેહમાં આત્મબુદ્ધિ રાખનારો કે નાશવંત શરીરને અવિનાશી આત્મા માનનારો કદાપિ આત્મસાક્ષાત્કાર કરી શકે નહીં. જે પોતાને શરીર સમજે છે તે તો શરીરના મૃત્યુ સાથે જ મરણ પામે છે પછી તે કઈ રીતે 'હું અજર અમર આત્મા છું' તેવું

જ્ઞાન પ્રાપ્ત કરીને આત્મસાક્ષાત્કાર કરી શકે? આમ છતાં, જો કોઈ અજ્ઞાની શરીરને જ પોતાનું સ્વરૂપ માનતો હોવા છતાં આત્મસાક્ષાત્કારની ખેવના કરે કે અજર અમર થવાની અપેક્ષા રાખે, તો તેનો તેવો પ્રયત્ન એટલો જ હાસ્યાસ્પદ નીવડશે, જેટલો કોઈ મનુષ્ય નદી પાર કરવા માટે શક્તિશાળી મગરમચ્છને લાકડું સમજી તેના પર સવાર થઈ નદીની પેલે પાર જવા પ્રયત્ન કરતો હોય. હકીકતમાં, નદી પાર કરવાની ઇચ્છાવાળા મૂઢનો તો પાણીમાં પડતાની સાથે જ મગરમચ્છ કોળિયો કરી જશે, પછી નદી પાર કરવાનો પ્રશ્ન જ પતી જશે. તેવી રીતે, 'હું શરીર છું' તેવી દેહાત્મબુદ્ધિ રાખનારો જો દેહાસક્તિથી મુક્ત થયા વિના, દેહના પોષણમાં જ રત હોવા છતાં, દેહના ભોગમાં ગળાડૂબ હોવા છતાં, આત્મસાક્ષાત્કારને પંથે અવિદ્યા સાથે જો સંસારસાગરમાં પડતું મૂકશે, તો નહીં પહોંચે પેલે પાર કે નહીં પકડી શકે પુનઃ પોતાનો કિનારો. તે તો ભવસાગરમાં જ ડૂબકાં ખાતો, વિષયાસક્તિના વમળમાંથી બહાર ન નીકળતાં, મૃત્યુને શરણે જશે. માટે જ વિવેકી પુરુષે દેહાસક્તિ છોડી, તેમાં રહેલો અહંભાવ કે મમભાવ તોડી, અવિદ્યાનું શરણ ત્યાગી બ્રહ્મવિદ્યાનું શરણ સ્વીકારવું જોઈએ.

(છંદ-અનુષ્ટુપ)

मोह एव महामृत्युर्मुमुक्षोर्वपुरादिषु ।
मोहो विनिर्जितो येन स मुक्तिपदमर्हति ॥८७॥

| | | | |
|---|---|---|---|
| मुमुक्षोः | = મુમુક્ષુનો | मोहः | = મોહને |
| वपुः आदिषु | = શરીર વગેરે પદાર્થોમાં | विनिर्जितः | = જીતી લીધો (છે.) |
| मोहः एव | = મોહ જ | सः | = તે (જ) |
| महामृत्युः | = મહામૃત્યુ (છે.) | मुक्तिपदम् | = મોક્ષપદને |
| येन | = જેણે | अर्हति | = યોગ્ય છે. |

(છંદ-અનુષ્ટુપ)

मोहं जहि महामृत्युं देहदारसुतादिषु ।
यं जित्वा मुनयो यान्ति तद् विष्णोः परमं पदम् ॥८८॥

| | | | |
|---|---|---|---|
| यम् | = જેને | तत् | = તે |
| जित्वा | = જીતીને | देहदारसुतादिषु | = દેહ, સ્ત્રી, પુત્ર વગેરેમાં |
| मुनयः | = મુનિઓ | | |
| विष्णोः | = વિષ્ણુના | महामृत्युम् | = મહામૃત્યુરૂપ |
| परमं पदम् | = પરમ પદને | मोहम् | = મોહનો |
| यान्ति | = પામે છે | जहि | = નાશ કર. |

દેહાત્મબુદ્ધિવાળા માટે સંસારતરણ અતિમુશ્કેલ છે અને તેઓ મુક્તિરૂપી કિનારે ન પહોંચતા, અધવચ્ચે ડૂબે છે તેવું જણાવી હવે પછીના બે શ્લોકમાં શંકરાચાર્યજી મોહનું સ્વરૂપ અને મોહથી મુક્ત થનારો જન્મ-મૃત્યુના ચક્રને કાપી કેવી રીતે પરમપદને પામે છે તે દર્શાવે છે.

અત્રે દેહ કે શરીર તો અનેક પ્રકારના મોહનું પ્રતીક માત્ર છે. જેમ અજ્ઞાનીને પોતાના શરીરમાં રાગ, આસક્તિ કે મોહ જન્મે છે અને માટે જ તે શરીરમાં, અહંભાવ અને મમભાવ ઉત્પન્ન કરી, 'શરીર મારું છે' તેવું માની, શરીરનાં પોષણાર્થે, ભોગાર્થે સમય બરબાદ કરી, દુઃખ અને દર્દમાં પડે છે. 'હું શરીર છું', એવા અહંભાવથી જ કર્તાભાવે કર્મ કરી, કરેલાં કર્મનાં ફળ ભોગવવા વર્તમાન શરીર છોડી પુનઃ નવું શરીર પ્રાપ્ત કરવા માતાના ગર્ભમાં પ્રવેશ કરે છે. મળ અને મૂત્ર વચ્ચે ગર્ભની અંધારી કોટડીમાં નવ મહિના યાતના સહન કરે છે અને પુનઃ જન્મે છે. આમ, શરીરનાં કર્મોને પોતાના માની, કર્મ ભોગવવા માટે જન્મ અને મૃત્યુનાં ચક્રમાં પડે છે. તેનું કારણ માત્ર શરીરનો મોહ, ખોટું શરીરતાદાત્મ્ય અને શરીરમાં રહેલો અહંભાવ જ છે. જે કોઈ પોતાને શરીર માને છે તે જ ક્ષણે તે મૃત્યુને આધીન થાય છે, કારણ કે શરીર તો જડ છે ચેતનહીન છે. જન્મમૃત્યુના ચક્રને વરેલું છે. જ્યારે આત્મા તો અશરીરી અને અજન્મા છે, છતાં પોતાને શરીર માનવારૂપી મોહ જ તત્કાળ મૃત્યુ છે. શરીરનું મૃત્યુ તો પ્રારબ્ધ પૂર્ણ થતાં નિશ્ચિત થવાનું જ છે. પરંતુ શરીરનાં મોહમાં પોતાને શરીર માનનારો તો દેહ છૂટતાં પૂર્વે જ મૃત્યુને પામે છે. માટે જ આચાર્યશ્રીએ જણાવ્યું છે કે "**मोहः एव मुमुक्षोः महामृत्युः**"

મોહ એજ મુમુક્ષુઓ માટે મહાનમૃત્યુ છે.

મોહને મહામૃત્યુ તરીકે જણાવી આચાર્યશ્રી ઉપદેશે છે કે જેણે આવા મોહ ઉપર જીત મેળવી તેનો નાશ કર્યો છે અર્થાત્ જેણે દેહતાદાત્મ્ય, અહંભાવ, મમભાવ વિગેરેનો ત્યાગ કર્યો છે અગર જ્ઞાનમાં તેવા અજ્ઞાનનો બાધ કર્યો છે તેવો મનુષ્ય જ મોક્ષ કે મુક્તિરૂપી પદને પ્રાપ્ત કરે છે. એવો મોહનિર્મુક્ત થયેલો જ આત્મજ્ઞાનનો અધિકારી થઈ આત્મજ્ઞાનના ફળરૂપે પરમપદ જેવી મુક્તિને પ્રાપ્ત કરે છે.

શિષ્યને મોહના ત્યાગ માટે અને પરમપદની પ્રાપ્તિ માટે પ્રેરણા અને પ્રોત્સાહન પૂરાં પાડવા આચાર્યશ્રી તે પછીના શ્લોકમાં શિષ્યને જણાવે છે કે સ્થૂળ શરીર, સ્ત્રી, પુત્ર વિગેરેમાં જે મહામૃત્યુ જેવો મોહ છે તેને તું દૃઢતાપૂર્વક જ્ઞાનની તલવાર દ્વારા કાપી નાંખ કે આત્મજ્ઞાન કે વિવેકના બળે તેવા મોહ ઉપર વિજય પ્રાપ્ત કર. કારણ કે પૂર્વે અનેક ઋષિમુનિઓએ મોહ પર વિજય મેળવીને જ ભગવાન વિષ્ણુના પરમપદની પ્રાપ્તિ કરેલી છે. માટે તારા જેવા શ્રેયાર્થીએ પણ ઋષિમુનિઓની જેમ પ્રયત્ન કરવો જોઈએ. કઠશ્રુતિ પણ વિષ્ણુના પરમપદની પ્રાપ્તિ માટે આવો જ ઉપદેશ આપતાં જણાવે છે કે,

''विज्ञानसारथिर्यस्तु मनः प्रग्रहवान्नरः ।
सोऽध्वनः पारमाप्नोति तद्विष्णोः परमं पदम् ॥''

(કઠશ્રુતિ-૧-૩-૯)

''જે કોઈ માણસ વિવેકશીલ બુદ્ધિરૂપ સારથિથી સંપન્ન અને મનરૂપ લગામને વશમાં રાખનારો છે તે સંસારમાર્ગની પાર પહોંચીને પરબ્રહ્મરૂપ (વિષ્ણુના) પરમાત્માના તે પરમ પદને પામે છે.''

(છંદ-અનુષ્ટુપ)

त्वङ्मांसरुधिरस्नायुमेदोमज्जास्थिसङ्कुलम् ।
पूर्णं मूत्रपुरीषाभ्यां स्थूलं निन्द्यमिदं वपुः ॥८६॥

त्वक्–मांस–रुधिर–स्नायु–मेद–मज्जा– = ચામડી, માંસ, લોહી, સ્નાયુ,
अस्थिसङ्कुलम् મેદ, મજ્જા અને હાડકાંનો સમૂહ

| | |
|---|---|
| मूत्रपुरीषाभ्यां पूर्णम् | = (અને) મળ-મૂત્રથી પૂર્ણ |
| इदं स्थूलं वपुः | = આ સ્થૂળ શરીર |
| निन्द्यम् | = નિન્દાને પાત્ર છે. |

મોહને મહામૃત્યુ તરીકે વર્ણવ્યા બાદ આચાર્યશ્રી, જે દેહાસક્તિથી, દેહતાદાત્મ્યથી કે દેહાત્મબુદ્ધિથી મોહ જન્મે છે તેવા સ્થૂળ શરીરનું હવે પાંચ શ્લોક દ્વારા નિરૂપણ કરે છે. તે ક્રમશઃ વિચારીએ.

અત્રે સ્થૂળશરીરની નિંદા કરવાનો વિષય ઉપાડીને સ્પષ્ટતા કરવામાં આવી છે કે તે મોહાસક્તિનું કારણ છે. ઉપરાંત અશુદ્ધિ અને વિષ્ટાથી પૂર્ણ છે. ચામડી, માંસ, લોહી, નસો, ચરબી, મજ્જા અને હાડકાંનું પીંજર માત્ર છે. આવા અપવિત્ર ગણાતાં શરીરમાં જ અજ્ઞાની મોહ પામી તેમાં અહંભાવ, મમભાવ ઊભો કરે છે અને પોતે ચેતન હોવા છતાં સ્થૂળ શરીરના તાદાત્મ્યથી ષડ્‌વિકારી અને જન્મ-મૃત્યુવાળો સ્વયંને માને છે. આમ, પોતે ચેતન આત્મા હોવા છતાં શરીરની આસક્તિથી જડ બને છે અને શરીરના સુખભોગમાં રચ્યોપચ્યો રહી, આત્મસ્મરણથી વિમુખ થાય છે. આવું આત્મવિસ્મરણ જ મૃત્યુ સમાન છે. માટે જ અત્રે સ્થૂળશરીર નિંદાને પાત્ર છે તેવું જણાવ્યું છે. વિદ્વાનો પણ શરીરને નિંદે છે કારણ કે તે આત્મસાક્ષાત્કારમાં વિઘ્ન છે. ઉપરાંત જ્ઞાનીઓ, સાધકને દેહાસક્તિથી બચાવવા શરીરમાં દોષનું દર્શન કરાવી દેહાસક્તિથી દૂર રહેવામાં મદદ કરે છે. જ્ઞાનીઓને કંઈ સ્થૂળ શરીર માટે દ્વેષ, નફરત કે પૂર્વગ્રહ નથી. પરંતુ તેમની કરુણાદૃષ્ટિ જ તેમને સ્થૂળદેહની નિંદા કરવા પ્રેરે છે. તેથી વિપરીત અભિગમ જોઈએ તો સમજાય કે જો સ્થૂળ શરીરનો સદુપયોગ આત્મજ્ઞાનાર્થે કે મોક્ષાર્થે થાય તો જે શરીરની નિંદા થાય છે તે જ શરીરને મોક્ષનું શ્રેષ્ઠ સાધન માની, ધર્મપ્રાપ્તિનું ઉત્કૃષ્ટ સાધન સમજી તેની સ્તુતિ પણ થાય છે. માટે જ કહ્યું છે કે,

"शरीरमाद्यं खलु धर्मसाधनम् ।"

"ખરેખર શરીર ધર્મનું પ્રથમ સાધન છે."

(છંદ-અનુષ્ટુપ)

पञ्चीकृतेभ्यो भूतेभ्यः स्थूलेभ्यः पूर्वकर्मणा ।
समुत्पन्नमिदं स्थूलं भोगायतनमात्मनः ॥
अवस्था जागरस्तस्य स्थूलार्थानुभवो यतः ॥६०॥

| | | | |
|---|---|---|---|
| पञ्चीकृतेभ्यः | = પંચીકરણ પામેલાં | स्थूलम् | = સ્થૂળ (શરીર છે.) |
| स्थूलेभ्यः | = સ્થૂળ | तस्य | = તેની |
| भूतेभ्यः | = પંચમહાભૂતોમાંથી | अवस्था | = અવસ્થા |
| पूर्वकर्मणा | = પૂર્વકર્મો વડે | जागरः | = જાગ્રત છે. |
| समुत्पन्नम् | = ઉત્પન્ન થયેલું | यतः | = જેનાથી |
| आत्मनः | = જીવાત્માના | स्थूलार्थानुभवः | = સ્થૂળ પદાર્થોનો અનુભવ (થાય છે.) |
| भोगायतनम् | = ભોગના સ્થાનરૂપ | | |
| इदम् | = આ | | |

(છંદ-ઉપજાતિ)

बाह्येन्द्रियैः स्थूलपदार्थसेवां
स्रक्चन्दनस्त्र्यादि विचित्ररूपाम् ।
करोति जीवः स्वयमेतदात्मना
तस्मात्प्रशस्तिर्वपुषोऽस्य जागरे ॥६१॥

| | |
|---|---|
| जीवः | = જીવ |
| स्वयं एतद् आत्मना | = પોતે 'આ શરીર છે', તેવી બુદ્ધિ વડે |
| बाह्येन्द्रियैः | = નેત્ર વગેરે બહારની ઇન્દ્રિયો વડે |
| स्रक्–चन्दन–स्त्री–आदि | = માળા, ચંદન, સ્ત્રી વગેરે |
| विचित्ररूपाम् | = નાના પ્રકારના રૂપવાળા |
| स्थूलपदार्थसेवां करोति | = સ્થૂળ ભોગ્ય પદાર્થોને ભોગવે છે. |
| तस्मात् | = તેથી |
| अस्य वपुषः | = આ (સ્થૂલ) શરીરનું |

जागरे = જાગ્રત અવસ્થામાં
प्रशस्तिः = પ્રાધાન્ય (હોય છે.)

સ્થૂળશરીરની ઉત્પત્તિ કેવી રીતે થઈ અને તેના કારણો કયા કયા છે તેવું જાણવા મોટાભાગના સાધકો કે શ્રેયાર્થીઓને તીવ્ર જિજ્ઞાસા હોય છે. તેઓના સમાધાનાર્થે અત્રે પંચીકરણની પ્રક્રિયાનો ખ્યાલ આપી સમાધાન કરવામાં આવ્યું છે.

અધ્યાત્મમાર્ગના પ્રવાસીઓને એટલું તો સુસ્પષ્ટ હોય છે કે પિંડ અને બ્રહ્માંડની ઉત્પત્તિ પાંચ મહાભૂતથી થઈ છે. તેમાં પણ અપંચીકૃત પંચમહાભૂતો દ્વારા કે તન્માત્રાઓ દ્વારા પાંચ જ્ઞાનેન્દ્રિયો, પાંચ કર્મેન્દ્રિયો પાંચ પ્રાણ, મન-બુદ્ધિ-અહંકાર અને ચિત્ત જેવું અંતઃકરણ ઉત્પન્ન થયું અને ત્યારબાદ પાંચેય મહાભૂતોના તમસ ગુણના સરવાળામાંથી સ્થૂળ શરીરની ઉત્પત્તિ થઈ. અર્થાત્ સ્થૂળ કે પંચીકૃત થયેલા પાંચ મહાભૂતો દ્વારા પૂર્વ જન્મના કર્મ અનુસાર સ્થૂળ દેહ ઉત્પન્ન થાય છે. [આ બાબતની વિશદ વિવેચના પૂ. સ્વામી તદ્રૂપાનંદજીના અપરોક્ષાનુભૂતિ ગ્રંથના શ્લોક નં-૨૦ ના સંદર્ભમાં અપાયેલી છે.] આવા સ્થૂળ દેહ માટે અત્રે એવું કહેવાયું છે કે, સ્થૂળ દેહ જીવાત્માના સુખભોગનું સાધન છે. **'आत्मनः भोगायतनम् स्थूलम् शरीरम् ।'** આ ઉપરથી સ્પષ્ટ થાય છે કે જીવાત્માએ કરેલાં કર્મનું ફળ, જો આ જન્મે ન મળે તો બીજા જન્મે પણ, કર્મના સિદ્ધાંતાનુસાર ભોગવવાનું જ હોય છે. ઉપરાંત ગત જન્મે જીવાત્માએ જે શરીર દ્વારા કર્મ કર્યા હતા તે શરીર તો મૃત્યુને આધીન થઈ, સ્મશાનમાં રખિયા થઈ ગયું હતું, તો પછી જીવાત્માએ કરેલા પુણ્ય-પાપરૂપી કર્મોનું ફળ ભોગવવા માટે જીવાત્મા શરીર લાવે ક્યાંથી? ઉપરાંત, જીવ પોતે તો નિરાકાર હોવાથી ન ભોગવી શકે ઇન્દ્રિયોના ભોગ કે અવયવ રહિત હોવાથી ન કરી શકે નવું કર્મ. માટે જ પુનર્જન્મે જીવાત્મા નવું શરીર ધારણ કરે છે. એટલું જ નહીં, પરંતુ શરીરનો અભિમાની પણ બને છે. અર્થાત્ શરીરમાં અહંભાવ કે મમભાવ ઊભો કરી સુખ-દુઃખને ભોગવ્યા કરે છે. માટે, સ્થૂળશરીરને જીવાત્માનું સુખ-દુઃખ ભોગવવાનું સાધન

કહેવામાં આવે છે.

આચાર્યશ્રી અહીં સ્પષ્ટતા કરે છે કે, સ્થૂળ શરીરના અભિમાની જીવની જાગ્રત અવસ્થા ગણાય છે, કારણ કે સ્થૂળ પદાર્થોનો ભોગ માત્ર જાગ્રત અવસ્થામાં જ થઈ શકે છે. ગાડી, લાડી, વાડી કે બંગલો, આવા ભૌતિક સુખોનો ઉપયોગ કોઈ પણ વ્યક્તિ, સ્વપ્ન દરમ્યાન કરી શકે નહીં. આ સ્થૂળ શરીર ષડ્‌વિકારી છે. તે જ્યારે ગર્ભપ્રવેશ કરે છે ત્યારે, 'ગર્ભમાં છે' – **'अस्ति'**; 'જન્મે છે' – **'जायते'**; 'વધે છે' – **'वर्धते'**; 'પુખ્ત થાય છે' **'विपरिणमते'**; 'વૃદ્ધ બને છે' – **'अपक्षीयते'**; 'નાશ પામે છે' – **'विनश्यति'**, આમ, જે વિકારી છે તે નાશ પામનારું છે. એવા સ્થૂળ શરીરના જ્ઞાનથી જ મુમુક્ષુ સમજી શકે કે હું અવિકારી અને અવિનાશી છું. માટે જ સ્થૂળ દેહનું વિવેચન આવા સદ્‌ગ્રંથોમાં અનિવાર્ય થઈ પડે છે.

(છંદ-અનુષ્ટુપ)

**सर्वोऽपि बाह्यसंसारः पुरुषस्य यदाश्रयः ।**
**विद्धि देहमिदं स्थूलं गृहवद् गृहमेधिनः ॥६२॥**

| | | | |
|---|---|---|---|
| **गृहमेधिनः** | = ગૃહસ્થના | **पुरुषस्य** | = જીવનો |
| **गृहवत्** | = ઘર જેવું | **सर्वः अपि** | = બધો જ |
| **इदम्** | = આ | **बाह्यसंसारः** | = બહારનો સંસાર |
| **स्थूलं देहम्** | = સ્થૂળશરીરને | **यत् आश्रयः** | = તેને (શરીરને) |
| **विद्धि** | = જાણ (કારણ કે) | | આશ્રયે થાય છે. |

જેવી રીતે આપણે વસવાટ કરવા અને રહેવા માટે પથ્થર, ઈંટ, સિમેન્ટ કે લાકડાંનું મકાન જોઈએ છે અને તેવા ઘરમાં રહીને જ આપણે આપણો જીવનવ્યવહાર ચલાવીએ છીએ. તે જ પ્રમાણે જીવાત્માને પણ પોતાનો સમગ્ર બાહ્યસંસાર ચલાવવા હાડકાં, માંસ, મજ્જા, લોહી વગેરે સપ્તધાતુનો બનેલો સ્થૂળ દેહ જોઈએ છે. જીવાત્મા આ સ્થૂળ દેહમાં, 'હું' અને 'મારું' એવી ભાવના કરી સ્થૂળ દેહનો અભિમાની બને છે. સ્થૂળ દેહને પોતાનો

માનીને જ કે અજ્ઞાનમાં, 'હું શરીર છું' તેવી ભ્રાંતિમાં જ શરીરના સઘન તાદાત્મ્યથી જીવાત્મા પોતાનો બધો જ વ્યવહાર સ્થૂળ શરીર દ્વારા ચલાવે છે. કર્તા-ભોક્તાભાવે કે શરીરતાદાત્મ્યથી દેહસંબંધો બાંધવા, ઇન્દ્રિયો અને અવયવો દ્વારા કર્મો કરવાં, મનથી સુખી-દુઃખી થવું, વિગેરે કર્મો સ્થૂળ શરીર વિના જીવાત્મા કરી શકે નહીં. માટે જ સ્થૂળ દેહ જીવાત્માની કર્મભૂમિ કે ભોગભૂમિ છે.

(છંદ-વસંતતિલકા)

स्थूलस्य सम्भव जरामरणानि धर्माः
स्थौल्यादयो बहुविधाः शिशुताद्यवस्थाः ।
वर्णाश्रमादिनियमा बहुधा यमाः स्युः
पूजावमान बहुमानमुखा विशेषाः ॥६३॥

| | |
|---|---|
| स्थूलस्य | = સ્થૂળ શરીરના |
| सम्भव–जरा–मरणानि | = જન્મ, ઘડપણ, મરણ |
| स्थौल्यादयः धर्माः | = સ્થૂળતા વગેરે ધર્મો છે. |
| बहुविधाः शिशुताद्यवस्थाः | = શૈશવ વગેરે બહુ પ્રકારની અવસ્થાઓ છે. |
| वर्णाश्रमादि नियमाः यमाः | = વર્ણ, આશ્રમોના યમો-નિયમો |
| बहुधाः स्युः | = ઘણાં પ્રકારના છે. |
| पूजा–अवमान–बहुमानमुखाः | = પૂજા-અપમાન-બહુમાન વગેરે |
| विशेषाः | = વિશેષતાઓ પણ છે. |

પ્રસ્તુત શ્લોકમાં જન્મ, ઘડપણ, મરણ, જાડા કે પાતળા થવું, તેવા સ્થૂળ દેહના ધર્મો, તેમજ બાલ્યાવસ્થા, યુવાની જેવી શરીરની બદલાતી અવસ્થા, વર્ણાશ્રમ જેવી સ્થૂળ દેહને લાગુ પડતી વ્યવસ્થા તથા આધિ-વ્યાધિ જેવા રોગો સ્થૂળ શરીરને જ લાગુ પડે છે. નથી તે જીવને સ્પર્શતા કે સચ્ચિદાનંદ આત્માને અડતા. તે જ પ્રમાણે શરીરની પૂજા, સ્તુતિ કે અપમાન થવું અને તેમાંથી મનને સુખ-દુઃખ થવું, તે બધું શરીરને મળેલા આવકાર કે તિરસ્કારથી જ ઉત્પન્ન થાય છે. આવી બધી ચર્ચા અત્રે તત્ત્વાર્થે એટલું જ સૂચવે છે કે,

શરીર અને શરીરમાં રહેનારો આત્મા, બન્ને જુદા છે. તેવું જ્ઞાન જો વ્યક્તિને થાય અગર આત્મજ્ઞાન દ્વારા મુમુક્ષુ પોતાને સ્થૂળદેહથી ભિન્ન સમજી શકે, તો તે માન અને અપમાનની સુખ-દુઃખ ભરેલી સમસ્યાથી કાયમને માટે પાર ઊતરી શકે. આવા શરીર અને આત્માના ભેદને જણાવવા માટે શાસ્ત્રમાં દેહ અને દેહી (જીવાત્મા), શરીર અને શરીરી (જીવાત્મા), ક્ષેત્ર અને ક્ષેત્રજ્ઞ (જીવાત્મા), નામ અને નામી (જીવાત્મા) જેવા શબ્દોનો પ્રયોગ કરવામાં આવેલો છે. તેથી સ્પષ્ટ છે કે દેહ પંચમહાભૂતોથી ઉત્પન્ન થયેલો દૃશ્ય, જડ, વિકારી, અનિત્ય, અશુચિ અને અનાત્મા છે. જ્યારે આત્મા અજન્મા, અદૃશ્ય, ચેતન, અવિકારી, નિત્ય અને પવિત્ર છે. આ ઉપરથી મુમુક્ષુ સમજી શકે કે સ્થૂળ શરીરના ધર્મો મુજ સચ્ચિદાનંદ આત્માના હોઈ શકે નહીં. વાસ્તવમાં હું અજાત અને અધર્મા છું, એટલું જ નહીં, 'હું જીવ છું' એ પણ ભ્રાંતિ છે. દેહાભિમાનથી મુક્ત હું, નથી કર્તૃત્વ-ભોકતૃત્વવાળો જીવાત્મા, પણ અકર્તા-અભોક્તા આત્મા જ છું. આવું જ્ઞાન કરાવવાના હેતુથી જ સ્થૂળ શરીરના ધર્મોનું વિવેચન કરવામાં આવ્યું છે. પરંતુ આવું તત્ત્વ તો આત્મજ્ઞાનના પંથે પ્રસ્થાન કરી ચૂકેલા ઉત્તમ અધિકારીને જ સમજાય છે. મધ્યમ અધિકારી તો દેહમાં મમભાવ ઊભો કરી, 'દેહ મારો છે' અને તેથી 'દેહના ભોગ પણ મારા જ છે,' તેવું સમજે છે. જ્યારે કનિષ્ઠ અધિકારી તો સ્થૂળ દેહમાં અહંભાવ જોડી પોતાને જ દેહ ગણે છે અને હું જાડો, પાતળો, ગોરો, કદરૂપો વિગેરે છું, તેમ માને છે. પરંતુ આચાર્યવાન શિષ્ય અને હસ્તામલક જેવો ઉત્તમ અધિકારી લલકારે છે કે,

"नाहं मनुष्यो न च देवयक्षौ
न ब्राह्मणक्षत्रियवैश्यशूद्राः ।
न ब्रह्मचारी न गृहीवनस्थौ
भिक्षुर्न चाहं निजबोधरूपः ॥" (હસ્તામલક સ્તોત્ર-૨)

"હું મનુષ્ય, યક્ષ કે દેવ નથી. હું બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય કે શૂદ્ર (એવી કોઈ જાતિવાળો) નથી. ન તો હું બ્રહ્મચારી, ગૃહસ્થી, વાનપ્રસ્થી કે સંન્યાસી (એવો કોઈ આશ્રમધારી) છું, પરંતુ હું તો જ્ઞાનસ્વરૂપ

(આત્મતત્ત્વ) છું."

આપણે સૌએ સ્પષ્ટ રીતે સમજી લેવું જોઈએ કે, સ્થૂળ દેહ સાથેના મમભાવમાં જ મોહ રહેલો છે અને મોહ એ જ મહામૃત્યુ છે, કારણ કે જે શરીરને પારકું સમજે છે, તેને શરીરનો ભાર જણાતો નથી. જે ક્ષણે મમભાવથી, 'શરીર મારું છે' તેવો ભાવ જન્મે છે તે જ ક્ષણે શરીરનો ભાર, તેની જવાબદારી, તેની આધિ-વ્યાધિથી ઉત્પન્ન થયેલી ચિંતા સતાવે છે. શરીરના કુરૂપનો ખ્યાલ કોરી ખાય છે અને મોતનો ડર પ્રત્યેક પળે બિહામણાં ડોકિયાં કરતો દેખાય છે. જે કનિષ્ઠ અધિકારી શરીરમાં અહંભાવ ઊભો કરી, 'હું શરીર છું' તેવું માને છે તેને જ દેશ, કાળનું બંધન સતાવે છે. માટે ખરેખર સ્થૂળ શરીરના વિવેચન ઉપર વિચાર કરી તેમાંથી 'અહંભાવ' અને 'મમભાવને' નાબૂદ કરી દેશ-કાળના બંધનથી અને મોતના ભયથી દરેક મુમુક્ષુએ છૂટવા પ્રયત્ન કરવો જોઈએ. બાકી તો આવા વિવેચનો વાંચવા છતાંય આપણે અનંત જન્મો સુધી અંધ જ રહેવાના.

(છંદ-ઉપજાતિ)

**बुद्धीन्द्रियाणि श्रवणं त्वगक्षि**
**घ्राणं च जिह्वा विषयावबोधनात् ।**
**वाक् पाणिपादौ गुदमप्युपस्थः**
**कर्मेन्द्रियाणि प्रवणेन कर्मसु ॥६४॥**

**विषयावबोधनात्** = (શબ્દાદિ) વિષયોનું જ્ઞાન થાય છે તેથી
**श्रवणं-त्वक्-अक्षि-घ्राणं-जिह्वा च** = શ્રોત્ર, ત્વચા, નેત્ર, નાસિકા અને જીભ
**बुद्धि-इन्द्रियाणि** = જ્ઞાનેન્દ્રિયો (કહેવાય છે)
**कर्मसु प्रवणेन** = કર્મોમાં પ્રવૃત્ત થવાથી
**वाक्-पाणि-पादौ-गुदं-अपि-उपस्थः** = વાણી, હાથ, પગ, ગુદા અને ઉપસ્થ
**कर्मेन्द्रियाणि** = કર્મેન્દ્રિયો (કહેવાય છે.)

## ઇન્દ્રિયવર્ણન

સ્થૂળ શરીરના વિવરણ બાદ, હવે સૂક્ષ્મ શરીરનું નિરૂપણ કરવામાં આવે છે. તેમાં જણાવ્યું છે તેમ શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધ વિગેરે વિષયોનું જ્ઞાન અનુક્રમે કર્ણેન્દ્રિય, ત્વચા-ઇન્દ્રિય, દૃષ્ટિ-ઇન્દ્રિય, ઘ્રાણેન્દ્રિય અને રસનેન્દ્રિય દ્વારા થાય છે. તેથી વિષયોનું જ્ઞાન કરાવનારી આ ઇન્દ્રિયોને જ્ઞાનેન્દ્રિય કહે છે. તે જ પ્રમાણે વાણી, હાથ, પગ, ઉપસ્થ અને ગુદા જેવી ઇન્દ્રિયો અનુક્રમે બોલવું, ગ્રહણ કરવું, પરિભ્રમણ, મૂત્રવિસર્જનની અને મળત્યાગની ક્રિયાઓ કરે છે, તેથી તેઓને કર્મેન્દ્રિય કહેવાય છે. આમ છતાં, મુમુક્ષુએ સમજવું કે પોતે તો નથી કર્મ કરનારો કર્તા કે ઇન્દ્રિયોના વિષયોને ભોગવનારો ભોક્તા. આત્મસ્વરૂપે તો પોતે ઇન્દ્રિયોની ભોગક્રિયા અને કર્મેન્દ્રિયોની બોલવું, ચાલવું કે ગ્રહણ કરવા જેવી ક્રિયાઓનો સાક્ષી માત્ર છે. માટે તે કર્તા-ભોક્તાથી અને કર્મફળના બંધનથી મુક્ત છે. માત્ર કોઈ અજ્ઞાની જ ઇન્દ્રિયો સાથે તાદાત્મ્ય કરી કર્તા-ભોક્તાભાવથી બંધનમાં પડે છે અને દુ:ખી થાય છે.

(છંદ-ઉપજાતિ)

निगद्यतेऽन्तःकरणं मनोधी-
रहंकृतिश्चित्तमिति स्ववृत्तिभिः ।
मनस्तु सङ्कल्पविकल्पनाभि-
र्बुद्धिः पदार्थाध्यवसायधर्मतः ॥६५॥
अत्राभिमानादहमित्यहंकृतिः
स्वार्थानुसंधानगुणेन चित्तम् ॥६६॥

| | |
|---|---|
| अन्तःकरणम् | = અંત:કરણ |
| स्ववृत्तिभिः | = પોતાની વૃત્તિઓના ભેદથી |
| मनः-धीः-अहंकृतिः-चित्तम् | = મન, બુદ્ધિ, ચિત્ત અને અહંકાર |
| इति निगद्यते | = એમ કહેવાય છે. |
| सङ्कल्प-विकल्पनाभिः तु | = સંકલ્પો અને વિકલ્પોને કારણે |

| | |
|---|---|
| मनः | = 'મન'(કહેવાય છે.) |
| पदार्थ–अध्यवसाय–धर्मतः | = પદાર્થના નિશ્ચયરૂપ ધર્મને લીધે |
| बुद्धिः | = બુદ્ધિ (કહેવાય છે.) |
| अत्र | = અહીં (સ્થૂળ શરીરમાં) |
| अहं इति अभिमानात् | = 'હું પણું' આવા અભિમાનને કારણે |
| अहंकृतिः | = અહંકાર (કહેવાય છે.) |
| स्वार्थ–अनुसंधानगुणेन | = પોતાની ઇચ્છેલી વસ્તુનું ચિન્તન કરવાના ગુણને લીધે એને |
| चित्तम् | = 'ચિત્ત' (કહેવાય છે.) |

## અંતઃકરણના પ્રકાર

અંતઃકરણ તો એક જ છે પરંતુ જેમ એક જ હીરાના ચાર પાસા હોય તેમ મન, બુદ્ધિ, અહંકાર અને ચિત્ત ભેગા મળી અંતઃકરણ બને છે. અગર એવું પણ કહેવાય છે કે અંતઃકરણની ચાર જુદી જુદી વૃત્તિઓ અને તેમની ક્રિયાઓ ભિન્ન ભિન્ન હોવાથી તેમના જુદાં જુદાં નામ અપાય છે. નામ જુદાં હોવા છતાં અંતઃકરણ તો એકનું એક જ હોય છે. અંતઃકરણની સંકલ્પ–વિકલ્પ કે સંશય કરનારી વૃત્તિને 'મન' કહેવામાં આવે છે. તે જ પ્રમાણે અંતઃકરણની નિર્ણય કે નિશ્ચય કરનારી વૃત્તિને, 'બુદ્ધિ' એવું નામ આપવામાં આવે છે અને તે જ પ્રમાણે જે વૃત્તિ, 'હું કર્તા કે ભોક્તા છું', તેમ કર્તૃત્વ અને ભોક્તૃત્વ નક્કી કરે છે તેને અહંકાર કહેવામાં આવે છે. તે જ પ્રમાણે, અહંકારથી જ 'હું કર્તા', 'હું ભોક્તા', 'હું શરીર' એવી વૃત્તિ કરી તેના ઉપર ચિંતન કરનારી વૃત્તિનું નામ ચિત્ત છે. અગર કોઈ પણ વિષય કે ધ્યેય વસ્તુ પર ચિત્ત એકાગ્ર કરી સતત તેનું ચિંતન કરનારી વૃત્તિને ચિત્ત કહેવામાં આવે છે. આમ, એક જ અંતઃકરણના જુદી જુદી ક્રિયાઓને લીધે મન, બુદ્ધિ, અહંકાર અને ચિત્ત એવા કાલ્પનિક ભેદથી ચાર નામ અપાય છે. તેને કાર્યગત ભેદ કહેવામાં આવે છે. (FUNCTIONAL DIFFERENCES) જેમ કે એક જ સ્ત્રી ઘરમાં કોઈની પત્ની, શાળામાં શિક્ષિકા, વળી કોઈ સંસ્થામાં સભ્ય અને તેના જમાઈની સાસુ તરીકે કાર્યભેદથી

ઓળખાય છે. તે સ્ત્રીની ઉપાધિ કે કાર્ય બદલાય તેમ તેનું નામ પણ બદલાય છે. તે જ પ્રમાણે કાર્યભેદને લીધે જ મોટા જમણવારમાં એકનો એક જ માણસ દાળ પીરસવા નીકળે ત્યારે લોકો તેને 'દાળવાળો' અને ભાત પીરસવા આવે ત્યારે 'ભાતવાળો', લાડુ પીરસે ત્યારે 'લાડુવાળો' અને શાક પીરસે ત્યારે 'શાકવાળો' વગેરે કહીને બોલાવે છે. અંતઃકરણનું પણ તેવું જ છે. આમ છતાં સમજુ મુમુક્ષુએ, તાત્પર્યમાં એટલું જ સમજવાનું છે કે પોતે મન, બુદ્ધિ, અહંકાર અને ચિત્તથી ન્યારો છે, અસંગ છે અને તે સૌનો દ્રષ્ટા છે.

(છંદ-ગીતિ)

**प्राणापानव्यानोदानसमाना भवत्यसौ प्राणः ।**
**स्वयमेव वृत्तिभेदात् विकृतिभेदात् सुवर्णसलिलादिवत् ॥૯૭॥**

**सुवर्णसलिलादिवत्** = સુવર્ણ અને જળની જેમ
**विकृतिभेदात्** = વિકારોના કારણે
**असौ प्राणः** = આ પ્રાણ
**स्वयं एव** = પોતે જ
**वृत्तिभेदात्** = વૃત્તિભેદ અર્થાત્ કાર્યભેદના કારણે
**प्राण-अपान-व्यान-उदान-समानाः** = પ્રાણ, અપાન, વ્યાન, ઉદાન અને સમાન
**भवति** = બને છે.

## પાંચ પ્રાણ

અંતઃકરણ સંબંધી વિવેચના બાદ હવે પાંચ પ્રાણનું નિરૂપણ કરવામાં આવે છે. અંતઃકરણની જેમ જ મુખ્ય પ્રાણ તો એક જ છે પરંતુ કાર્યભેદને લીધે (FUNCTIONAL DIFFERENCES) તેમના નામ (૧) પ્રાણ (૨) અપાન (૩) વ્યાન (૪) ઉદાન (૫) સમાન વગેરે આપવામાં આવ્યા છે. આ પાંચ નામોને પાંચ વૃત્તિભેદ પણ કહેવાય છે. પ્રાણવાયુ તો એક જ છે છતાં તેના જુદા-જુદા ધર્મ કે કાર્યક્ષેત્રના લીધે જુદી જુદી રીતે ઓળખવાનો પ્રયત્ન થાય છે. તેની આપણે વિગતે ચર્ચા જોઈએ.

(૧) **પ્રાણ** : પ્રાણીમાત્રને ભૂખ લાગવી એ પ્રાણવાયુનો ધર્મ છે. જયારે જઠરાગ્નિ ઉદ્દીપ્ત થાય છે ત્યારે પ્રાણી ખાવાની ચેષ્ટા કરે છે અને તે સમયે પ્રાણવાયુ પણ ગરમ થાય છે. આમ, પ્રાણવાયુ જઠરાગ્નિ સાથે ભળી જઈને જ ખોરાકનું ભક્ષણ કરે છે. એવું પણ કહેવાય છે કે દિવસ દરમિયાન ૨૧,૬૦૦ વાર પ્રાણ, શ્વાસોશ્વાસની ક્રિયા કરે છે. પ્રાણવાયુની આવી ક્રિયામાં ખામી થવાથી જઠરાગ્નિ મંદ પડે છે અને તેના લીધે પાચનશક્તિ પણ ધીમી થાય છે તેમજ ભૂખ ઓછી લાગે છે. આવી આહારની મુખ્ય ક્રિયાનું નિયંત્રણ પ્રાણ દ્વારા થાય છે. તદુપરાંત પ્રાણ, સ્થૂળ અને સૂક્ષ્મ શરીરના જોડાણનું કાર્ય પણ કરે છે અને સંપૂર્ણ શારીરિક ક્રિયાઓની જવાબદારી ઉપાડે છે. તેમ છતાં વિશેષ કરીને પ્રત્યક્ષીકરણ(PERCEPTION)ની સંપૂર્ણ ક્રિયા પ્રાણ દ્વારા જ થાય છે. જેમ કે જોવું, શ્રવણ કરવું, સ્પર્શ, સ્વાદ અને સૂંઘવાની ક્રિયાઓનું નિયંત્રણ કરવામાં પ્રાણ મહત્ત્વનો ભાગ ભજવે છે.

(૨) **અપાન** : અપાન વાયુ જીવનની મહત્ત્વની ક્રિયા, જેને મળ-મૂત્ર વિસર્જનની ક્રિયા કે ઉત્સર્ગતંત્ર કહેવામાં આવે છે, તેનું નિયમન કરે છે. જયારે અપાન વાયુની ગતિ મંદ પડે છે, તેની ક્રિયા શિથિલ થાય છે, ત્યારે મળ-મૂત્રના વિસર્જનમાં અવરોધ ઉત્પન્ન થાય છે અને ગેસ, અપચો બંધકોષ જેવી તકલીફ થતી હોય છે. આમ, એનો એ જ પ્રાણ જયારે ઉત્સર્ગતંત્રનું (EXCRETORY SYSTEM)નું નિયંત્રણ કરે છે ત્યારે તેનું નામ અપાન થઈ જાય છે અને આ અપાન વાયુ મુખ્યત્વે દ્વારપાળની જેમ ગુદાદ્વાર પાસે વસે છે.

(૩) **વ્યાન** : વ્યાન વાયુ શરીરમાં સર્વવ્યાપ્ત રહે છે. પરંતુ વિશેષ કરીને શરીરના દરેક અંગના સાંધાઓ વાળવાની જવાબદારી તેના માથા ઉપર છે. આ વ્યાન વાયુની ગતિ મંદ પડી જાય ત્યારે ગઠીયો વા (ARTHRITIS), સાંધા જકડાઈ જવા, ઢીંચણ, કોણી અને ગરદન જેવી અંગ વાળવાની જગ્યાઓએ સાંધા વાળતા દર્દ થવું અને સાંધા ઝલાઈ ગયા છે તેવી તકલીફ જોવા મળે છે. તદુપરાંત વ્યાન વાયુ પાચનતંત્ર (DIGESTIVE

SYSTEM)ને પણ મદદગાર થાય છે.

(૪) **ઉદાન** : આ ઉદાન વાયુ આપણા વિચારો અને ચિંતનની ક્રિયામાં મહત્ત્વનો ભાગ ભજવે છે. તદુપરાંત કંઠમાં રહીને તે અન્ન અને જળને છૂટાં પાડે છે. તેમ જ જળને મૂત્રાશયની કોથળી (URINARY BLADDER) તરફ રવાના કરે છે, જ્યારે અન્નને મોટાં આંતરડાની નીચેના ભાગમાં રહેલા મળાશય (RECTUM) તરફ મોકલી આપે છે. આવી મહત્ત્વની કાર્યવાહી દરમ્યાન આહાર લેતી વખતે જો કોઈ વિચારે ચઢી જાય અને ઉદાન વાયુ સાવધાની ચૂકી જાય તો કોઈ વાર અન્ન, અન્નનળીમાં જવાને બદલે શ્વાસનળીમાં જવાથી અંતરસ જાય છે, આંખે ઝળઝળિયાં આવી જાય છે. વ્યક્તિ ગભરાઈ જાય છે, અચાનક છીંકો શરૂ થાય છે. ઘણીવાર આ ઉદાન વાયુની જો મંદ ગતિ થાય તો વારંવાર હેડકી પણ આવે છે. આ ઉપરાંત ઉદાન વાયુ, જીવાત્મા જયારે શરીર છોડે છે ત્યારે તેના ઉત્ક્રમણની ગતિમાં મહત્ત્વનો ભાગ ભજવે છે. જો ઉદાન વાયુ અંત સમયે ઉદાસીન થાય તો શરીર છોડવાની અને નવા શરીરને પ્રાપ્ત કરવાની જીવાત્માની પ્રક્રિયામાં ખલેલ પહોંચે છે. આ ઉપરથી ઉદાન વાયુનું મહત્ત્વ આપણે સમજી શકીએ છીએ.

(૫) **સમાન** : સમાન વાયુ અનેક નાડીઓ દ્વારા ખાધેલા પદાર્થોનો રસ અને કસ શરીરના પ્રત્યેક અંગમાં, માથાના વાળથી પગના રુવાટાં સુધી મોકલી આપે છે અને પ્રત્યેક અંગને સ્ફૂર્તિ અર્પી કાર્યશીલ અને સતેજ રાખે છે. ટૂંકમાં અન્નરસને સમગ્ર શરીરમાં ફેરવવાનું કાર્ય સમાન વાયુ શરીરના કેન્દ્ર ભાગે અર્થાત્ નાભિમાં નિવાસ કરીને કરે છે. આ સમાન વાયુ જ આપણા લોહીના ચાપનું કે રુધિરાભિસરણ જેવી પ્રક્રિયાનું (BLOOD CIRCULATORY SYSTEM)નું નિયંત્રણ કરે છે.

ઉપરોક્ત ચર્ચાથી સ્પષ્ટ થાય છે કે એકનો એક પ્રાણ, ભિન્ન ક્રિયાઓના લીધે ભિન્ન ભિન્ન નામે ઓળખાય છે અને વિભિન્ન ક્રિયાઓની

જવાબદારી સંભાળે છે. આમ છતાં, મુમુક્ષુએ તો સ્પષ્ટ જ સમજવું કે આત્મસ્વરૂપે પોતે પ્રાણની ક્રિયાઓથી ભિન્ન છે. તેની ક્રિયાઓનો સાક્ષી છે અને પ્રાણની ક્રિયાઓથી સુખી-દુ:ખી થતો નથી.

(છંદ-ઉપજાતિ)

वागादिपञ्च श्रवणादिपञ्च
प्राणादिपञ्चाभ्रमुखानिपञ्च ।
बुद्ध्याद्यविद्यापि च कामकर्मणी
पुर्यष्टकं सूक्ष्मशरीरमाहुः ॥९८॥

वाक्-आदि पञ्च = વાણી વગેરે પાંચ (કર્મેન્દ્રિયો)
श्रवण-आदि पञ्च = શ્રોત્ર વગેરે પાંચ (જ્ઞાનેન્દ્રિયો)
प्राण-आदि पञ्च = પ્રાણ વગેરે પાંચ (પ્રાણ)
अभ्रमुखानि पञ्च = આકાશ વગેરે પાંચ (મહાભૂત)
बुद्ध्यादि = બુદ્ધિ વગેરે(નું બનેલું અંત:કરણ)
अपि च = અને વળી,
अविद्या कामकर्मणी = અવિદ્યા, કામ અને કર્મ
पुरी-अष्टकम् = (જીવના આ) આઠ નિવાસસ્થાનોને
सूक्ष्मशरीरम् = સૂક્ષ્મ શરીર
आहुः = કહે છે.

(છંદ-ઉપજાતિ)

इदं शरीरं शृणु सूक्ष्मसंज्ञितं
लिङ्गं त्वपञ्चीकृतभूतसम्भवम् ।
सवासनं कर्मफलानुभावकं
स्वाज्ञानतोऽनादिरुपाधिरात्मनः ॥९९॥

शृणु = (હે શિષ્ય!) સાંભળ
इदं सूक्ष्मसंज्ञितं शरीरम् = આ 'સૂક્ષ્મ' નામનું શરીર

| | |
|---|---|
| **लिङ्गं तु** | = લિંગ (શરીર) પણ (કહેવાય છે.) |
| **अपञ्चीकृतभूतसंभवम्** | = અપંચીકૃત મહાભૂતોમાંથી ઉત્પન્ન થયેલું, |
| **सवासनम्** | = વાસનાવાળું, |
| **कर्मफलानुभावकम्** | = કર્મફળનો અનુભવ કરાવનારું (અને) |
| **स्व–अज्ञानतः आत्मनः** | = પોતાના સ્વરૂપના અજ્ઞાનથી આત્માની |
| **अनादिः उपाधिः** | = અનાદિ ઉપાધિ છે. |

## સૂક્ષ્મ શરીર વિવેચન : (SUBTLE BODY)

સ્થૂળ શરીરની, અંતઃકરણની અને પ્રાણની વિચારણા બાદ હવે સૂક્ષ્મ શરીરનો વિચાર બે શ્લોક દ્વારા કરવામાં આવે છે. (૧) પાંચ કર્મેન્દ્રિયો (૨) પાંચ જ્ઞાનેન્દ્રિયો, (૩) પાંચ પ્રાણ, (૪) પાંચ આકાશાદિ સૂક્ષ્મ ભૂતો, ઉપરાંત (૫) મન, બુદ્ધિ, અહંકાર અને ચિત્ત જેવી અંતઃકરણની ચાર વૃત્તિઓ (૬) અવિદ્યા કે અજ્ઞાન, (૭) કામના કે ઇચ્છા, (૮) કર્મ કે ક્રિયા જેવા જીવના આઠ નિવાસ–સ્થાનો–**पुरीणाम् अष्टकम्–पुर्यष्टकम्**ને જ અત્રે સૂક્ષ્મ શરીર કહેવામાં આવ્યું છે. આવું સૂક્ષ્મ શરીર જ સ્થૂળ શરીરના મૃત્યુ પછી નવા શરીરની પ્રાપ્તિ માટે ઉત્ક્રમણ સમયે અદૃશ્ય રહીને પોતાની વાસના પ્રમાણે પૂર્વનિર્ધારિત યોનિને પ્રાપ્ત થાય છે. જીવરૂપે જનારા આ શરીરની સાથે જ, તેમાં રહેલી વાસના અને સંસ્કાર પણ પ્રયાણ કરે છે.

આ સૂક્ષ્મ શરીરને જ લિંગ શરીર પણ કહેવામાં આવે છે. આ સૂક્ષ્મ કે લિંગ શરીર આકાશ, વાયુ, તેજ, જળ અને પૃથ્વી જેવા મહાભૂતોનું પંચીકરણ થતાં પૂર્વે શુદ્ધ પંચમહાભૂતો કે જેને 'તન્માત્રા' અગર 'અપંચીકૃત પંચમહાભૂત' કહેવામાં આવે છે, તેવા પંચમહાભૂતોથી જ સૂક્ષ્મ, લિંગ (SUBTLE BODY)ની ઉત્પત્તિ થયેલી છે, તેવું વિદ્વાનો જણાવે છે. આ સૂક્ષ્મ શરીરમાં જ મનુષ્યની સારી–નરસી સૂક્ષ્મ વાસનાઓનો સંગ્રહ થાય છે અને અંત સમયે અતૃપ્ત વાસનાઓ તૃપ્તિ અર્થે જીવાત્મા સાથે પ્રયાણ કરે છે. તદુપરાંત આપણા પુણ્ય અને પાપ કર્મોનું સુખ–દુઃખ પણ આ સૂક્ષ્મ શરીર દ્વારા જ અનુભવાય છે. જયાં સુધી વ્યક્તિને પોતાના આત્મસ્વરૂપનું અજ્ઞાન

હોય છે ત્યાં સુધી આ સૂક્ષ્મ શરીર વ્યક્તિને પોતાના આત્માની ઉપાધિરૂપે અનુભવાય છે અને આવી ઉપાધિનું અજ્ઞાન અનાદિ કહેવાય છે. છતાં આત્મજ્ઞાન થાય ત્યારે જ આવી આધિ, વ્યાધિ અને ઉપાધિની આત્યંતિક નિવૃત્તિ થાય છે.

(છંદ-ઉપજાતિ)

स्वप्नो भवत्यस्य विभक्त्यवस्था
स्वमात्रशेषेण विभाति यत्र ।
स्वप्ने तु बुद्धिः स्वयमेव जाग्रत्-
कालीननानाविधवासनाभिः ।
कर्त्रादिभावं प्रतिपद्य राजते
यत्र स्वयंज्योतिरयं परात्मा ॥१००॥

| | | |
|---|---|---|
| अस्य | = | આ (લિંગ શરીરની) |
| विभक्त्यवस्था | = | પૃથક્ અવસ્થા |
| स्वप्नः भवति | = | સ્વપ્નાવસ્થા છે. |
| यत्र स्वप्ने तु | = | જે સ્વપ્નાવસ્થામાં |
| बुद्धिः स्वयं एव | = | બુદ્ધિ પોતે જ |
| जाग्रत्–कालीन | = | જાગ્રત અવસ્થાની |
| नानाविध–वासनाभिः | = | જાત જાતની વાસનાઓ વડે |
| कर्त्रादिभावं प्रतिपद्य | = | કર્તા-ભોક્તાભાવને પ્રાપ્ત થયેલી |
| राजते | = | જણાય છે. |
| यत्र | = | જેમાં |
| अयं परात्मा | = | આ પરમાત્મા |
| स्वमात्रशेषेण | = | માત્ર પોતે જ શેષ રહી |
| स्वयंज्योतिः | = | સ્વયંજ્યોતિ સ્વરૂપે |
| विभाति | = | પ્રકાશે છે. |

(છંદ-ઉપજાતિ)

धीमात्रकोपाधिरशेषसाक्षी
न लिप्यते तत्कृतकर्मलेशैः ।
यस्मादसङ्गस्तत एव कर्मभिः
न लिप्यते किञ्चिदुपाधिना कृतैः ॥१०१॥

| | | |
|---|---|---|
| धीमात्रक | = | કેવળ બુદ્ધિ જ (જેની) |
| उपाधिः | = | ઉપાધિ છે. (તેવો) |
| अशेषसाक्षी | = | સર્વનો સાક્ષી (આત્મા) |
| तत्कृतकर्मलेशैः | = | તેણે (બુદ્ધિએ) કરેલાં કર્મોથી જરા પણ |
| न लिप्यते | = | લેપાતો નથી. |
| यस्मात् असङ्गः | = | કારણ કે (આત્મા) અસંગ (છે.) |
| ततः | = | માટે |
| उपाधिना कृतैः कर्मभिः | = | (બુદ્ધિરૂપી) ઉપાધિથી કરાતાં કર્મોથી |
| किञ्चित् एव | = | જરા પણ |
| न लिप्यते | = | લિપ્ત થતો નથી. |

સૂક્ષ્મ શરીરનો ઉલ્લેખ કર્યા બાદ હવે તેની અવસ્થાનો વિશેષ વિચાર બે શ્લોક દ્વારા કરવામાં આવતા જણાવાયું છે કે જેમ સ્થૂળ દેહની અવસ્થાને જાગ્રત કહેવામાં આવે છે તેવી જ રીતે સૂક્ષ્મ દેહની પૃથક અવસ્થાને સ્વપ્ન કહેવામાં આવે છે. આ સ્વપ્નાવસ્થામાં બુદ્ધિ પોતે અવશેષ રહીને જાગે છે અને અનેક પ્રકારની અતૃપ્ત વાસનાઓને કારણે કર્તા અને ભોક્તાપણું સ્વીકારીને અનેક પ્રકારના રૂપ ધારણ કરે છે. આત્મા તો જાગ્રત અને સ્વપ્ન બંને અવસ્થાઓથી ન્યારો અને અસંગ છે. આવી અવસ્થાઓનો તે સાક્ષીમાત્ર છે. છતાં બુદ્ધિની ઉપાધિ દ્વારા તે સ્વપ્ન અવસ્થામાં કર્મ કરે છે કે ભોગ ભોગવે છે. તેમ છતાં પોતે નિરુપાધિક હોવાથી સ્વપ્નાવસ્થા દરમ્યાન બુદ્ધિ દ્વારા થયેલાં કર્મોથી તે બંધાતો નથી અને કર્મફળના બંધનમાં પડતો નથી. પરંતુ સાક્ષીભાવે બધું જોયા અને જાણ્યા કરે છે. આમ, પાંચ જ્ઞાનેન્દ્રિય, પાંચ

કર્મેન્દ્રિય, પાંચ પ્રાણ, ઉપરાંત મન, બુદ્ધિ, ચિત્ત અને અહંકાર એવા સમગ્ર સમૂહના બનેલા સૂક્ષ્મ શરીરનો અને તેની ક્રિયાઓનો, આત્મા સાક્ષી બને છે. એટલું જ નહીં, ઉપરોક્ત સૂક્ષ્મ શરીર જડ છે, અનાત્મા છે જ્યારે આત્મા તો તે સૌને સત્તા અને સ્ફૂર્તિ પ્રદાન કરવા છતાં તેમનાથી ન્યારો અને તેમનો દૃષ્ટા રહે છે.

સૂક્ષ્મ શરીર સ્વપ્નાવસ્થા દરમ્યાન સૂક્ષ્મ ભોગોને ભોગવે છે તે જ પ્રમાણે સ્વપ્નાવસ્થામાં સૂક્ષ્મ શરીર સૂક્ષ્મ દેશમાં પ્રસ્થાન કરે છે અને સ્વપ્નકાળના સૂક્ષ્મ સમયનો પણ અનુભવ કરે છે. આ સૂક્ષ્મ શરીર જ વાસ્તવમાં સ્થૂળ શરીરોને બદલે છે. પરંતુ જે કોઈ આત્મસાક્ષાત્કાર કરે છે કે જીવન્મુક્ત થાય છે તેના સૂક્ષ્મ શરીરનો જ્ઞાનમાં બાધ થાય છે. શાસ્ત્રો જણાવે છે કે તેવા આત્મજ્ઞાનીનો પ્રાણ સ્થૂળ શરીર છૂટતાંની સાથે ઉત્ક્રમણ કરતો નથી, પરંતુ બ્રહ્મને જાણી બ્રહ્મસ્વરૂપ જ થઈ જાય છે અને તેવા જ્ઞાનીનું સૂક્ષ્મ શરીર ઉત્ક્રમણ અને સંક્રમણના ચક્રમાંથી સદાને માટે આત્યંતિક મુક્તિને પામે છે. સામાન્ય અજ્ઞાનીજનના સંદર્ભમાં તો સૂક્ષ્મ દેહ, જાણે સ્થૂળ દેહરૂપી વાહનનો ડ્રાઈવર હોય, તેવું કાર્ય કરે છે. વાહનચાલક કે ડ્રાઈવર જેમ વાહન હંકારે તેમ જ વાહન ગતિ કરે છે, તેવી જ રીતે સૂક્ષ્મ શરીરરૂપી ચાલક નક્કી કરે તેવી દિશામાં સ્થૂળ શરીરરૂપી વાહન પ્રયાણ કરે છે. જેમ ડ્રાઈવર વાહનને એક સ્થળે ઊભું રાખી કે પાર્ક કરી વિહાર કરવા જાય તેવી જ રીતે સૂક્ષ્મ શરીરરૂપી ડ્રાઈવર અંત સમયે સ્મશાનમાં વાહન પાર્ક કરીને વાહન સાથેની આસક્તિ તોડીને, તાદાત્મ્ય છોડીને ચાલ્યો જાય છે અને પછી કદી તે સ્થૂળ શરીર તરફ જોતો નથી. હવે તે અતૃપ્ત વાસના પ્રમાણે નવું શરીર પ્રાપ્ત કરે છે અને પૂર્વ સંસ્કારના બળે નવા શરીર દ્વારા કર્મફળ કે સુખ-દુ:ખ ભોગવે છે. તાત્પર્યમાં સૂક્ષ્મ દેહ, લિંગ શરીર, વાસના શરીર કે (SUBTLE BODY) અંતવાહક એ બધાં જ અન્યોન્યના પર્યાય છે. માટે મુમુક્ષુએ મુંઝાવું નહીં. આત્મજ્ઞાની કે જીવન્મુક્ત પુરુષનો સૂક્ષ્મ દેહ જ્ઞાનમાં જો બાધિત થઈ જાય તો તે જીવે કેવી રીતે? તેવી શંકાના સમાધાનમાં સમજવું કે જીવન્મુક્ત કંઈ જ્ઞાન થતાં સ્થૂળ દેહે મૃત્યુ પામતો નથી. પરંતુ તેને સ્થૂળ દેહ સાથે લેશમાત્ર

સંગ કે આસક્તિ રહેતી નથી. અર્થાત્ તે પોતાના શરીરને અન્યશરીરવત જુએ છે, જાણે છે અને તે પ્રમાણે સાક્ષીભાવે વ્યવહાર કરી જીવન વ્યતીત કરે છે. તેથી સમજવું કે જીવન્મુક્તનો સૂક્ષ્મ દેહ, સ્થૂળ શરીરમાં રહે છે તો ખરો, પરંતુ અનાસક્ત થઈને રહે છે. તેથી સ્થૂળ શરીરના કર્મોથી તે બંધાતો નથી. જેવી રીતે કાથીની બળેલી દોરીમાં વળાંકો અને વળ એવાંને એવાં જ દેખાય છે, પરંતુ તેવી બળેલી દોરીથી કંઈ જ બંધાતુ નથી, તેમ આત્મજ્ઞાનના પ્રજ્વલિત અગ્નિમાં જેણે જીવતાં જ સૂક્ષ્મ શરીરને ખાખ કર્યું છે, તેની કોઈ પણ ક્રિયા કે કર્મ તેવા જીવન્મુક્તને બંધનમાં નાંખી શકે નહીં.

(છંદ-આર્યા)

**सर्वव्यापृतिकरणं लिङ्गमिदं स्याच्चिदात्मनः पुंसः ।**
**वास्यादिकमिव तक्षणस्तेनैवात्मा भवत्यसङ्गोऽयम् ॥१०२॥**

| | |
|---|---|
| तक्षणः इव | = જેવી રીતે સુથારને |
| वास्यादिकम् | = વાંસલો વગેરે (સાધન છે) (તેવી રીતે) |
| इदं लिङ्गम् | = આ લિંગ (શરીર) |
| चिदात्मनः पुंसः | = ચેતનરૂપ પુરુષને |
| सर्वव्यापृतिकरणम् | = બધી ક્રિયાઓનું સાધન |
| स्यात् | = થાય છે. |
| तेन एव | = તેથી જ |
| अयं आत्मा | = આ આત્મા |
| असङ्गः भवति | = અસંગ છે. |

સૂક્ષ્મ શરીરના વિવેચન બાદ હવે નિષ્કર્ષમાં જણાવે છે કે, સૂક્ષ્મ શરીરના ધર્મો આત્મામાં નથી. આત્મા તો તે સૌથી ન્યારો અને અધર્મી તથા અસંગી છે. જે મોક્ષપ્રાપ્તિનું સાધન હોય તે કદી સાધ્ય થઈ શકે નહીં. જેમ સુથારનો વાંસલો અને સુથાર, બન્ને જુદા છે, શિલ્પીની હથોડી અને શિલ્પી એક બીજાથી ન્યારા છે, લેખકની કલમ અને લેખક ભિન્ન ભિન્ન છે, તેવી જ રીતે સર્વ વ્યાવહારિક, લૌકિક કે વૈદિક કર્મ કરનારું સૂક્ષ્મ શરીર અને

તેનો દૃષ્ટા કે સાક્ષી આત્મા તેનાથી ભિન્ન છે. સૂક્ષ્મ શરીરનો નવા શરીરને ધારણ કરવા રૂપી કે યોનિપરિભ્રમણરૂપી ધર્મ આત્માને હોતો નથી. એ જ પ્રમાણે સૂક્ષ્મ શરીર, તેના લિંગ દ્વારા દૃશ્ય છે, જયારે આત્મા અદૃશ્ય અને તેનો દૃષ્ટા હોવાથી સૂક્ષ્મ શરીર કે તેની સ્વપ્નાવસ્થાથી અસંગ અને અધર્મી છે.

(છંદ-ઉપજાતિ)

अन्धत्व–मन्दत्व–पटुत्वधर्माः
सौगुण्य–वैगुण्य–वशाद्धि चक्षुषः ।
बाधिर्य–मूकत्व–मुखास्तथैव
श्रोत्रादिधर्मा न तु वेत्तुरात्मनः ॥१०३॥

सौगुण्य–वैगुण्य–वशात् = સદોષપણાથી કે નિર્દોષપણાથી થતો
अन्धत्व–मन्दत्व–पटुत्व धर्माः = અંધાપો, ઝાંખું દેખાવું કે સ્પષ્ટદર્શન વગેરે ધર્મો
हि चक्षुषः = નેત્રના છે.
तथा एव = તેવી જ રીતે
बाधिर्य–मूकत्व–मुखाः = બહેરાપણું અને મૂંગાપણુ વગેરે
श्रोत्रादि–धर्माः = શ્રોત્રેન્દ્રિય વગેરેના ધર્મો છે.
न तु वेत्तुः आत्मनः = પરંતુ સર્વસાક્ષી આત્માના નથી.

(છંદ-ઉપજાતિ)

उच्छ्वास–निःश्वास–विजृम्भण–क्षुत्
प्रस्पन्दनाद्युत्क्रमणादिकाः क्रियाः ।
प्राणादि कर्माणि वदन्ति तज्ज्ञाः
प्राणस्य धर्मावशनापिपासे ॥१०४॥

उच्छ्वास–निःश्वास = શ્વાસ લેવો, ઉચ્છવાસ બહાર કાઢવો,
विजृम्भण–क्षुत्–प्रस्पन्दनादि–= બગાસું, છીંક, કંપવું વગેરે

| | |
|---|---|
| उत्क्रमणादिकाः क्रियाः | = મરણકાળે ઉત્ક્રમણ વગેરે ક્રિયાઓ |
| प्राणादि कर्माणि | = પ્રાણાદિના કર્મો છે. (તેમ) |
| तज्ज्ञाः वदन्ति | = વિશેષજ્ઞો કહે છે. (તથા) |
| अशना–पिपासे | = ભૂખ અને તરસ |
| प्राणस्य धर्मौ | = પ્રાણના ધર્મો છે. |

પૂર્વોક્ત ચર્ચા મુજબ હવેના બે શ્લોકમાં ઇન્દ્રિય અને પ્રાણના ધર્મના વિવરણ દ્વારા આત્માનું અધર્મીપણું સમજાવવામાં આવ્યું છે. જેથી સાધક કે મુમુક્ષુ સાવચેતીપૂર્વક આત્મચિંતન કરી સ્વયંને અધર્મસ્વરૂપ આત્મા જાણી શકે.

વ્યક્તિ જયારે ઝીણાંમાં ઝીણી વસ્તુને પણ સ્પષ્ટપણે જોઈ શકતી હોય ત્યારે તેવી સતેજ દૃષ્ટિવાળી આંખના ધર્મને 'પટુત્વ' કહે છે. જયારે આંખે ઝાંખુ દેખાય છે અથવા તો દૃશ્યને જોવા માટે તેને ચશ્માની આવશ્યકતા રહે છે ત્યારે તેવી આંખને મંદદૃષ્ટિવાળી આંખ કહે છે. આંખના આ ધર્મને 'મંદત્વ' કહે છે. તથા જયારે દૃશ્યને જોવા માટે આંખ અસમર્થ બને છે ત્યારે દૃષ્ટિવિહીન આંખના ધર્મને 'અંધત્વ' કહે છે. આમ, અંધત્વ, મંદત્વ અને પટુત્વ વિગેરે આંખના ધર્મો છે. આ જ પ્રમાણે ઇન્દ્રિયોના સતેજપણાના, મંદપણાના તથા નિસ્તેજપણાના લીધે કર્ણેન્દ્રિયમાં ઓછું સાંભળવું કે બહેરાશ આવવી, ઘ્રાણેન્દ્રિયમાં દૂરથી જ પુષ્પોની સુગંધને પારખવી કે ગંધનો ખ્યાલ ન આવવો વિગેરે જેવા ગુણો, સ્વાદની સમજ ન પડવી અથવા સ્વાદનો સચોટ ખ્યાલ આવવો તથા સ્પર્શેન્દ્રિયને સ્પર્શનો તત્કાળ ખ્યાલ આવવો કે પછી લકવા જેવા રોગીને સ્પર્શનો અનુભવ ન થવો અર્થાત્ ચામડી જૂઠી પડી જવી વિગેરે જે તે ઇન્દ્રિયોના ધર્મો છે. ઉપરોક્ત તમામ ઇન્દ્રિયોના ધર્મોને જાણનાર આત્મા, તે સૌનો જ્ઞાતા હોવાથી, તે સૌથી ભિન્ન છે, તેથી તે બધા ધર્મો સાક્ષી આત્માના નથી. આ જ પ્રમાણે કર્મેન્દ્રિયોની કમજોરી કે ખામીઓથી આત્મા તેવી ખામીવાળો બનતો નથી. તે જ કારણે ઇન્દ્રિયધર્મોથી અલિપ્ત આત્મા બહેરો, મૂંગો, આંધળો કે લંગડો બનતો નથી. તેમ છતાં અજ્ઞાનીજન

સ્વરૂપથી અનભિજ્ઞ હોવાથી, ઈન્દ્રિયના ધર્મ સાથે તાદાત્મ્ય વી ખામીવાળો મૂંગો, બહેરો કે અપંગ સમજે છે, તથા દુઃખ અનુભવે છે. આ ભ્રાંતિને દૂર કરી, ઈન્દ્રિયો સાથેના ખોટા તાદાત્મ્યથી મુમુક્ષુને મુક્ત કરવાના શુભ આશયથી જ અત્રે ઈન્દ્રિયોના ધર્મોની ચર્ચા કરી છે.

ક્રિયા કે કર્મ કરવાનું જડ શરીરનું સામર્થ્ય નથી. શરીરમાં થતી કોઈ પણ ક્રિયાઓ કે શરીર દ્વારા થતી કોઈ પણ પ્રકારની ચેષ્ટાઓ પ્રાણને આધીન છે. શ્વાસ લેવો, ઉચ્છવાસ બહાર કાઢવો, બગાસું ખાવું, છીંક ખાવી, પરસેવો તથા મળ, મૂત્રને શરીરની બહાર કાઢવા તેમજ શરીરના અંત કાળે એક શરીર છોડી અન્યને ધારણ કરવા ઉત્ક્રમણ કરવું વિગેરે ક્રિયાઓ પ્રાણને લીધે જ થાય છે. તેથી આ સર્વ કર્મો પ્રાણના છે. તેવું પ્રાણવિજ્ઞાનને જાણનારા પ્રાણના વિશેષજ્ઞો કહે છે. ભૂખ અને તરસ પ્રાણના ધર્મો છે. માટે મુમુક્ષુએ પ્રાણના ધર્મો અને કર્મોને પણ પોતાના ન માનતા, પોતાના આત્મસ્વરૂપને અક્રિય, નિષ્ક્રિય તથા ભૂખ-તરસથી મુક્ત જાણવું જોઈએ તથા પ્રાણ અને તેની ક્રિયાઓ સાથેના તાદાત્મ્યથી છૂટવું જોઈએ.

(છંદ-અનુષ્ટુપ)

अन्तःकरणमेतेषु चक्षुरादिषु वर्ष्मणि ।
अहमित्यभिमानेन तिष्ठत्याभासतेजसा ॥१०५॥

| | | | |
|---|---|---|---|
| वर्ष्मणि | = શરીરમાં (અને તેમાં રહેલા) | 'अहं' इति अभिमानेन | = 'હું' એવા અભિમાનથી |
| एतेषु | = આ | आभासतेजसा | = ચિદાભાસવાળું |
| चक्षुः आदिषु | = ચક્ષુ વગેરેમાં | अन्तःकरणम् | = અંતઃકરણ |
| | | तिष्ठति | = રહે છે. |

(છંદ-અનુષ્ટુપ)

अहंकारः स विज्ञेयः कर्ताभोक्ताऽभिमान्ययम् ।
सत्त्वादिगुणयोगेन चावस्थात्रयमश्नुते ॥१०६॥

| | | | |
|---|---|---|---|
| सः | = તે | अभिमानी | = અભિમાની (બને છે) |
| अहंकारः | = અહંકાર | च सत्त्वादिगुणयोगेन | = અને સત્ત્વ |
| विज्ञेयः | = નામે ઓળખાય છે. | | આદિ ગુણના સંબંધથી |
| अयम् | = આ (અહંકાર) | अवस्थात्रयम् | = ત્રણ અવસ્થાઓ |
| कर्ताभोक्ता– | =કર્તા-ભોક્તાપણાનો | अश्नुते | = પામે છે. |

(છંદ-અનુષ્ટુપ)

**विषयाणामानुकूल्ये सुखी दुःखी विपर्यये ।**
**सुखं दुःखं च तद्धर्मः सदाऽऽनन्दस्य नात्मनः ॥૧૦૭॥**

| | | | |
|---|---|---|---|
| विषयाणाम् | = વિષયોની | तत् | = તેના (અહંકારના) |
| आनुकूल्ये | = અનુકૂળતામાં | धर्मः | = ધર્મ છે. |
| सुखी | = સુખી | सदा | = સર્વદા |
| विपर्यये | = અને પ્રતિકૂળતામાં | आनन्दस्य | = આનંદસ્વરૂપ |
| दुःखी | = દુઃખી (થાય છે.) | आत्मनः | = આત્માના |
| सुखं दुःखं च | = સુખ અને દુઃખ | न | = નથી. |

**અહંકાર**

પંચમહાભૂતના સત્ત્વગુણમાંથી બનેલું અંતઃકરણ વાસ્તવમાં જડ છે. પરંતુ નિર્મળ સપાટી જેવી કે કાચ, જળ વિગેરેમાં પ્રતિબિંબ પડે છે તેમ ચૈતન્યનું અંતઃકરણમાં પ્રતિબિંબ પડે છે. આ પ્રતિબિંબને ચિદાભાસ કહેવામાં આવે છે. ચિદાભાસના પ્રકાશથી યુક્ત અંતઃકરણ જાણે કે ચેતન હોય તેવો વ્યવહાર કરે છે અને આ શરીરમાં 'હું શરીર છું', તેવું અભિમાન કરી, 'હું જોઉં છું', 'હું સાંભળુ છું', 'હું ચાલુ છું' એવું માને છે. આવા શરીર અને તેમાં રહેલી ઈન્દ્રિયો ઉપર 'હું' પણાનું અભિમાન કરવાવાળા અંતઃકરણને અહંકાર જાણવો જોઈએ. **अहंकारः स विज्ञेयः ।** આ અહંકાર, શરીર તથા ઈન્દ્રિયોના કર્મો સાથે તાદાત્મ્ય કરી સ્વયંને કર્તા માને છે તથા ઈન્દ્રિયભોગ સાથે તાદાત્મ્ય કરી ભોક્તાભાવને ધારણ કરે છે. આમ, તે કર્તા અને ભોક્તા

બને છે.

આ અહંકાર જ સત્ત્વગુણ, રજોગુણ અને તમસગુણના યોગથી સ્વપ્ન, જાગ્રત અને સુષુપ્તિ અવસ્થાને પ્રાપ્ત થાય છે. જ્યારે અંતઃકરણમાં રજોગુણ પ્રધાનપણે રહેલો હોય ત્યારે અહંકાર, જાગ્રતાવસ્થાને પ્રાપ્ત થઈ જાગ્રતાવસ્થાના સ્થૂળ પદાર્થો સાથે વ્યવહાર કરે છે. સત્ત્વગુણ પ્રધાન થતાં પોતે જ પોતાની સૃષ્ટિ રચી, સ્વરચિત સૃષ્ટિના સૂક્ષ્મ પદાર્થો સાથે વ્યવહાર કરે છે. આને અહંકારની સ્વપ્નાવસ્થા કહેવાય છે. તમોગુણ દ્વારા જ્યારે અંતઃકરણ આચ્છાદિત થઈ જાય છે ત્યારે અહંકાર, સ્વપ્ન કે જાગ્રતના પદાર્થોને જાણતો નથી પરંતુ સ્વપ્ન વિનાની ગાઢ નિદ્રામાં સૂઈ જાય છે. આ તેની સુષુપ્તિ અવસ્થા કહેવાય છે. આમ, ત્રણેય ગુણના યોગથી અહંકાર જ ત્રણ અવસ્થાને પ્રાપ્ત થાય છે. ચૈતન્યસ્વરૂપ આત્મા જાગ્રત, સ્વપ્ન કે સુષુપ્તિ અવસ્થાને પ્રાપ્ત થતો નથી.

જાગ્રત અને સ્વપ્નાવસ્થામાં વ્યવહાર કરતાં કરતાં જો પોતાને અનુકૂળ પરિસ્થિતિ, ઇચ્છેલા પદાર્થો કે અપેક્ષિત વ્યક્તિનું સાંનિધ્ય સાંપડે તો અહંકાર સુખી થાય છે. તેનાથી વિપરીત સંજોગો, પદાર્થો કે વ્યક્તિ પ્રાપ્ત થતાં તે દુઃખનો અનુભવ કરે છે. આમ, સુખી કે દુઃખી થવું તે પણ અહંકારના જ ધર્મો છે. પરંતુ અવિવેકીઓ અહંકારના આ ધર્મોને પોતાના માની 'હું સુખી છું' અર્થાત્ આત્મા સુખી છે કે 'હું દુઃખી છું', અર્થાત્ આત્મા દુઃખી છે તેવું માની બેસે છે. વાસ્તવમાં આત્મા આનંદ સ્વરૂપથી કદાપિ ચ્યુત થતો જ નથી. નથી તેને કદી સંસારની પ્રાપ્તિ થતી કે નથી તે બંધનનું દુઃખ અનુભવતો. આમ, મુમુક્ષુએ સૂક્ષ્મશરીરગત અહંકારમાં 'હું' બુદ્ધિ ન રાખતાં 'આનંદસ્વરૂપ આત્મા હું છું,' એવું સર્વદા ચિંતન કરવું જોઈએ.

(છંદ–અનુષ્ટુપ)

आत्मार्थत्वेन हि प्रेयान् विषयो न स्वतः प्रियः ।
स्वत एव हि सर्वेषामात्मा प्रियतमो यतः ॥१०८॥

| | | | |
|---|---|---|---|
| विषयः | = વિષય | यतः | = કારણ કે |
| स्वतः | = કોઈ કારણ વગર | सर्वेषाम् | = સૌને |
| न प्रियः | = પ્રિય નથી | आत्मा | = આત્મા |
| आत्मार्थत्वेन हि | = પણ આત્માના પ્રયોજનપણાના કારણે | स्वतः एव हि | = પોતાની મેળે (કોઈ કારણ વગર) જ |
| प्रेयान् | = પ્રિય છે. | प्रियतमः | = સૌથી વધુ પ્રિય છે. |

## આત્મા જ પ્રિયતમ

સ્થૂળ અને સૂક્ષ્મ દેહના વિવેચન દ્વારા તે બન્નેની આસક્તિ કે તાદાત્મ્યથી મુક્ત રહેવા માટે મુમુક્ષુને સંકેતો અપાયા બાદ હવે તમામ શરીરો પોતાનાં હોય કે અન્ય સ્નેહીજનોનાં, પણ તેવા શરીરો કે જગતના તમામ ભૌતિક પદાર્થો જડ અને નશ્વર છે અને પોતાના અત્માની સરખામણીમાં તેવા સૌ નામ-આકારવાળા શરીરો કે પદાર્થો દરેકને સ્વાર્થ કે ખપ પૂરતાં જ પ્રિય હોય છે. તેમનું પ્રયોજન કે જરૂરિઆત સમાપ્ત થતાં તે સૌ અપ્રિય, અરુચિકર અને અળગાં જ જણાય છે. પ્રાણીમાત્રને સૌથી વધુ પ્રિય તો અંતે પોતાનો આત્મા જ અનુભવાય છે. આમ, આત્મા પ્રિય કે પ્રિયતર નહીં પરંતુ પ્રિયતમ ગણાય છે. માટે જ લૌકિક ભાષામાં ભલે પ્રેમિકા પોતાના પ્રેમીને પ્રિયતમ કહે, પણ વાસ્તવમાં તો કોઈ પણ મનુષ્ય માટે માત્ર એક જ પ્રિયતમ છે અને તે પોતાનો અંતરાત્મા. આ નગ્ન સત્યને શ્રુતિસંમત સત્ય સાથે આચાર્યશ્રીએ અત્રે રજુ કર્યું છે. તેઓ જણાવે છે કે, પ્રાણીમાત્રને પોતાનો આત્મા સૌથી વધુ પ્રિય છે. "**आत्मा स्वतः एव सर्वेषां हि प्रियतमः ।**" ભલે, મનુષ્ય ભોગરત હોય કે વિષયદોડના નશામાં મશગુલ હોય, તેમ છતાં પણ તેને કંઈ પોતાના આત્માથી વિષયો વધુ પ્રિય હોતા નથી. તદુપરાંત વિષયભોગની ઈચ્છા પૂર્ણ થતાં તેને તેવા વિષયો અરુચિકર અને અપ્રિય જ લાગે છે. ખરેખર તો આત્માની સરખામણીમાં કે આત્મસુખના ભોગે તો કોઈને પણ વિષયો પ્રિય હોતા નથી. જેમ કે ગળપણ, મહદ્અંશે સૌને પ્રિય હોય છે. તેમ છતાં ગંભીર બિમારી જેવા સંજોગમાં જ્યારે પોતાના જીવન માટે ગંભીર સમસ્યા ઊભી થાય છે ત્યારે જીવલેણ વિષયો આપોઆપ અપ્રિય

અને અરુચિકર થઈ જાય છે. તે જ દર્શાવે છે કે, વિષયો કરતાં આત્મા વધુ પ્રિય છે. વિદ્યારણ્ય સ્વામી પણ આવા જ સત્યને સમર્થન આપતાં જણાવે છે કે,

**"वित्तात् पुत्रः प्रियः, पुत्रात् पिंडः, पिंडात्तथेन्द्रियम् ।**
**इन्द्रियाच्च प्रियः प्राणः, प्राणादात्मा प्रियः परः ॥"**

(પંચદશી/૧૨-૬૦)

ધનથી પ્રત્યેક માતા-પિતાને પુત્ર વધુ પ્રિયકર લાગે છે. માટે જ મહેનત મજૂરી કે પરસેવો પાડીને પણ ઘણીવાર મા-બાપ પુત્રને ભણાવે છે. બિમારીમાં તેને બચાવવા દેવું પણ કરે છે. પોતાનું સઘળું ધન વાપરે છે. અરે ! દાગીના વેચે છે કે પછી ઘણીવાર ઘર પણ ગીરવે મૂકે છે. જ્યારે પુત્રની ઉન્નતિ માટે ખેતરો વેચીને પણ મા-બાપ તેમને વિદેશ ભણવા મોકલે છે. પરંતુ સત્ય કંઈક કડવા ઘુંટડા જેવું છે. પુત્ર કરતા મા-બાપને પોતાનો સ્થૂળ દેહ વહાલો લાગે છે કે વધુ પ્રિયકર જણાય છે. તેથી જ કારમી ગરીબીથી બચવા કે ભીષણ દુષ્કાળ સમયે જ્યારે પોતાના પ્રાણની રક્ષા મહત્ત્વની બને છે ત્યારે માતા-પિતા બાળકોને વેચી દેતા પણ જોવા મળે છે. અરે ! ધરતીકંપ કે આગ ફાટી નીકળવાના બનાવો સમયે અગર એક જ કુટુંબના સભ્યો નૌકામાં વિહાર કરતા હોય અને અચાનક નૌકા ડૂબવા જેવા સમયે સૌ પોતપોતાનો પ્રાણ બચાવવા કોઈની પણ રાહ જોયા વિના સુરક્ષા માટે કૂદી પડે છે. તે જ દર્શાવે છે કે, પુત્ર કરતાં પ્રત્યેકને પોતાનો પિંડ કે સ્થૂળદેહ વધુ પ્રિય હોય છે. તદુપરાંત દેહ કરતાં ઈન્દ્રિયો વધુ પ્રિયકર જણાય છે. જો મનુષ્યને દેહ સૌથી વધુ પ્રિય હોય તો, સ્થૂળદેહને અનુકૂળ ન હોય તેવા ભોજનોને તે કદી આરોગે નહીં. પરંતુ આપણે જોયું અને જાણ્યું છે કે મધુપ્રમેહના રોગવાળી વ્યક્તિ પોતાના દેહને પ્રતિકૂળ એવા ખાંડવાળા ખાદ્યપદાર્થોને આરોગે છે. શરીરનું વધતું વજન રોકવા ઈચ્છનાર વ્યક્તિ પણ, દેહના સ્વાસ્થ્યને અવગણી પોતાની સ્વાદેન્દ્રિયને પ્રિય એવા પદાર્થો આરોગે છે. મનુષ્યનો આવો વ્યવહાર તો જ સંભવ બને જો તેને દેહ કરતાં પોતાની ઈન્દ્રિયો વધારે પ્રિય હોય. આ ઈન્દ્રિયો દેહ કરતાં અવશ્ય વધુ પ્રિય છે પણ તે કંઈ સૌથી વધુ

પ્રિય નથી. ઇન્દ્રિય કરતાં પણ દરેકને પોતાનો પ્રાણ (જીવ) વધુ પ્રિય હોય છે. જો ચોરને શિક્ષાર્થે આંખ ફોડી નાંખવાનું, કાન કે જીભ કાપી નાંખવાનું કહેવામાં આવે તો તેના કરતાં તે લાંબા ગાળાની જેલ ભોગવવાનું વધુ પસંદ કરે છે. જો તેને મૃત્યુદંડ આપવાનો હોય, તો તેની સરખામણીમાં આંખ, જીભ કે કાન કપાય અને પ્રાણ બચે તેવું તે ઇચ્છે છે. તેથી સ્પષ્ટ છે કે, ઇન્દ્રિયો કરતાં પ્રાણ વધુ પ્રિયકર છે. અંતે તો પ્રાણ કરતાં પણ પોતાનો આત્મા સૌથી વધુ પ્રિયતમ છે. માટે જ તપસ્વી, સાધકો કે મુમુક્ષુઓ ઘણીવાર આત્મસાક્ષાત્કાર માટે કે અંતરાત્માની પ્રાપ્તિ માટે પ્રાણની પરવા કર્યા વિના ઘોર તપશ્ચર્યા આદરે છે. અનેક પ્રકારના તપ કે વ્રતો કરે છે. અન્ન અને પાણીનો પણ ત્યાગ કરી કેટલાક લાંબા ઉપવાસ આદરે છે. જયારે સાચો મુમુક્ષુ તો શરીર અને પ્રાણને પોતાનાથી ભિન્ન ગણી તેના ભોગે પણ આત્મસાક્ષાત્કાર ઇચ્છે છે. આ ઉપરથી આત્માનું પ્રિયતમપણું સ્વાભાવિક રીતે સુસ્પષ્ટ થાય છે. આ સત્ય હકીકતનું અનુમોદન બૃહદારણ્યક શ્રુતિમાં જોવા મળે છે. યાજ્ઞવલ્કય ઋષિ પોતાની ભાર્યા મૈત્રેયીને આત્માના પ્રિયતમપણા વિશે સમજાવતાં જણાવે છે કે,

न वा अरे पत्युः कामाय पतिः प्रियो भवति ।
आत्मनस्तु कामाय पतिः प्रियो भवति ॥
न वा अरे जायायै कामाय जाया प्रिया भवति ।
आत्मनस्तु कामाय जाया प्रिया भवति ॥
न वा अरे पुत्राणां कामाय पुत्राः प्रिया भवन्ति ।
आत्मनस्तु कामाय पुत्राः प्रिया भवन्ति ॥
न वा अरे सर्वस्य कामाय सर्वं प्रियं भवति ।
आत्मनस्तु कामाय सर्वं प्रियं भवति ॥

[બૃહદારણ્યક ઉપનિષદ-૪/૫/૬]

"પતિના સુખને અર્થે પતિ (સ્ત્રીને) વ્હાલો હોતો નથી, પણ (સ્ત્રીના) પોતાના સુખને અર્થે (સ્ત્રીને) પતિ પ્રિય લાગે છે. પત્નીના સુખને અર્થે પત્ની (પતિને) પ્રિય હોતી નથી, પણ (પત્નીના) પોતાના સુખને માટે જ (પતિને) પત્ની

પ્રિય લાગે છે. (તથા) પુત્રોના સુખને માટે પુત્રો (પિતાને) કદાપિ પ્રિય હોતા નથી. (પરંતુ) પોતાના સુખને માટે જ (પિતાને) પુત્રો પ્રિય હોય છે. (તે જ પ્રમાણે જગતના) તમામ પદાર્થો કે પ્રાણીમાત્ર તેઓના સુખને માટે પ્રિય હોતા નથી પરંતુ પોતાના સુખને માટે જ (સર્વને) સર્વ પદાર્થો કે પ્રાણીઓ પ્રિય હોય છે." આમ, ઉપરોક્ત શ્રુતિ તથા યુક્તિ પુરઃસર થયેલી વિચારણાથી સ્પષ્ટ થાય છે કે જગતના તમામ વિષયો કે વ્યક્તિ તથા પ્રાણીમાત્ર સ્વતઃ પ્રિયરૂપ નથી. પરંતુ પોતાને માટે જ સુખકર પ્રતીત થાય છે. તેથી પોતાનો આત્મા જ સર્વને સૌથી વધુ પ્રિય છે.

(છંદ–અનુષ્ટુપ)

तत आत्मा सदानन्दो नास्य दुःखं कदाचन ।
यत्सुषुप्तौ निर्विषय आत्मानन्दोऽनुभूयते ।
श्रुतिः प्रत्यक्षमैतिह्यमनुमानं च जाग्रति ॥१०६॥

| | | | |
|---|---|---|---|
| ततः | = આથી | निर्विषयः | = વિષય રહિત |
| आत्मा | = આત્મા | आत्मानन्दः | = આત્માનંદ |
| सदा | = સર્વદા | अनुभूयते | = અનુભવાય છે. |
| आनन्दः | = આનંદરૂપ (છે.) | श्रुतिः | = (આ બાબતમાં) ઉપનિષદ, |
| अस्य | = આ (આત્મા)ને | प्रत्यक्षम् | = પ્રત્યક્ષ, |
| कदाचन | = કદી પણ | ऐतिह्यम् | = ઈતિહાસ |
| दुःखं न | = દુઃખ નથી. | च अनुमानम् | = અને અનુમાન |
| यत् | = કારણ કે | जाग्रति | = જાગ્રતઅવસ્થામાં |
| सुषुप्तौ | = સુષુપ્તિ અવસ્થામાં | | (પ્રમાણરૂપ છે.) |

અત્યાર સુધી આચાર્યશ્રીએ સ્થૂળ શરીર તથા સૂક્ષ્મ શરીરનું વિવેચન પૂર્ણ કર્યું અને અંતે આત્માનું પ્રિયતમપણું જણાવી તે વિચારની પૂર્ણાહુતિ કરતાં અને કારણ શરીર વિશેની વિવેચનાનો પ્રારંભ કરતાં પૂર્વે અત્રે જણાવ્યું છે કે આત્મા આનંદસ્વરૂપ છે. તેને દુઃખનો સ્પર્શ જ નથી. આવા વિચારનો વિસ્તાર કરતા સ્પષ્ટતા કરવામાં આવી છે કે સુષુપ્તિની

અવસ્થામાં અવયવો કાર્યરહિત હોય છે, બુદ્ધિ નિર્ણય લેતી નથી, મન સંશય કરતું નથી, ઈન્દ્રિયો ભોગ કરતી નથી. તેથી સ્પષ્ટ છે કે સુષુપ્તિની અવસ્થામાં શબ્દ, સ્પર્શાદિ વિષયોનો ત્યાં અભાવ હોય છે અને તે જ પ્રમાણે ભોક્તા અને ભોગ્યપદાર્થની પણ અનુપસ્થિતિ હોય છે. તેમ છતાં સુષુપ્તિમાં રહેલો પુરુષ જાગતાની સાથે જ કહે છે કે 'હું સુખચેનથી સૂતો હતો.' **'मयेन सुखेन निद्रा अनुभूयते ।'** આમ, સુષુપ્તિમાં જે આનંદ અનુભવાય છે તે નિર્વિવાદ વિષયાનન્દ તો નથી જ. તો પછી પ્રશ્ન થાય છે કે તે અવસ્થામાં મન બુદ્ધિ અને અવયવો પણ ક્રિયાશૂન્ય હતાં, તો આનંદ કે સુખ અનુભવાયું શેના લીધે? આથી સ્પષ્ટ થાય છે કે આત્મા જાગ્રત, સ્વપ્ન અને સુષુપ્તિ ત્રણે અવસ્થાનો સાક્ષી છે. ત્રણે અવસ્થામાં ચેતનસ્વરૂપ થઈને હાજરાહજૂર હોય છે અને સુષુપ્તિમાં જયારે સૌ કોઈ નિદ્રાદેવીને આધીન થઈ ક્રિયાશૂન્ય હોય છે અર્થાત્ ઈન્દ્રિયો મનમાં, મન બુદ્ધિમાં અને તે બધું જ પ્રગાઢ અવિદ્યા જેવી સ્થિતિમાં આત્માના આશ્રય નીચે વિલીન થઈ જાય છે ત્યારે પણ આત્મા તો જ્ઞાનસ્વરૂપ ચેતનમય હોવાથી ત્રણે અવસ્થામાં, ત્રણે કાળે જાગતો જ હોય છે. તેથી સુષુપ્તિમાં અનુભવાયેલો આનંદ આત્માનો જ છે તેવી ખાત્રી થાય છે. આ ઉપરથી સમજાય છે કે આત્મા સદા આનંદસ્વરૂપ છે. તેને લેશમાત્ર દુઃખનો સંસ્પર્શ નથી.

આપણે સૌએ સદા યાદ રાખવું જોઈએ કે જેનો આપણે ત્યાગ કરવા ઈચ્છીએ છીએ તે વસ્તુ કે પરિસ્થિતિ કદાપિ આપણું સ્વરૂપ હોઈ શકે નહીં. દા.ત. પ્રત્યેક માનવી સુખ-પ્રાપ્તિ માટે અને દુઃખમુક્તિ માટે પ્રયત્નશીલ હોય છે, તેથી અતીન્દ્રિય સુખ એ જ આપણું સ્વરૂપ છે. દુઃખનો ત્યાગ કરવાની ઈચ્છા પ્રાણીમાત્રમાં અતિ પ્રબળ હોવાથી દુઃખ આપણું આત્મસ્વરૂપ કદાપિ હોઈ શકે નહીં. તે જ પ્રમાણે આપણે સૌ ભય કે મૃત્યુને હંમેશા દૂર રાખવા પ્રયત્ન કરીએ છીએ. કોઈ પણ ભય કે મૃત્યુને નિમંત્રણ આપતું નથી. સૌ કોઈ ભયભીત સ્થિતિનો ત્યાગ ઈચ્છે છે. તેથી સમજાય છે કે, ભય કે મૃત્યુ આપણું સ્વરૂપ નથી. પરંતુ અભય અને અમરતા જ આપણું સાચું સ્વરૂપ છે. માટે જ આચાર્યશ્રીએ જણાવ્યું છે કે **"आत्मा सदानन्दो नास्य दुःखं**

कदाचन ।"

આત્મા સદા આનંદસ્વરૂપ છે. તે વાતની સત્યતા પુરવાર કરતાં આચાર્યશ્રી જણાવે છે કે આવી વાત ચાર પ્રમાણોથી પ્રમાણિત થયેલી છે. જેમાં સૌ પ્રથમ (૧) શ્રુતિ પ્રમાણ છે. તૈત્તિરીય શ્રુતિ જણાવે છે કે, **'आनन्दं ब्रह्मणो विद्वान् न बिभेति कुतश्चनेति ।'** જે કોઈ વિદ્વાન, બ્રહ્મને આનંદસ્વરૂપ જાણીને બ્રહ્મ સાથે અભેદભાવ અનુભવે છે, તે પોતાના આનંદસ્વરૂપને જાણી ક્યારેય કોઈથી પણ ભયભીત થતો નથી. બ્રહ્મ અર્થાત્ સ્વયં આનંદસ્વરૂપ છે. પછી કેવું દુ:ખ કે કેવો ભય ! અમર આત્માને કેવું મૃત્યુ કે કેવો વિનાશ? આમ, આત્મા આનંદસ્વરૂપ છે તેમાં શ્રુતિ કે શાસ્ત્ર અનેક સ્થળોએ આવા પ્રમાણો પૂરાં પાડે છે. (૨) આ વિષયમાં પ્રત્યક્ષ પ્રમાણ પણ છે. આપણે ઉપર ચર્ચી ગયા તેમ, આપણા સૌનો પ્રત્યક્ષ અનુભવ છે કે સુષુપ્તિની અવસ્થામાં સર્વ ભોગ્ય વિષયોનો અભાવ હોય છે. અરે ! તેવી અવસ્થામાં ધન, સત્તા, સ્ત્રી, પુત્રો, ઘર, સ્નેહીઓ વગેરે સૌ થોડા સમય માટે ત્યજાઈ જાય છે. કંઈ જ સાથે હોતું નથી, છતાં અકલ્પ્ય આનંદ સુષુપ્તિમાં અનુભવાય છે. આવા પ્રત્યક્ષ અનુભવથી પણ સ્પષ્ટ જ છે કે આત્મા આનંદસ્વરૂપ છે. (૩) આ ઉપરાંત ઈતિહાસ પુરાણો અને યાજ્ઞવલ્ક્યાદિ જેવા ઋષિઓના સંવાદમાં પણ આત્માની આનંદસ્વરૂપતા વિશે વર્ણનો જોવા મળે છે. તેથી આ બાબતમાં ઈતિહાસ પણ પ્રમાણ છે. (૪) અનુમાન પ્રમાણ–છાંદોગ્યશ્રુતિમાં જણાવાયું છે **यद् अल्पं तद् मर्त्यम् ।** જે અલ્પ કે અનિત્ય છે તે નાશવાન છે. આમ, નાશવાન હોવું એટલે જ દુ:ખસ્વરૂપ હોવું. તેથી એવા તારણ ઉપર આવી શકાય છે કે જે જે અનિત્ય છે તે સર્વ દુ:ખમય છે. આવા તારણ ઉપરથી જ અનુમાન કરી શકાય કે જે જે અનિત્ય છે તે જો દુ:ખમય હોય તો જે નિત્ય હોય તે સદા સુખમય કે આનંદસ્વરૂપ હોવું જોઈએ. આત્મા નિત્ય છે. **'अजो नित्यः शाश्वतोऽयम् पुराणः ।'** (ભ.ગી–૨/૨૦) 'આત્મા અજન્મા, નિત્ય અને શાશ્વત છે.' આમ, આત્મા નિત્ય હોવાથી તે આનંદસ્વરૂપ છે. એવા અનુમાન પ્રમાણથી પણ આત્માની આનંદસ્વરૂપતા સિદ્ધ થાય છે.

(છંદ-ઉપજાતિ)

अव्यक्तनाम्नी परमेशशक्ति-
रनाद्यविद्या त्रिगुणात्मिका परा ।
कार्यानुमेया सुधियैव माया
यया जगत्सर्वमिदं प्रसूयते ॥११०॥

अव्यक्तनाम्नी = 'અવ્યક્ત' નામવાળી
अनादि अविद्या = અનાદિ, અવિદ્યા
त्रिगुणात्मिका = (સત્ત્વ, રજસ અને તમસ) ત્રણ ગુણોયુક્ત
परा परमेशशक्तिः = પરમેશ્વરની ઉત્કૃષ્ટ શક્તિ (છે.)
यया = જેનાથી
इदं सर्वं जगत् = આ બધું જગત
प्रसूयते = ઉત્પન્ન થાય છે. (અને જે)
सुधिया = વિવેકબુદ્ધિવાળાઓ દ્વારા
कार्यानुमेया = જગતરૂપી કાર્ય ઉપરથી અનુમાન કરાતા જણાનારી,
एव = (તે) જ
माया = 'માયા' (કહેવાય છે.)

## માયાનું સ્વરૂપ

આચાર્યશ્રીએ સ્થૂળદેહ, સૂક્ષ્મદેહ અને આત્માનું પ્રિયતમપણું તેમજ આનંદસ્વરૂપ સમજાવી દીધા બાદ હવે કારણશરીરનું વિવેચન કરવાની યોજના વિચારી છે. પરંતુ કારણદેહનું મૂળ અવિદ્યા કે અજ્ઞાનમાં જ છે માટે કારણદેહ સમજાવતા પૂર્વે તેવા દેહનું મૂળ કે કારણ, અવિદ્યાને જ પ્રથમ ત્રણ શ્લોક દ્વારા તેઓએ સમજાવવાનો પ્રયત્ન અત્રે કર્યો છે. આ અવિદ્યા પરમાત્માની જ માયારૂપી શક્તિ છે તેવો નિર્દેશ પ્રસ્તુત શ્લોકમાં સુસ્પષ્ટ કરી તેનું વિવેચન કરવામાં આવે છે.

માયા કે અવિદ્યાને અત્રે અવ્યક્ત નામવાળી પરમાત્માની શક્તિ કહેવામાં આવી છે. તે અવ્યક્ત એટલા માટે કહેવામાં આવે છે કે માયા

પોતાના સત્ત્વ, રજસ અને તમસ ગુણ દ્વારા સમગ્ર સૃષ્ટિનું સર્જન કરે છે છતાં પોતે અદૃશ્ય રહે છે. અભિવ્યક્ત થતી નથી. આમ, તેના નામ અને રૂપ અપ્રગટ રહે છે છતાં તે સૃષ્ટિ જેવા કાર્યને પ્રગટ કરે છે. માટે તેને પરમાત્માની અવ્યક્ત શક્તિ કહી છે. **अव्यक्तनाम्नी परमेशशक्तिः ।** આ માયા, સૃષ્ટિની ઉત્પત્તિનું કારણ છે, છતાં તેનો જન્મ, આરંભ કે શરૂઆત ક્યારે થઈ તે અજ્ઞાત છે, માટે તેને અનાદિ અવિદ્યા કહી છે. આમ, તે અનાદિ છે. અજ્ઞાત છે અને અજ્ઞાનસ્વરૂપ છે. વાસ્તવમાં તો તે છે ખરી પણ જણાતી નથી માટે જ તેનું નામ 'માયા' છે. તત્ત્વાર્થે **'मा'** અર્થાત્ 'નથી' અને **'या'** એટલે 'જેણી', આમ, જે નથી જણાતી તે જ માયા છે. આમ છતાં, શુદ્ધ કે સૂક્ષ્મ બુદ્ધિવાળા માયાનું કાર્ય અર્થાત્ ઉત્પન્ન થયેલી સૃષ્ટિરૂપી કાર્યને જોઈ, તે કાર્ય ઉપરથી કારણરૂપી માયાનું અનુમાન કરી શકે છે અને આવી રીતે માયાના અસ્તિત્વનો સ્વીકાર કરે છે. તદુપરાંત સ્મૃતિ પણ જણાવે છે કે પરમાત્મા પોતાની માયાશક્તિ વડે જ સમગ્ર જગતની ઉત્પત્તિ કરાવે છે પરંતુ પોતે સર્જનના કાર્યમાં ભાગીદાર થતાં નથી છતાં અધ્યક્ષ કે સાક્ષીરૂપે હાજર રહે છે. **'मयाध्यक्षेण प्रकृतिः सूयते सचराचरम् ।'** (ભ.ગીતા-૯/૧૦) આમ, શબ્દ કે શાસ્ત્ર દ્વારા પણ અજ્ઞાત અને અજ્ઞેય માયાને સુજ્ઞ પુરુષ જાણી, સમજી તેને તરી શકે છે અથવા જ્ઞાનમાં તેનો બાધ કરી શકે છે. માટે જ માયા અનાદિ હોવા છતાં **'सान्त'** કહેવાય છે.

(છંદ-ઇન્દ્રવજ્રા)

**सन्नाप्यसन्नाप्युभयात्मिका नो**
**भिन्नाप्यभिन्नाप्युभयात्मिका नो ।**
**साङ्गाप्यनङ्गाप्युभयात्मिका नो**
**महाद्भुताऽनिर्वचनीयरूपा ॥१११॥**

**सत् न अपि** = (માયા) સત પણ નથી,
**असत् न अपि** = અસત પણ નથી,
**उभयात्मिका नो** = સત-અસતરૂપ બે પ્રકારની પણ નથી;

| | |
|---|---|
| भिन्ना अपि | = ભિન્ન પણ (નથી), |
| अभिन्ना अपि | = અભિન્ન પણ (નથી), |
| उभयात्मिका नो | = ભિન્ન-અભિન્નરૂપ બે પ્રકારની પણ નથી. |
| साङ्गा अपि | = સાવયવ પણ (નથી), |
| अनङ्गा अपि | = નિરવયવ પણ (નથી), |
| उभयात्मिका नो | = (સાવયવ-નિરવયવ એમ) બે પ્રકારના રૂપવાળી પણ નથી (પરંતુ) |
| महा-अद्भुता | = મહા અદ્ભુત, (અને) |
| अनिर्वचनीयरूपा | = અનિર્વચનીયરૂપવાળી છે. |

જગતકારણ માયા નથી સત કે અસત. એવા કથનથી સમજવાનું કે માયા જો સત હોય તો ત્રણે કાળે રહેવી જોઈએ. અરે ! એક કાળે પણ તેનો અનુભવ તો થવો જ જોઈએ. છતાં માયા તો સદા અજ્ઞેય, અજ્ઞાત અને અવ્યક્ત રહીને જ સૃષ્ટિનું સર્જન કરે છે. એક પણ કાળે જણાતી નથી. તદુપરાંત જ્ઞાનકાળે તેનો બાધ થઈ જાય છે, અંત આવે છે, વિનાશ થાય છે, તેથી તેને ત્રણ કાળે રહેનારી પણ ન કહેવાય. માટે જ તે સત નથી. જે સત હોય તેનો કોઈ પણ કાળે અભાવ ન થવો જોઈએ. પરંતુ માયાનો જ્ઞાનકાળે અભાવ થતાં સમજાય છે કે તે સત નથી અને આવી જ રીતે જો માયા તદ્દન અસત હોય તો કોઈ પણ કાળે તેનો અનુભવ ન થવો જોઈએ અને તે જણાવી પણ ન જોઈએ. તેમ છતાં શાસ્ત્રો જણાવે છે કે માયા, પ્રાણી પદાર્થો અને સૃષ્ટિની ઉત્પત્તિ માટે ઉપાદાન કારણ છે. આમ, ઉપાદાન કારણ તરીકે તો તે જણાય છે, તેથી તેને તદ્દન અસત પણ ન કહેવાય. આમ હોવાથી માયા માટે કહ્યું છે કે નથી તે સત કે ન હોઈ શકે અસત.

શાસ્ત્રો જણાવે છે કે **'स्वकाले सत्यवद्भाति प्रबोधे सत्यसद्भवेत् ।'** (આત્મબોધ-૬) અજ્ઞાન દશામાં માયા સત્ય જેવી જણાય છે જ્યારે આત્મજ્ઞાન સમયે અસત જેવી સમજાય છે. આમ, તે સત અને અસત બન્ને પ્રકારે જણાય છે, પરંતુ કોઈ પણ વસ્તુ એક સાથે સત અને

અસત હોઈ શકે નહીં. કારણ કે સત અને અસત બન્ને એક બીજાના પૂર્ણ વિરોધી છે. બે પૂર્ણ વિરોધી સ્વભાવવાળી માયા એક સમયે હોઈ શકે નહીં. એ ન્યાયે જ અત્રે જણાવ્યું છે કે તે એક સાથે સત અને અસત હોઈ શકે નહીં.

આત્મા એક અદ્વિતીય અને અખંડ હોવાથી માયા, આત્માથી ભિન્ન અને અભિન્ન પણ હોઈ શકે નહીં. જેવું અત્રે જણાવ્યું છે કે **'भिन्नापि न अभिन्नापि न'** કારણ કે માયા પરમેશ્વરની જ શક્તિ હોવાથી પરમેશ્વરથી જુદી હોઈ શકે નહીં. જેમ અગ્નિથી ગરમીરૂપી તેની શક્તિ કે સૂર્યથી પ્રકાશરૂપી તેની શક્તિ જુદી થઈ શકે નહીં, તેમ માયા પરમાત્માથી ભિન્ન હોઈ શકે નહીં. તદુપરાંત માયા પરમાત્માથી અભિન્ન પણ હોઈ શકે નહીં. પરમાત્મામાં ભેદ કે દ્વૈત તો છે જ નહીં તો પછી માયા અભિન્ન કેવી ? તદુપરાંત જ્ઞાનકાળે માયાનો બાધ કે અભાવ થઈ જાય છે તેથી જ સાબિત થાય છે કે માયા પરમાત્માથી અભિન્ન હોઈ શકે નહીં. જો બન્ને અભેદ હોય તો તો જ્ઞાનકાળે પરમાત્માનો પણ બાધ કે અભાવ થવો જોઈએ, પણ તેવું થતું નથી. માટે માયા નથી ભિન્ન કે અભિન્ન. જો કોઈ એમ કહે કે માયા ભિન્ન-અભિન્ન બન્ને પ્રકારની છે તો અત્રે જણાવાયું છે કે તેવું પણ હોઈ શકે નહીં. **'उभयात्मिका नो'** અર્થાત્ માયા એક સાથે બે પરસ્પર વિરોધી ધર્મોવાળી એટલે કે ભિન્ન અને અભિન્ન એક જ સમયે હોઈ શકે નહીં. ભિન્ન અને અભિન્ન એવા બે વિરોધી વિશેષણો એકસાથે માયાને લાગુ પડી શકે નહીં.

આ ઉપરાંત અત્રે જણાવ્યું છે કે માયા અંગવાળી કે અંગ વગરની પણ નથી. **'साङ्गापि न अनङ्गापि न'** એટલે કે માયા અંગોવાળી નથી. શાસ્ત્રોમાં કે સંતોના ઉપદેશમાં ક્યાંય માયાના અવયવોનું વર્ણન કરેલું જોવા મળતું નથી. તે જ પ્રમાણે તેને અંગ વિનાની પણ કહેવાય નહીં. કારણ કે સત્ત્વ, રજસ અને તમસ જેવા ત્રણ ગુણ માયામાં ઓત પ્રોત છે, તેવું કહેવાય છે. આ જ સંદર્ભમાં માયા અંગવાળી અને અંગ વગરની એવી એક સાથે, એક સમયે અસ્તિત્વમાં હોઈ શકે નહીં. આવી સૂક્ષ્મ ચર્ચાનો નિષ્કર્ષ એટલો

જ છે કે આ માયા અદ્ભુત છે. તેનું વર્ણન કષ્ટમય અને કપરું કાર્ય છે. તેથી તે અવર્ણનીય અને અનિર્વચનીયરૂપવાળી કહેવાય છે. અર્થાત્ શબ્દ, વચન કે વાણીથી જેને ન સમજાવી શકાય, પ્રમાણોથી જેને ન પ્રમાણિત કરી શકાય. ઉપરાંત જે નથી સત કે નથી અસત, એવી મિથ્યારૂપવાળી માયા જાણવી, સમજવી કે તેનો તાગ મેળવવો કપરું કાર્ય છે. માટે જ માયા સંદર્ભે ગીતામાં શ્રીકૃષ્ણ પરમાત્માએ પણ જણાવ્યું છે કે, **'मम माया दुरत्यया'** 'મારી માયા તરવી દુષ્કર છે.'

(છંદ-ઉપજાતિ)

**शुद्धाद्वयब्रह्मविबोधनाश्या**
**सर्पभ्रमो रज्जुविवेकतो यथा ।**
**रजस्तमः सत्त्वमिति प्रसिद्धा**
**गुणास्तदीयाः प्रथिताः स्वकार्यैः ॥११२॥**

| | |
|---|---|
| **यथा** | = જેમ |
| **रज्जुविवेकतः** | = દોરડીના જ્ઞાનથી |
| **सर्पभ्रमः** | = સર્પની ભ્રાન્તિ (નાશ પામે છે તેમ માયા) |
| **शुद्ध–अद्वय–ब्रह्म–** | = શુદ્ધ અદ્વૈત બ્રહ્મના |
| **विबोधनाश्या** | = જ્ઞાનથી નાશ પામનારી છે. |
| **स्वकार्यैः प्रथिताः** | = પોતાના કાર્યોથી જણાતા |
| **सत्त्वं रजः तमः इति** | = સત્ત્વ, રજસ અને તમસ; એ |
| **तदीयाः** | = તેના |
| **प्रसिद्धाः गुणाः** | = પ્રસિદ્ધ ગુણો છે. |

માયાનું તરણ કરવું, તેને પાર ઉતરવું અર્થાત્ માયા દ્વારા સર્જાયેલા જગતના પદાર્થોની આસક્તિથી મુક્ત થવું અતિ કપરું કાર્ય છે, તેવું કહેવાયું. છતાં એક વસ્તુ સ્પષ્ટ છે કે માયા તરવી અઘરી છે પણ અશક્ય નથી. માટે જ અત્રે સ્પષ્ટતા કરી છે કે અદ્વિતીય બ્રહ્મના નિઃસંદેહ કે શુદ્ધજ્ઞાન દ્વારા માયાનો બાધ, નાશ કે અભાવ સર્જાય છે. આમ, માયા ભલે અનાદિ છે છતાં જ્ઞાનમાં

તેનો અંત છે. માટે જ તે અનાદિ હોવા છતાં સાન્ત કહેવાઈ છે. તેની સ્પષ્ટતા કરતાં પ્રસ્તુત શ્લોકમાં સમજાવાયું છે કે જેમ દોરીના યથાર્થ જ્ઞાનમાં સર્પની ભ્રાંતિનો બાધ થાય છે, તે જ પ્રમાણે શુદ્ધ અદ્વિતીય બ્રહ્મનું શંકારહિત યથાર્થ જ્ઞાન થાય, ત્યારે મિથ્યા માયાની ભ્રાંતિ પણ બાધ પામે છે. અર્થાત્ સત્ત્વ, રજસ અને તમસ જેવા માયાના જે ત્રણ ગુણો દ્વારા સૃષ્ટિનું સર્જનકાર્ય થાય છે અને તેવું કાર્ય જ માયાના અસ્તિત્વનું સૂચક હોય છે. તેમ છતાં જ્ઞાનકાળે જ્ઞાનીને જગતરૂપી સર્જન, દૃશ્યપ્રપંચ કે માયાકાર્ય સ્વપ્નવત જણાય છે અને જ્ઞાની સંસારને મિથ્યા જાણી, નથી તેનાથી પ્રભાવિત થતો કે નથી તેવા સ્વપ્નવત પદાર્થોથી બંધનમાં પડતો. રજ્જુ ઉપર થયેલો સર્પનો આરોપ કે ભ્રાંતિ રજ્જુનું જ્ઞાન થતાં જ દૂર થાય છે. તે જ પ્રમાણે સૃષ્ટિસર્જનના કાર્યનો આત્મા ઉપર મિથ્યારોપ જાણી, જ્ઞાની આરોપ પ્રત્યે રાગથી નથી આકર્ષાતો કે દ્વેષથી દૂર ભાગતો. આવી અભેદ અધિષ્ઠાનમય બુદ્ધિથી જ જ્ઞાની, માયા અને તેના કાર્યોને જ્ઞાન દ્વારા તરી જાય છે. એવો જ સંકેત અત્રે છુપાયેલો છે.

(છંદ–ઉપજાતિ)

विक्षेपशक्ति रजसः क्रियात्मिका
यतः प्रवृत्तिः प्रसृता पुराणी ।
रागादयोऽस्याः प्रभवन्ति नित्यं
दुःखादयो ये मनसो विकाराः ॥११३॥

| | | | |
|---|---|---|---|
| रजसः | = રજોગુણની | अस्याः | = આના (વિક્ષેપશક્તિ) દ્વારા |
| विक्षेपशक्तिः | = 'વિક્ષેપ' નામની શક્તિ | मनसः ये | = મનના જે |
| क्रियात्मिका | = ક્રિયારૂપ છે. | रागादयः | = રાગ–દ્વેષ વગેરે(અને) |
| यतः | = જેમાંથી | दुःखादयः | = દુઃખ વગેરે |
| पुराणी | = પુરાતન | विकाराः | = વિકારો |
| प्रवृत्तिः | = પ્રવૃત્તિ | नित्यं प्रभवन्ति | = નિત્ય ઉત્પન્ન થાય છે. |
| प्रसृता | = પ્રસરી છે. | | |

(છંદ-શાલિની)

कामः क्रोधो लोभदम्भाद्यसूया-
हंकारेर्ष्या मत्साराद्यास्तु घोराः ।
धर्मा एते राजसाः पुम्प्रवृत्तिः
यस्मादेषा तद्रजो बन्धहेतुः ॥११४॥

कामः-क्रोधः-लोभः-दम्भादि = કામ, ક્રોધ, લોભ, દંભ વગેરે,
असूया-अहंकार-ईर्ष्या-मत्साराद्याः = અસૂયા, અહંકાર, અદેખાઈ, મત્સર વગેરે
घोराः एते धर्माः = આ ભયંકર (દોષ) ધર્મો
राजसाः तु = રજોગુણમાંથી જ (ઉત્પન્ન થયેલા છે.)
यस्मात् = જેમાંથી
एषा = આ
पुम्प्रवृत्तिः = પુરુષની કર્મોમાં પ્રવૃત્તિ (થાય છે.)(માટે)
तत् रजः = તે રજોગુણ
बन्धहेतुः = બંધનનું કારણ છે.

## રજોગુણની વિક્ષેપશક્તિ

પૂર્વે સમજાવેલું છે કે માયા ત્રણ ગુણવાળી છે. આ ત્રિગુણાત્મિકા માયા પરમેશ્વરની શક્તિ છે અને તે માયા જ જગતની ઉત્પત્તિ માટે ઉપાદાન કારણ છે. તેથી સત્ત્વ, રજસ અને તમસ જેવા ત્રણે ગુણો, ત્રિગુણાત્મિકા માયાનું કાર્ય એવા આ જગતમાં પણ વધતે-ઓછે અંશે જોવા મળે છે. આથી પ્રાણી, પદાર્થ કે મનુષ્યો, જે કંઈ માયાનું સર્જન છે, તેમાં આવી ત્રણ ગુણવાળી, શક્તિ રહેલી છે. તેનો સવિસ્તાર ખ્યાલ બે શ્લોક દ્વારા આપતાં અત્રે પ્રથમ રજોગુણની ચર્ચા કરવામાં આવે છે.

શાસ્ત્રોમાં રજોગુણને માયાની વિક્ષેપશક્તિ તરીકે ઓળખવામાં આવે છે. જે કોઈ મનુષ્યમાં રજોગુણ વધારે હોય તે ક્રિયા કે કર્મમાં વધુ આસક્ત હોય છે. તેની પ્રકૃતિ કે સ્વભાવ, આવા રજોગુણના લીધે જ વધુ

પડતું કર્મ કરનારી હોય છે. રજોગુણના પ્રભાવમાં આવી વ્યક્તિ ઝપીને, શાંત, ક્રિયા વિના બેસી શકે જ નહીં. તેવાઓને ક્રિયા-કર્મ ન મળે તો જ બેચેની કે અજંપો થાય. કારણ કે રજોગુણ તેમનામાં ક્રિયા માટે રાગ ઉત્પન્ન કરે છે. માટે જ આવો 'રજોગુણ જીવાત્માને કર્મના રાગ દ્વારા ક્રિયા સાથે બાંધી તેને માટે બંધન ઊભું કરે છે.' **'रजो रागात्मकं विद्धि. . . . . तन्निबध्नाति कौंतेय कर्मसंगेन देहिनम् ।'** (અ-૧૪/૭) આમ, રજોગુણ જીવ પાસે કર્મો કરાવી બંધન ઊભું કરે છે. રજોગુણની વૃદ્ધિ થાય ત્યારે લોભની પ્રવૃત્તિ અને કર્મનો નશો ચઢે છે. આ કર્મો પ્રતિકૂળ ફળ આપે કે તત્કાળ ફળ ન આપી, અશાંતિ ઊભી કરી, દુઃખ જન્માવે છે. આવી અશાંતિ કે દુઃખ બ્રહ્મપ્રાપ્તિ કે આત્મજ્ઞાનમાં વિઘ્નરૂપ છે. માટે જ રજોગુણના પ્રભાવને વિક્ષેપશક્તિ તરીકે ઓળખવામાં આવે છે.

આવી, રજોગુણથી ઉત્પન્ન થયેલી વિક્ષેપશક્તિ જ ચિત્તની બ્રહ્મવિચાર સંબંધે એકાગ્રતાને ખંડિત કરે છે. મનને ચંચળ બનાવી બ્રહ્મવિચારથી દૂર કરી વિષયભ્રમણ કરાવે છે. કામ, ક્રોધ, લોભ, દંભ, અદેખાઈ, મત્સર અને અહંકાર જેવા અવગુણ પેદા કરી જીવની સંસારપ્રવૃત્તિનું ચક્ર અવિરત ચાલુ રાખે છે. આમ, રજોગુણ જ વિક્ષેપશક્તિને લીધે બંધનરૂપ ગણાય છે.

(છંદ-ઉપજાતિ)

**एषावृत्तिर्नाम तमोगुणस्य**
**शक्तिर्यया वस्त्ववभासतेऽन्यथा ।**
**सैषा निदानं पुरुषस्य संसृते**
**र्विक्षेपशक्तेः प्रसरस्य हेतुः ॥११५॥**

| | | | |
|---|---|---|---|
| **यया** | = જેનાથી | **तमोगुणस्य** | = તમોગુણની |
| **वस्तु** | = વસ્તુ | **आवृत्तिः नाम** | =આવરણ નામની |
| **अन्यथा** | = વિપરીત | **शक्तिः** | = શક્તિ છે. |
| **अवभासते** | = દેખાય છે | **सा एषा** | = તે આ |
| **एषा** | = એ | **पुरुषस्य** | = જીવના |

| | | | |
|---|---|---|---|
| संसृतेः | = સંસારનું | विक्षेपशक्तेः | = (અને) વિપેક્ષશક્તિના |
| निदानम् | = મૂળ કારણ છે. | प्रसरस्य हेतुः | = વિસ્તારનું કારણ છે. |

## તમોગુણની આવરણશક્તિ

જીવાત્માને રજોગુણ દ્વારા વિક્ષેપ થવાનું તેમજ સંસારરૂપી બંધન પ્રાપ્ત થવાનું મુખ્ય કારણ તમોગુણ દ્વારા ઉત્પન્ન થયેલી આવરણશક્તિ જ છે. આવી આવરણશક્તિના પ્રભાવથી જ વસ્તુ, મૂળ સ્વરૂપે જેવી હોય તેના કરતાં અન્યસ્વરૂપે કે વિપરીતરૂપવાળી જણાય છે. માટે જ તેને આવરણશક્તિ એવું નામ અપાયું છે. તમોગુણથી ઉત્પન્ન થયેલી આવરણશક્તિ આત્મવસ્તુના મૂળસ્વરૂપને આચ્છાદિત કરે છે કે ઢાંકી દે છે. માટે જ આત્માનું સાચું સ્વરૂપ ન જણાતાં કે આત્મજ્ઞાન ન થતાં, ભ્રાંતિ જન્મે છે. માટે જ કહ્યું છે કે તમોગુણ, સર્વ જીવોમાં મોહ ઉત્પન્ન કરે છે. એટલું જ નહીં, પરંતુ આત્મજ્ઞાન મેળવવામાં વિઘ્ન ઊભું કરવા માટે પ્રમાદ, આળસ અને નિદ્રા વધારે છે. આમ, પ્રમાદ જ આત્મજ્ઞાનથી મનુષ્યને વંચિત રાખી અનાત્મા સાથે કે જડ શરીર સાથે તાદાત્મ્ય કરાવી, જીવતાં જ અજ્ઞાનીને મૃત્યુને શરણ કરે છે. માટે જ આવા પ્રમાદને મહામૃત્યુ કહ્યું છે. **'प्रमादो वै मृत्युः ।'** (સનત સુજાતનો ઉપદેશ-૨/૪) આવો આત્મજ્ઞાન સંદર્ભનો પ્રમાદ, આળસ કે આવરણ જ વ્યક્તિને બંધનમાં નાંખે છે.

**' तमस्त्वज्ञानजं विद्धि मोहनं सर्वदेहिनाम् ।**
**प्रमादालस्यनिद्राभिस्तन्निबध्नाति भारत ॥'** (અ.૧૪-૮)

"હે અર્જુન! અવિદ્યાથી ઉપજેલા તમોગુણને, સર્વ જીવોમાં ભ્રાંતિ ઉપજાવનારો જાણ. તે (જીવાત્માને) પ્રમાદ, આળસ અને નિદ્રા વડે બાંધે છે.

(છંદ-શાર્દૂલવિક્રીડિત)

**प्रज्ञावानपि पण्डितोऽपि चतुरोऽप्यत्यन्त सूक्ष्मार्थदृक्**
**व्यालीढस्तमसा न वेत्ति बहुधा सम्बोधितोऽपि स्फुटम् ।**
**भ्रान्त्यारोपितमेव साधु कलयत्यालम्बते तद्गुणान्**
**हन्तासौ प्रबला दुरन्ततमसः शक्तिर्महत्यावृतिः ॥११६॥**

| | |
|---|---|
| प्रज्ञावान् अपि, पण्डितः अपि | = (મનુષ્ય) બુદ્ધિમાન, પંડિત, |
| चतुरः अपि, अत्यन्त सूक्ष्मार्थदृक् | = ચતુર અને અત્યન્ત સૂક્ષ્મ દૃષ્ટિવાળો હોય તો પણ |
| तमसा व्यालीढः | = (જયારે) તમોગુણથી વ્યાપ્ત થયો હોય (ત્યારે) |
| बहुधा स्फुटं सम्बोधितः अपि | = બહુ પ્રકારે સારી રીતે સમજાવ્યા છતાં |
| न वेत्ति | = સમજતો નથી. |
| भ्रान्त्या आरोपितं एव | = (તે) ભ્રાંતિ વડે આરોપિતને જ |
| साधु कलयति | = સત્ય માને છે. |
| तत् गुणान् आलम्बते | = અને તેના ગુણોનું આલંબન કરે છે. |
| हन्त | = અહો ! ખરેખર |
| दुरन्ततमसः | = મુશ્કેલીથી દૂર કરી શકાય એવી તમોગુણની |
| असौ महती आवृतिः शक्तिः | = આ મહાન આવરણ શક્તિ |
| प्रबला | = બળવાન છે. |

તમોગુણથી ઉત્પન્ન થયેલી આવરણશક્તિનું ગંભીર પરિણામ સમજાવતા અત્રે જણાવાયું છે કે મનુષ્ય ભલે બુદ્ધિમાન, વિદ્વાન, ચતુર, પંડિત, સૂક્ષ્મ આત્મદૃષ્ટિવાળો કે વ્યવહારકુશળ હોય, છતાં પણ જો તે તમોગુણથી વ્યાપ્ત હોય કે તમોગુણના પ્રભાવમાં હોય અગર તેનામાં તમોગુણની અતિવૃદ્ધિ થયેલી હોય તો તેના સર્વ ગુણો કે જ્ઞાન, તમોગુણની આવરણશક્તિથી ઢંકાયેલું કે આચ્છાદિત થયેલું હોય છે, તેની વિવેકશક્તિ હણાયેલી હોય છે, માટે જ તેને સત્ય સમજાવવા છતાં તે સમજતો નથી. આત્માના વાસ્તવિક સ્વરૂપને શાસ્ત્રો કે સંતો સમજાવે તો પણ તે સ્વીકારતો નથી. પરંતુ તેથી ઊલટું જે સત્ય તેણે અજ્ઞાન, અવિદ્યા કે ભ્રાંતિથી ખોટે ખોટું પકડયું હોય, તેનો ગુણાકાર જ કર્યા કરે છે. એ તો ઠીક, પરંતુ આત્માને ન સમજતા સતને છોડી અસત, મિથ્યા અને અનિત્ય પદાર્થોને સાચા માને છે. તેમજ તેવા મિથ્યા પદાર્થના અનિત્ય ધર્મો કે અવગુણોને જ ગ્રહણ કરે છે. એ ઉપરથી સ્પષ્ટ થાય છે કે પ્રબળ પરિશ્રમથી

પણ દૂર ન થાય તેવી આ તમોગુણથી ઉત્પન્ન થયેલી આવરણશક્તિ ભયંકર પરિણામ લાવનારી અને અતિપ્રબળ છે.

(છંદ-ઉપજાતિ)

अभावना वा विपरीतभावना
सम्भावना विप्रतिपत्तिरस्याः ।
संसर्गयुक्तं न विमुञ्चति ध्रुवम्
विक्षेपशक्तिः क्षपयत्यजस्रम् ॥११७॥

| | | | |
|---|---|---|---|
| अस्याः | =આના (આવરણશક્તિના) | ध्रुवम् | =ચોક્કસ |
| संसर्गयुक्तम् | =સંસર્ગમાં આવેલાને | न विमुञ्चति | =છોડતાં નથી. |
| अभावना | =અભાવના | विक्षेपशक्तिः | =વિક્ષેપશક્તિ |
| विपरीतभावना | =વિપરીત ભાવના | | (પણ એને) |
| सम्भावना वा | =સંભાવના (અને) | अजस्रम् | =નિરંતર(વારંવાર) |
| विप्रतिपत्तिः | =વિપ્રતિપત્તિ, | क्षपयति | =(પરમાર્થથી) ભ્રષ્ટ કરે છે. |

(છંદ-ઉપજાતિ)

अज्ञानमालस्यजडत्वनिद्रा–
प्रमादमूढत्वमुखास्तमोगुणाः ।
एतैः प्रयुक्तो न हि वेत्ति किञ्चिन्–
निद्रालुवत् स्तम्भवदेव तिष्ठति ॥११८॥

| | |
|---|---|
| अज्ञानं–आलस्य–जडत्व– | = અજ્ઞાન, આળસ, જડપણું, |
| निद्रा–प्रमाद–मूढत्वमुखाः | = નિદ્રા, પ્રમાદ, (અને) મૂઢપણું જેવા |
| तमो गुणाः | = તમસના ગુણો છે. |
| एतैः प्रयुक्तः | = આ ગુણોથી ઘેરાયેલો (મનુષ્ય) |
| किञ्चित् हि न वेत्ति | = કંઈ જ સમજતો નથી. |
| निद्रालुवत् | = ઊંઘણશી જેવો |

स्तम्भवत् एव = અને થાંભલા જેવો જ
तिष्ठति = રહે છે.

## અભાવના, વિપરીતભાવના જેવી અનાત્મભાવના

હવેના બે શ્લોક દ્વારા અનુક્રમે વિક્ષેપ અને આવરણશક્તિનું સમાપન કરતાં જણાવાયું છે કે ઉપરોક્ત બે શક્તિના લીધે જ મનુષ્યમાં અભાવના, વિપરીતભાવના, સંભાવના, વિપ્રતિપત્તિ, અજ્ઞાન, આળસ, મૂઢતા વગેરે જન્મે છે અને તેના લીધે જ મનુષ્ય, અધોગતિ કે વિનાશને પંથે જાય છે. તેમજ આવી શક્તિથી ગ્રસિત થયેલો પુરુષ તેવી શક્તિને લીધે જ જન્મ–મૃત્યુ જેવા ચક્રમાં અથડાયા કરે છે.

(૧) <u>અભાવના</u> : ઈશ્વર, બ્રહ્મ કે આત્મા જેવી કોઈ પણ વસ્તુ વ્યક્ત કે દૃશ્ય નથી માટે તેમનું અસ્તિત્વ સંભવ જ નથી. આવી નકારાત્મક મનોવૃત્તિને અસંભાવના કે અભાવના કહેવામાં આવે છે.

(૨) <u>વિપરીતભાવના</u> : રજોગુણની વિક્ષેપશક્તિના લીધે મનુષ્ય જે આત્મા નથી તેને આત્મા માની બેસે છે. આત્મભાવના દ્વારા ચિંતન કરવાનું છોડી અનાત્માનું અર્થાત્ જડ, જન્મેલા અને નાશવાન શરીરનું જ આત્મભાવે ચિંતન કરે છે અને શરીરને જ ભ્રાંતિમાં આત્મા માની બેસે છે. આવી અનાત્મભાવનાને વિપરીતભાવના કહેવાય છે.

(૩) <u>સંભાવના</u> : શાસ્ત્રના જ્ઞાનમાં સંશય રાખવો તેને સંભાવના કહે છે. દા.ત. શાસ્ત્ર કહે છે કે જીવ અને બ્રહ્મ એક જ છે. છતાં અનેક જીવોને સુખી દુઃખી થતાં જોઈને કોઈ એવું વિચારે કે જીવ અને જગતનો નિયંતા ભિન્ન હોવાનો સંભવ છે, અર્થાત્ જુદા પણ હોઈ શકે છે. આવી મનોવૃત્તિને સંભાવના કહે છે.

(૪) <u>વિપ્રતિપત્તિ</u> : જ્ઞાની કે સંતોનો ઉપદેશ સાચો હશે કે કેમ? જ્ઞાન માટે સદ્ગુરુ કે આચાર્ય આવશ્યક હોઈ શકે? વેદ, સ્મૃતિ કે શ્રુતિની વાતો સત્ય કે પ્રામાણિક છે? તેની સત્યતા સંભવી શકે? હજારો વર્ષો પૂર્વે અપાયેલ ગીતોપદેશ

મોક્ષાર્થે ઉપયોગી થાય તે શું સંભવિત છે? આવી, શંકાયુક્ત મનોવૃત્તિને વિપ્રતિપત્તિ કહે છે. આવી વિપ્રતિપત્તિ કે શંકાયુક્ત વ્યક્તિને જ્ઞાન તો થતું નથી, પરંતુ તે વિનાશને પામે છે."**संशयात्मा विनश्यति**" (ભ.ગીતા-૪/૪૦)

આ પ્રમાણે અભાવના, વિપરીત ભાવના, સંભાવના અને વિપ્રતિપત્તિ જેવી વિઘ્નકારક મનોવૃત્તિ તથા વિક્ષેપશક્તિ, રજસગુણના પ્રભાવથી ગ્રસિત થયેલી વ્યક્તિનો વિનાશ સર્જે છે.

જેમ વિક્ષેપશક્તિ મુમુક્ષુનો વિનાશ સર્જે છે તે જ પ્રમાણે તમોગુણની આવરણશક્તિ પણ વ્યક્તિને અજ્ઞાન અને પ્રમાદ દ્વારા મોક્ષમાર્ગે ક્રિયાશૂન્ય બનાવી આળસુ બનાવે છે. એટલું જ નહીં પરંતુ આત્મસ્વરૂપે ચેતનવંતા મનુષ્યને પણ જડ થાંભલા જેવો બનાવી દે છે. આમ, વિક્ષેપ અને આવરણ, બંને અનુક્રમે રજોગુણ તથા તમોગુણનું કાર્ય છે. તેવી બંને મહાપ્રબળશક્તિઓ વ્યક્તિ માટે બંધન ઊભું કરી તેમનું જીવન નષ્ટ કરે છે તેનો સ્પષ્ટ ઉલ્લેખ અત્રે જણાવાયો છે.

(છંદ-ઉપજાતિ)

**सत्त्वं विशुद्धं जलवत्तथापि**
**ताभ्यां मिलित्वा सरणाय कल्पते ।**
**यत्रात्मबिम्बः प्रतिबिम्बितः सन्**
**प्रकाशयत्यर्क इवाखिलं जडम् ॥११९॥**

| | | | |
|---|---|---|---|
| **सत्त्वम्** | = સત્ત્વગુણ | **यत्र** | = તે (સત્ત્વગુણનું કાર્ય બુદ્ધિ)માં |
| **जलवत्** | = જળના જેવો | | |
| **विशुद्धम्** | = અતિ નિર્મળ છે, | **आत्मबिम्बः** | = આત્મારૂપી બિમ્બ |
| **तथा अपि** | = છતાં પણ | **प्रतिबिम्बितः सन्** | = પ્રતિબિમ્બિત થયેલું હોવાથી |
| **ताभ्याम्** | = બન્ને (રજોગુણ અને તમોગુણ) સાથે | **अर्कः इव** | = સૂર્યની માફક |
| **मिलित्वा** | = ભળી જઈને | **अखिलम्** | = સમસ્ત |
| **सरणाय** | = સંસારનું | **जडम्** | = જડ પદાર્થોને |
| **कल्पते** | = કારણ બને છે. | **प्रकाशयति** | = પ્રકાશિત કરે છે. |

## સત્ત્વગુણ

રજસ અને તમસના વિવેચનો બાદ હવે સત્ત્વગુણની વિવેચનાનો પ્રારંભ ત્રણ શ્લોક દ્વારા કરવામાં આવે છે. ત્રણે ગુણમાં સત્ત્વગુણ જળ જેવો શુદ્ધ અને પવિત્ર ગણવામાં આવે છે. આમ હોવાથી જ, જ્યારે સત્ત્વગુણ વધારે ઉદિત થયેલો હોય એ વખતે સત્ત્વગુણસભર અંતઃકરણ કે બુદ્ધિમાં આત્માનું પ્રતિબિંબ સ્પષ્ટ જણાય છે. જેમ અરીસામાં સૂર્યનું પ્રતિબિંબ પડતાંની સાથે જ અરીસો પ્રકાશને પરાવર્તિત કરી, અન્ય વસ્તુને પ્રકાશિત કરે છે, ઉપરાંત આકાશમાં રહેલો સૂર્ય પણ પદાર્થોને પ્રકાશિત કરે છે, એવી જ રીતે સાત્ત્વિક બુદ્ધિ કે સત્ત્વસંયુક્ત અંતઃકરણ પણ જડ જ્ઞાનેન્દ્રિયો, મન, બુદ્ધિ તથા જડ દેહના તમામ અવયવોને પ્રકાશિત કરે છે અર્થાત્ સર્વ પ્રથમ અંતઃકરણ કે બુદ્ધિમાં આત્માનું પ્રતિબિંબ પડવાથી, બુદ્ધિ ચેતનમય અને જ્ઞાનના ગુણવાળી બની, અન્યને સત્તા અને સ્ફૂર્તિ પ્રદાન કરે છે. આમ, સત્તા અને સ્ફૂર્તિ પ્રદાન કરવી અને તે દ્વારા સર્વ કાંઈ ઇન્દ્રિયો અને મન–બુદ્ધિ દ્વારા પ્રકાશવું તેને જ શાસ્ત્રમાં 'જાણવું' કહ્યું છે. આમ, સત્ત્વગુણથી પ્રભાવિત અંતઃકરણ જાણવાના ધર્મવાળો છે, જળ જેમ નિર્મળ છે. તેમ છતાં જ્યારે તે રજોગુણ અને તમોગુણના સંગમાં આવે છે ત્યારે બન્નેની સાથે મળીને જીવાત્માને માટે સંસારરૂપી બંધન ઉત્પન્ન કરવામાં પણ કારણ બને છે. આમ, માયાના સત્ત્વ, રજસ અને તમસ જેવા ગુણોની વ્યક્તિગત અસર ભિન્ન ભિન્ન હોવા છતાં ત્રણે ગુણો બંધન પેદા કરવામાં એક સાથે એક જ જેવું કાર્ય કરે છે. માટે જ મુમુક્ષુએ ત્રણે ગુણોથી મુક્ત થઈ ગુણાતીત થવાનો નિરંતર પ્રયત્ન કરવો જોઈએ.

(છંદ–ઉપજાતિ)

**मिश्रस्य सत्त्वस्य भवन्ति धर्माः**
**त्वमानिताद्या नियमा यमाद्याः**
**श्रद्धा च भक्तिश्च मुमुक्षुता च**
**दैवी च सम्पत्तिरसन्निवृत्तिः ॥१२०॥**

**अमानित्वाद्याः यमाद्याः नियमाः** = અમાનીપણું વગેરે, યમ, નિયમ વગેરે,

श्रद्धा च भक्तिः च = શ્રદ્ધા અને ભક્તિને
मुमुक्षुता च = મોક્ષની ઇચ્છા તથાં
दैवी सम्पत्तिः च = દૈવી સંપત્તિ અને
असत्-निवृत्तिः = અસતની (આસુરી સંપત્તિની) નિવૃત્તિ (આ બધા)
मिश्रस्य सत्त्वस्य तु = મિશ્ર સત્ત્વગુણના જ
धर्माः भवन्ति = ધર્મો થાય છે.

(છંદ-ઉપજાતિ)

विशुद्धसत्त्वस्य गुणाः प्रसादः
स्वात्मानुभूतिः परमा प्रशान्तिः ।
तृप्तिः प्रहर्षः परमात्मनिष्ठा
यया सदानन्दरसं समृच्छति ॥१२१॥

प्रसादः = અંતઃકરણની પ્રસન્નતા
स्वात्मानुभूतिः = પોતાના આત્માનો અનુભવ,
परमा प्रशान्तिः = પ્રતિકૂળ પરિસ્થિતિમાં પણ મનની શાન્તિ,
तृप्तिः प्रहर्षः = તૃપ્તિ, રોમાંચ (અને)
परमात्मनिष्ठा = પરમાત્મામાં એકનિષ્ઠપણું (એ)
विशुद्धसत्त्वस्य = વિશુદ્ધ સત્ત્વગુણના
गुणाः = ગુણો છે.
यया सदा = જેનાથી (મનુષ્ય) સર્વદા
आनन्दरसं समृच्छति = આનન્દરસ પ્રાપ્ત કરે છે.

સત્ત્વગુણ જયારે રજસ અને તમોગુણના સંગથી સંયુક્ત હોય, તેમ છતાં ત્રણેમાં સત્ત્વગુણનું પ્રાધાન્ય કે પ્રભાવ સૌથી વધારે હોય ત્યારે વ્યક્તિમાં દૈવી સંપત્તિનો ઉદય થાય છે અને તેની સાથે જ આસુરીસંપત્તિનો અસ્ત થાય છે. તેવા સમયે જે સાત્ત્વિક લાભ થાય તેમાં મુખ્યત્વે નિરહંકારપણું, યમ, નિયમ, શ્રદ્ધા, ભક્તિ, મુમુક્ષુત્વ કે મોક્ષની ઇચ્છા, અંતઃકરણની પ્રસન્નતા, સ્વ-સ્વરૂપાનુભવ,

વિક્ષેપનિવૃત્તિરૂપી પરમ શાંતિ, સંતોષ, પરમાત્મનિષ્ઠા અને તે દ્વારા પ્રાપ્ત શાશ્વત કે ઉદય અસ્ત રહિત આનંદની રસાનુભૂતિ જેવા સદ્ગુણોનો પણ ઉદય થાય છે. માટે જ મુમુક્ષુને સત્ત્વગુણ વધારવાનું અને રજસ તથા તમસ દૂર કરવાનું જણાવાય છે. ભગવદ્ગીતા પણ જણાવે છે કે સત્ત્વગુણ સુખ અને જ્ઞાનનો અનુભવ કરાવે છે.

सुखसंगेन बध्नाति, ज्ञानसङ्गेन चानघ ॥१४–६॥

(છંદ-ઉપજાતિ)

अव्यक्तमेतत् त्रिगुणैर्निरुक्तम्
तत् कारणं नाम शरीरमात्मनः ।
सुषुप्तिरेतस्य विभक्त्यवस्था
प्रलीनसर्वेन्द्रियबुद्धिवृत्तिः ॥१२२॥

त्रिगुणैः निरुक्तम् = ત્રણ ગુણવાળી અવિદ્યાનું જે વર્ણન કર્યું
एतत् अव्यक्तम् = તે 'અવ્યક્ત' છે.
तत् = તે (જ)
आत्मनः = જીવાત્માનું
'कारणं' नाम शरीरम् = 'કારણ' નામનું શરીર છે.
एतस्य विभक्त्यवस्था = આની ભિન્ન અવસ્થા
सुषुप्तिः = સુષુપ્તિ છે (જેમાં)
प्रलीन–सर्वेन्द्रिय–बुद्धिवृत्तिः = બધી ઇન્દ્રિયો તથા બુદ્ધિની વૃત્તિ અત્યંત વિલીન થઈ જાય છે.

(છંદ-ઉપજાતિ)

सर्वप्रकारप्रमितिप्रशान्ति
बीजात्मनावस्थितिरेव बुद्धेः ।
सुषुप्तिरेतस्य किल प्रतीतिः
किञ्चन्न वेद्मीति जगत्प्रसिद्धेः ॥१२३॥

**सर्वप्रकार–** = (જયાં) બધી જાતનું **सुषुप्तिः** = સુષુપ્તિ(અવસ્થા) છે.
**प्रमितिप्रशान्तिः** = જ્ઞાન શમી જાય છે, (કારણ કે)
**बुद्धेः** = (અને) અંતઃકરણની **"किञ्चित् न वेद्मि"**= "હું કાંઈ
**बीजात्मना एव**= બીજરૂપે જ પણ જાણતો નથી"
**अवस्थितिः** = અવસ્થિતિ (હોય) તે **इति जगत्प्रसिद्धेः** = એવી જગપ્રસિદ્ધ
**एतस्य** = આ(જીવાત્મા)ની **किल प्रतीतिः** = પ્રતીતિ (સર્વને)
થાય છે.

## કારણશરીર (CAUSAL BODY)

પૂર્વે સ્થૂળશરીર, સૂક્ષ્મશરીર, અંતઃકરણ, પ્રાણ, માયા તથા સત્ત્વ, રજસ અને તમસ જેવા ત્રણે ગુણોનું વિવેચન થઈ ગયા બાદ હવે બે શ્લોક દ્વારા કારણ શરીર પર વિવેચન કરવામાં આવે છે. સ્થૂળ અને સૂક્ષ્મ દેહ તો તેનું નામ શ્રવણ કરતાં જ એક પ્રકારની વિભાવના (CONCEPT) ઊભી કરે છે અને કોઈ અર્થ ગ્રહણ થાય છે. પરંતુ 'કારણ' શબ્દ, તે કેવો દેહ હશે તેની કલ્પના પણ પૂરી પાડતો નથી. 'કારણદેહ', એવું શ્રવણ કરતાં કોઈ વિશેષ અર્થ પકડાતો નથી. તેથી સમજવાનું કે શા માટે તેને કારણદેહ એવું નામ અપાયું છે?

પૂર્વે ત્રણ ગુણવાળી અવ્યક્ત અવિદ્યાનું જે વર્ણન કરવામાં આવ્યું હતું તે જ જીવાત્માનું 'કારણ' નામનું શરીર છે. જેમ સ્થૂળદેહની જાગ્રત અવસ્થા તથા સૂક્ષ્મદેહની સ્વપ્ન અવસ્થા છે તેમ કારણશરીરની સુષુપ્તિ અવસ્થા કહેવામાં આવે છે. આ સુષુપ્તિ અવસ્થામાં જાગ્રત અવસ્થા જેવા સ્થૂળ પદાર્થો સાથેનો વ્યવહાર જોવા મળતો નથી. તાત્પર્યમાં, સુષુપ્તિમાં ઇન્દ્રિયો અને તેની ભોગવૃત્તિઓ શૂન્ય થઈ જાય છે અને તે મનમાં લય પામે છે. મન પોતાની શંકા–કુશંકા સાથે મનથી સૂક્ષ્મ એવી બુદ્ધિમાં લય પામે છે. બુદ્ધિ, મન, ઇન્દ્રિયોને અને અંતઃકરણની તમામ વૃત્તિને સાથે લઈ કારણદેહ અર્થાત્ ગાઢ અજ્ઞાનમાં લય પામે છે. માટે ત્યાં નથી વિષયજ્ઞાન, નથી મન કે બુદ્ધિજનિત અનુમાનજન્ય જ્ઞાન. આમ, સુષુપ્તિની અવસ્થામાં નથી કોઈ વૃત્તિ કે નથી વિષય કે ભોગને લગતું કોઈ પણ પ્રકારનું જ્ઞાન, કારણકે ઇન્દ્રિયો તથા મન-બુદ્ધિ બધાં જ આવી અવસ્થામાં ક્રિયાશૂન્ય થઈ જાય છે. માટે

જ સુષુપ્તિની અવસ્થામાંથી જાગતાં જ વ્યક્તિ કહે છે કે, "મને સુખદ ગાઢ નિદ્રા આવી ગઈ. અરે! તે દરમ્યાન શું થયું તે કંઈ જ હું જાણતો નથી. રાત ક્યાં પસાર થઈ તે પણ હું જાણતો નથી. મને એટલી જ ખબર છે કે હું સુખથી સૂતો હતો." **'अहं किमपि न जानामि । मयेन सुखेन निद्रा अनुभूयते ।'** આ ઉપરથી ફલિત થાય છે કે સુષુપ્તિમાં બહારની સૃષ્ટિનું કે અંદરની સ્વપ્ન જેવી સૂક્ષ્મ પ્રવૃત્તિ વગેરેનું કોઈ પણ પ્રકારનું જ્ઞાન હોતું નથી પરંતુ તેથી વિપરીત, જ્ઞાનની (જાણવાની) કે વ્યવહારની તમામ પ્રવૃત્તિની નિવૃત્તિથી ત્યાં અજ્ઞાનજન્ય શાંતિ અનુભવાય છે. બીજા અર્થમાં જગતની કે સંસારની નિવૃત્તિરૂપી શાંતિનો આ અનુભવ છે. આને ગાઢ અજ્ઞાનદશા જ કહેવાય છે. આવી અજ્ઞાનદશાને જ સુષુપ્તિ કહેવાય છે. જેનો પ્રસિદ્ધ અનુભવ ઉપર જણાવ્યા મુજબ 'હું કંઈ જાણતો નથી' એવો છે. આમ, સ્પષ્ટ થાય છે કે કારણશરીર એટલે જ તદ્દન અજ્ઞાનદશા. આમ સમજતાં, કારણદેહનો અર્થ અજ્ઞાનદશા જેવો થાય છે. તે અજ્ઞાનદશામાં આત્માનું જ્ઞાન હોતું નથી. નહીં તો સુષુપ્તિ અને સમાધિ એક જ થઈ જાય. પરંતુ સુષુપ્તિ એ અજ્ઞાનદશા છે. તેનો અર્થ ત્યાં પોતાના સ્વ-સ્વરૂપનું અજ્ઞાન છે. માટે જ અજ્ઞાની પુરુષ પણ સ્થૂળ શરીરને આત્મા માની 'હું શરીર કે શરીર મારું' એવો અનુભવ કરે છે. આવા અજ્ઞાનમાં ખોટા તાદાત્મ્યથી જ સ્થૂળશરીરનો જન્મ થાય છે અને તે જ પ્રમાણે જ્યારે સ્વરૂપને ન જાણનારો મન, બુદ્ધિ, અહંકાર કે ઈન્દ્રિયો જેવા સૂક્ષ્મશરીર સાથે તાદાત્મ્ય કરે ત્યારે સૂક્ષ્મશરીર જન્મે છે. આમ, સ્થૂળ અને સૂક્ષ્મ બન્ને શરીરો અજ્ઞાનમાંથી જન્મે છે. તેથી જ તે બન્ને શરીરોનું કારણ, કારણદેહની અજ્ઞાનદશા જ છે. માટે બન્ને દેહને જન્માવનાર શરીરને 'કારણદેહ' એવું નામ આપવામાં આવ્યું છે. આવી ચર્ચાથી કારણદેહનો તત્ત્વાર્થ સમજાયો અને 'કારણદેહ' એવા નામનો લક્ષ્યાર્થ પણ પકડાયો.

સુષુપ્તિની અવસ્થામાં જ્યાં ઈન્દ્રિયો, મન, બુદ્ધિ સર્વ કાંઈ અજ્ઞાન અથવા કારણમાં લીન પામે છે ત્યાં, જગતને કે આંતરબાહ્યવૃત્તિઓને જાણવાવાળું કોઈ હોતું નથી. છતાં સુષુપ્તિ અવસ્થાનો અનુભવ કહે છે કે 'હું કંઈ જાણતો નથી.' આવું કંઈ ન જાણવાપણું કોણે જાણ્યું? એવો પ્રશ્ન ઊભો થાય છે અર્થાત્ ત્યાં નિશ્ચિત કોઈ જાણનારો હોવો જ જોઈએ. તેથી અનુમાને અને અનુભવે

સ્પષ્ટ થાય છે કે સુષુપ્તિનો જાણનારો, સાક્ષી કે દ્રષ્ટા આત્મા સિવાય અન્ય કોઈ હોઈ શકે નહીં. ઉપરાંત આત્માનો કદી અભાવ થતો નથી. તેથી સુષુપ્તિમાં પણ તે જ્ઞાનસ્વરૂપ આત્મા હોવો જ જોઈએ. આમ વિચારતાં સ્પષ્ટ થાય છે કે આત્મા જાગ્રત, સ્વપ્ન અને સુષુપ્તિ જેવી ત્રણે અવસ્થાનો સાક્ષી છે, જ્ઞાતા છે અને જ્ઞાનસ્વરૂપ પણ છે.

(છંદ-ઉપજાતિ)

देहेन्द्रिय प्राणमनोऽहमादयः
सर्वे विकारा विषयाः सुखादयः ।
व्योमादिभूतान्यखिलं च विश्व-
मव्यक्तपर्यन्तमिदं ह्यनात्मा ॥१२४॥

| | |
|---|---|
| देह–इन्द्रिय–प्राण–मनः– | = દેહ, ઈન્દ્રિયો, પ્રાણ, મન, |
| अहं–आदयः | = અહંકાર વગેરે |
| सर्वे विकाराः | = બધા વિકારો |
| सुखादयः विषयाः | = સુખ-દુઃખ વગેરે વિષયો |
| व्योमादि भूतानि च | = આકાશ વગેરે પાંચ મહાભૂતો અને |
| अव्यक्तपर्यन्तम् | = અવ્યક્ત સુધીનું |
| इदं अखिलं विश्वम् | = આ સમસ્ત વિશ્વ |
| हि अनात्मा | = જડ(અનાત્મા) જ છે. |

( છંદ-આર્યા )

माया मायाकार्यं सर्वं महदादिदेहपर्यन्तम् ।
असदिदमनात्मकं त्वं विद्धि मरुमरीचिकाकल्पम् ॥१२५॥

| | |
|---|---|
| माया | = માયા અને |
| महदादिदेहपर्यन्तम् | = મહત્તત્ત્વથી માંડીને સ્થૂળદેહ પર્યન્ત |
| इदं सर्वं मायाकार्यम् | = આ સઘળું માયાનું કાર્ય |
| त्वम् | = તું |

मरुमरीचिकाकल्पम् = ઝાંઝવાના જળની જેમ
अनात्मकं असत् = જડ (અને) મિથ્યા
विद्धि = જાણ.

## માયા અને તેના કાર્યો અસત છે.

આચાર્યશ્રી હવે બે શ્લોક દ્વારા માયા અને તેના કાર્યોનું અનિત્યત્વ, જડત્વ કે અસત્ત્વ જણાવતાં સમજાવે છે કે શરીર, ઈન્દ્રિય, પ્રાણ, મન, અહંકાર અને વિકારો તથા વિષયોના અનિત્ય સુખ-દુઃખો, આકાશ, જળ, પૃથ્વી, અગ્નિ, વાયુ જેવા પંચમહાભૂતો, પંચમહાભૂતોના કારણ જેવી માયા અને મહત્તત્ત્વથી શરૂ કરી દેહ સુધીનું પ્રાણીપદાર્થોવાળું જે કંઈ જગત ઉત્પન્ન થયેલું છે તે સર્વ કાંઈ અસત કે મિથ્યા છે. ઝાંઝવાના જળ જેવું ભ્રાંતિમય છે. તેમાંથી કોઈ પણ વસ્તુ વાસ્તવમાં સનાતન આત્મા નથી. તાત્પર્યમાં, સ્વયં માયા અને તેનું કાર્ય જગત, બધું જ ચેતનહીન અને જડ છે, ભ્રાંતિમય અને મિથ્યા છે, એવું જ્ઞાન પ્રાપ્ત કરી, મુમુક્ષુએ ન તો અસત માયાના પ્રભાવ નીચે દબાવું જોઈએ કે ન તો મિથ્યા જગતના પદાર્થોમાં આસક્ત થવું જોઈએ. એવો સંદેશો આપવા માટે જ અત્રે માયા અને તેનાં કાર્યોના મિથ્યાત્વનું દર્શન કરાવવામાં આવ્યું છે.

(છંદ-અનુષ્ટુપ)

अथ ते सम्प्रवक्ष्यामि स्वरूपं परमात्मनः
यद् विज्ञाय नरो बन्धान्मुक्तः कैवल्यमश्नुते ॥१२६॥

अथ ते = હવે તને
परमात्मनः = પરમાત્માનું
स्वरूपम् = સ્વરૂપ
सम्प्रवक्ष्यामि = હું (તને) સારી રીતે કહું છું
यत् = જેને
विज्ञाय = જાણીને
नरः = મનુષ્ય
बन्धात् = (સંસારના) બંધનમાંથી
मुक्तः = મુક્ત થઈને
कैवल्यम् = મોક્ષને
अश्नुते = પામે છે.

## આત્માનું સ્વરૂપ

જગતનું ઉપાદાન કારણ માયા અને તેના કાર્ય, એવા સંસારની અનિત્યતા સમજાવી હવે તેર શ્લોક દ્વારા આચાર્યશ્રી આત્મતત્ત્વનું નિરૂપણ કરે છે.

અત્રે આત્મસ્વરૂપનું નિરૂપણ કરતાં પૂર્વે આચાર્યશ્રી શિષ્યને પ્રોત્સાહિત કરવા માટે પોતાની પ્રતિજ્ઞા જાહેર કરતાં જણાવે છે કે, ''હે શિષ્ય! હવે હું તને પરમાત્માનું સ્વરૂપ સારી રીતે સમજાવું છું. જેને જાણવાથી મનુષ્ય સંસારબંધનથી મુક્ત થાય છે અને મુક્તિને પ્રાપ્ત કરે છે.'' આવી પ્રતિજ્ઞામાં આચાર્યશ્રીના શબ્દો **''यद् विज्ञाय''** અર્થાત્ 'જેને જાણવાથી', આપણા માટે બહુ મહત્ત્વના છે. કારણ કે તેથી સ્પષ્ટ થાય છે કે આત્મસ્વરૂપ કે જેનાથી સાક્ષાત્કાર થાય છે તે કંઈ પ્રાપ્ત કરવાની વસ્તુ નથી. અગર નથી તે કોઈ કર્મનું ફળ. કારણ કે આત્મા તો સૌને પ્રાપ્ત જ છે. જે કંઈ અપ્રાપ્ત હોય તેની જ પ્રાપ્તિ થાય. તદુપરાંત, આત્મા કોઈ પણ કર્મ કરવાથી તેના ફળરૂપે પણ પ્રાપ્ત ન થાય. જો તેવું માની લઈએ તો એવો અર્થ થાય કે કર્મ કરતી વખતે વર્તમાનમાં આપણે આત્માથી વિખૂટા છીએ અને કર્મના ફળરૂપે ભવિષ્યમાં આપણને આત્મતત્ત્વ પ્રાપ્ત થશે. આવી ભ્રાંતિ, શાસ્ત્રના ઉપદેશથી વિરૂદ્ધ છે તેથી સ્વીકારી શકાય તેમ નથી. ઉપરાંત આત્મા તો ત્રણે કાળે અસ્તિત્વમાં જ છે તેનો કોઈ કાળે અભાવ નથી. તેથી વર્તમાનના કર્મ વખતે ન તેનો અભાવ થાય કે આત્મા અજન્મા હોવાથી કર્મના ફળરૂપે ન તો પેદા થઈ શકે. તો પછી પ્રશ્ન છે કે આત્મપ્રાપ્તિ થાય કેવી રીતે? તેનો ઉત્તર આચાર્યશ્રીએ આપ્યો છે કે માત્ર આત્મતત્ત્વને, સદ્‌ગુરુ શરણે જઈ પ્રથમ શાસ્ત્ર દ્વારા અને સદ્‌ગુરુના ઉપદેશથી પરોક્ષ રીતે જાણવું જોઈએ. પરોક્ષ જ્ઞાન બાદ અપરોક્ષ જ્ઞાન માટે ચિંતન, મનન કે નિદિધ્યાસન દ્વારા જાતે પ્રયત્ન કરી આત્મતત્ત્વ જાણવું જોઈએ. જે કોઈ 'હું સત-ચિત-આનંદ સ્વરૂપ આત્મા છું', તેવું અપરોક્ષ રીતે જાણે છે તે સ્વયં આત્મસ્વરૂપ થઈ મુક્ત થઈ જાય છે. આમ, જાણવાનો પ્રશ્ન મુખ્ય છે અને જાણવાથી જ મુક્તિ મળે છે, બંધન

છૂટે છે અને સાક્ષાત્કાર થાય છે, તેવો ઘટસ્ફોટ શ્લોકની દ્વિતીય પંક્તિમાં કરવામાં આવ્યો છે.

(છંદ-અનુષ્ટુપ)

अस्ति कश्चित्स्वयं नित्यमहंप्रत्ययलम्बनः ।
अवस्थात्रयसाक्षी सन् पञ्चकोशविलक्षणः ॥१२७॥

अहं प्रत्ययलम्बनः = 'હું છું' એવી પ્રતીતિનો આધાર
कश्चित् स्वयं नित्यं अस्ति = કોઈ સદા રહેનારો સ્વયં (આત્મા) છે.
अवस्थात्रयसाक्षी सन् = જે ત્રણેય અવસ્થાનો સાક્ષી છે
पञ्चकोशविलक्षणः = (અને) પંચકોશથી જુદો છે.

(છંદ-અનુષ્ટુપ)

यो विजानाति सकलं जाग्रत्स्वप्नसुषुप्तिषु ।
बुद्धितद्वृत्तिसद्भावमभावमहमित्ययम् ॥१२८॥

यः = જે
जाग्रत्-स्वप्न-सुषुप्तिषु = જાગ્રત, સ્વપ્ન અને સુષુપ્તિમાં
बुद्धि- = બુદ્ધિ,
तत्-वृत्ति-सद्भावम् = તેની વૃત્તિના સદ્ભાવને તથા
अभावम् = અભાવને;
सकलम् = સર્વને
विजानाति = સારી રીતે જાણે છે (તે)
'अहं' इति = 'હું'
अयम् = આ (આત્મા) છે.

પ્રસ્તુત બે શ્લોકમાં જણાવાયું છે કે મનુષ્યને નિશદિન અસંખ્ય પ્રસંગે જીવનવ્યવહારમાં વારંવાર ''હું છું'' એવો જે અનુભવ કે જ્ઞાન થાય છે તેમાં **'अहम्'** કે 'હું' એવા પ્રત્યયનું અવલંબન લઈને થનારા જ્ઞાનનો નિત્ય આધાર કે અધિષ્ઠાન જરૂર કોઈ હોય છે અને તે આધાર

કે અધિષ્ઠાન આત્મા જ છે. ટૂંકમાં, 'હું' અને 'છું', તેમાં 'હું' આત્માના ચેતનમય કે જ્ઞાનસ્વરૂપનો નિર્દેશ કરે છે. અને 'છું' તે સત કે અસ્તિત્વ સૂચવે છે. આમ, 'હું' થી ચિત્ત અને 'છું' થી સત એવો ભાવ સમજાય છે. તેથી સ્પષ્ટ થાય છે કે આત્મા સત અર્થાત્ નિત્ય છે. **'अहम्'** અર્થાત્ જ્ઞાન અને ચૈતન્ય સ્વરૂપ છે. આ આત્મા સ્વતંત્ર, સ્વયંપ્રકાશિત અને અન્યના આલંબનથી મુક્ત છે. ઉપરાંત જાગ્રત, સ્વપ્ન અને સુષુપ્તિ જેવી ત્રણે અવસ્થાનો સાક્ષી છે. જાગ્રતમાં તે સ્થૂળ પદાર્થો અને તેના ભોક્તાનો સાક્ષી છે. સ્વપ્નમાં સૂક્ષ્મ ભોગોનો સાક્ષી છે. જયારે સુષુપ્તિમાં સર્વ વ્યવહારશૂન્યતા સમયે તે **"अहं किमऽपि न जानामि"** તેવી રીતે **'अहम्'** અર્થાત્ 'હું' પ્રત્યયના અધિષ્ઠાનરૂપે ત્યાં હાજર રહી પ્રકાશે છે. **'अहम्'** કે 'હું' એવો પ્રત્યય આત્માનો પર્યાય કે બીજું નામ છે. જેમ તે ત્રણે અવસ્થાનો સાક્ષી છે તેવી જ રીતે તે અન્નમય, પ્રાણમય, મનોમય, વિજ્ઞાનમય અને આનંદમય જેવા પાંચે કોશોથી ન્યારો છે અને સૌથી અસંગ કે વિલક્ષણ છે.

આ પ્રમાણે આત્મા અવસ્થાત્રયસાક્ષી કે ત્રણે અવસ્થાઓનો દ્રષ્ટા હોવાથી આવી અવસ્થાઓમાં કાર્યશીલ રહેલી બુદ્ધિની વૃત્તિના સદ્ભાવને અને સુષુપ્તિ સમયે લય પામેલી બુદ્ધિવૃત્તિના અભાવને પણ જાણે છે. આવી રીતે બુદ્ધિના અભાવને કે સદ્ભાવને "આ હું" એવી રીતે જાણનારો અન્ય કોઈ નહીં પરંતુ આત્મા જ છે. આ પરથી નિશ્ચિત જણાય છે કે આત્મા ત્રણે અવસ્થામાં સહુને જાણનારો અને જ્ઞાનસ્વરૂપ છે.

(છંદ-અનુષ્ટુપ)

**यः पश्यति स्वयं सर्वं यं न पश्यति कश्चन ।**
**यश्चेतयति बुद्ध्यादिं न तु यं चेतयत्ययम् ॥१२६॥**

**यः स्वयम्** = જે પોતે
**सर्वं पश्यति** = બધાને જુએ છે
**कश्चन यम्** = (પણ) કોઈ જેને
**न पश्यति** = જોતું નથી,
**यः** = જે
**बुद्ध्यादिम्** = બુદ્ધિ વગેરેને
**चेतयति** = ચેતનવાળી કરે છે
**तु** = પણ

**यं न चेतयति**= જેને (અન્ય કોઈ) **अयम्** = (તે) આ(આત્મા) છે.
ચેતનવંતુ કરતું નથી

આત્મા જ્ઞાનસ્વરૂપ હોવાથી તથા ત્રણેય અવસ્થાઓમાં હાજરા-હજૂર કે સાક્ષી હોવાથી અત્રે જણાવાયું છે કે તે સર્વને જુએ છે પણ તેને કોઈ જોતું નથી. તેનો તત્ત્વાર્થ તો એવો જ છે કે તે સહુને જાણે છે, છતાં તે સહુથી અજ્ઞેય રહે છે. આત્મા તો અવયવ અને ઇન્દ્રિયો વગરનો છે, નિરાકાર અને અદૃશ્ય છે તેથી આંખ વગરનો આત્મા કંઈ અન્યને જોઈ શકે તે વાત વાસ્તવિક નથી. પરંતુ શાસ્ત્રના અને પ્રસ્તુત શ્લોકના શબ્દો જેવા કે **"यः पश्यति– यं न पश्यति"** વાંચીને શાસ્ત્ર ન જાણનાર કે સદ્‌ગુરુ પાસેથી પરંપરાગત વૈદિક શિક્ષણ પ્રાપ્ત ન કર્યું હોય કે પછી પરંપરાથી જેણે આત્મજ્ઞાનનો અભ્યાસ નથી કર્યો તેવો અબુધ અને અપરિપક્વ સાધક એવું જ સમજે છે કે આત્મા સહુ કોઈને જોતો હશે. પરંતુ શાસ્ત્રની શિક્ષણપ્રણાલિકા મુજબ **'पश्यति'** નો અર્થ માત્ર જોવું એવો નથી પરંતુ 'જાણવું,' એવો પણ થાય છે. જેમ કે 'દર્શન'નો અર્થ પણ 'જાણવું' એવો થાય છે માટે જ મહાશાળાઓ કે યુનિવર્સિટીમાં તત્ત્વજ્ઞાન કે ફિલસૂફીના વિષયને 'દર્શનશાસ્ત્ર વિભાગ' (DEPARTMENT OF PHILOSOPHY) એવું નામ અપાય છે. આમ હોવાથી, સ્પષ્ટ સમજવું કે આત્મા, જ્ઞાન કે ચૈતન્યસ્વરૂપ હોવાથી તે સર્વમાં ચૈતન્યરૂપે રહી સહુ કોઈને જાણે છે. પરંતુ પોતે નિરાકાર અને અદૃશ્ય હોઈ સૂક્ષ્મ બુદ્ધિ સિવાય કોઈ તેને જાણી શકતું નથી. જેવી રીતે જગતના વ્યવહારમાં પણ સહુ કોઈ પદાર્થો સૂર્યપ્રકાશની મદદથી જ જણાય છે. પરંતુ પ્રકાશ પોતે અરૂપ હોવાથી કોઈ પણ રૂપે તે કોઈને જણાતો નથી. આમ, સહુને જણાવનાર પ્રકાશ પોતે અદૃશ્ય રહે છે તેમ ઇન્દ્રિયો, તેનાથી અનુભવાતું જગત, મન, બુદ્ધિ કે તેના દ્વારા અનુમાન થઈ શકે તેવા સર્વ પદાર્થોને ચૈતન્યમય આત્મા જાણે છે ખરો, પરંતુ પોતે સર્વમાં ગૂઢ તત્ત્વ તરીકે અદૃશ્ય રહે છે. તેથી તેને કોઈ જાણતું નથી. આમ હોવાથી સમજાય છે કે જણાતા પદાર્થો કે સૃષ્ટિ, પ્રત્યક્ષ કે ઇન્દ્રિયોનો વિષય છે પરંતુ આત્મા ઇન્દ્રિયોથી જણાતો

નથી તેથી તે પ્રત્યક્ષ નથી તેમજ અનુમાન કે તર્કનો વિષય ન હોવાથી તે પરોક્ષ પણ નથી. આમ, પ્રત્યક્ષ કે પરોક્ષ-જ્ઞાનથી જણાય તેવો નથી. માટે અત્રે જણાવ્યું છે કે **"यं न पश्यति कश्चन"**, તેવા જ સંદર્ભમાં શ્લોકમાં કહ્યું છે કે બુદ્ધિ, મન અને ઇન્દ્રિયો આદિ સર્વને આત્મા પ્રકાશ આપે છે તેનો અર્થ કોઈએ એવો નહીં કરવાનો કે આત્મા કોઈ પ્રકારનો જનરેટર કે સર્ચલાઈટ છે કે જેથી તે બુદ્ધિ વગેરેને પ્રકાશ આપી શકે. પરંતુ મન, બુદ્ધિ કે ઇન્દ્રિયોને આત્મા પ્રકાશ આપે છે તેનો અર્થ, તેવા સહુને સ્ફૂર્તિ કે ચેતનતા અર્થાત્ ચૈતન્ય પ્રદાન કરે છે. માટે જ મન, બુદ્ધિ અને ઇન્દ્રિયો આદિ જડ હોવા છતાં, અન્યને જાણી શકે છે. પરંતુ બુદ્ધિ આદિ સ્વયં જડ હોવાથી તેઓ કંઈ આત્માને જાણી શકતાં નથી. કારણ કે તેઓ સૌ પાસે જાણવાની સ્વતંત્ર શક્તિ નથી. માટે જ કહ્યું છે કે આત્મા સહુને જાણે છે પરંતુ તેને કોઈ જાણતું નથી.

(છંદ-અનુષ્ટુપ)

**येन विश्वमिदं व्याप्तं यं न व्याप्नोति किञ्चन ।**
**आभारूपमिदं सर्वं यं भान्तमनुभात्ययम् ॥१३०॥**

| | | | |
|---|---|---|---|
| **येन** | = જેનાથી | **इदं सर्वम्** | = આ બધું |
| **इदं विश्वम्** | = આ વિશ્વ | **आभारूपम्** | = આભાસરૂપ છે. |
| **व्याप्तम्** | = વ્યાપ્ત છે (પણ) | **यं भान्तम्** | = તેના પ્રકાશવાથી |
| **यं किञ्चन** | = એને કોઈ | **अयम्** | = આ (બધું) |
| **न व्याप्नोति** | = વ્યાપી શકતું નથી. | **अनुभाति** | = પ્રકાશે છે. |

આત્મતત્ત્વ સૌથી સૂક્ષ્મ છે માટે જ આંખોથી જોઈ કે જાણી શકાતું નથી. સિદ્ધાંત એવો છે કે જે કંઈ જેટલું વધારે સૂક્ષ્મ હોય તેટલું વધારે વ્યાપક હોય. એ ન્યાયે પૃથ્વી સ્થૂળ છે માટે તેનો વ્યાપ ઓછો છે અને પાણી તેનાથી સૂક્ષ્મ છે, માટે પાણીનો વિસ્તાર પૃથ્વી કરતાં વધારે છે તેથી પાણી વધુ વ્યાપ્ત છે. પરંતુ પાણી કરતાં વાયુ વધુ સૂક્ષ્મ છે.

તેથી વાયુનો વ્યાપ કે વિસ્તાર પાણી કરતાં વધારે છે. તે જ પ્રમાણે, વાયુ કરતાં આકાશ વધુ સૂક્ષ્મ છે માટે આકાશનો વ્યાપ કે વિસ્તાર વાયુ કરતાં પણ વધારે છે. આકાશ, પૃથ્વીની ઉપર-નીચે, પૃથ્વીમાં સર્વત્ર તેમજ અખિલ બ્રહ્માંડમાં સર્વવ્યાપ્ત છે પરંતુ આકાશ જેમાંથી જન્મ્યું છે તે આત્મા તો આકાશનું પણ કારણ હોઈ આકાશથી સૂક્ષ્મ છે અને માટે જ તેનો વ્યાપ કે વિસ્તાર આકાશથી પણ બૃહદ્ કે મોટો છે. આમ, આત્મા કે બ્રહ્મતત્ત્વ સૂક્ષ્માતિસૂક્ષ્મ છે માટે જ સર્વવ્યાપ્ત છે. જે સૌનું કારણ છે તેવો આત્મા જ સર્વવ્યાપ્ત છે. એટલું જ નહીં તે સૌથી મહાન છે. તેનું અન્ય કોઈ કારણ છે જ નહીં કે જે આત્મા કે બ્રહ્મને વ્યાપી શકે કે આચ્છાદિત કરી શકે. માટે જ અત્રે જણાવાયું છે કે જે આત્માથી સમગ્ર જગત વ્યાપ્ત છે એને કોઈ વ્યાપી, આંબી કે આચ્છાદિત કરી શકતું નથી. એ આત્મા પ્રકાશે છે અર્થાત્ જણાય છે ત્યારબાદ જ સર્વ કાંઈ જણાય છે કે પ્રકાશે છે, અર્થાત્ આત્મા સ્વયંપ્રકાશ કે સ્વંભૂ ચૈતન્ય છે. તેના જણાયા પછી જ, તેના આધારે જ અન્ય કંઈ જાણી શકાય છે. આત્મા વિના કે તેની મદદ વિના કંઈ પણ જાણી શકાય નહીં. એવો ગૂઢ સંકેત અત્રે દૃશ્ય થાય છે. આવો સંકેત જ ઉપનિષદોમાં પણ જોવા મળે છે.

"तमेव भान्तमनुभाति सर्वं तस्य भासा सर्वमिदं विभाति"

(કઠોપનિષદ-૨-૨-૧૫)

"તે (પરબ્રહ્મ)ના પ્રકાશવાથી જ (સૂર્યાદિ) સર્વ પ્રકાશિત થાય છે. તેના પ્રકાશથી જ આ સમગ્ર જગત પ્રકાશિત થાય છે."

(છંદ-અનુષ્ટુપ)

यस्य सन्निधिमात्रेण देहेन्द्रियमनोधियः ।
विषयेषु स्वकीयेषु वर्तन्ते प्रेरिता इव ॥१३१॥

यस्य = જેના
सन्निधिमात्रेण = સાંનિધ્ય માત્રથી
देह-इन्द्रिय-मनः-धियः = દેહ, ઈન્દ્રિયો, મન અને બુદ્ધિ

स्वकीयेषु विषयेषु = પોતપોતાના વિષયોમાં
प्रेरिताः इव = જાણે પ્રેરણા પામ્યાં હોય તેમ
वर्तन्ते = પ્રવર્તે છે.

આ આત્મા, પૂર્વે જણાવ્યું છે તેમ ચૈતન્યસ્વરૂપ અને જ્ઞાનસ્વરૂપ છે. માત્ર તેની સંનિધિ, સંપર્ક, સાંનિધ્ય કે સામીપ્યથી જ દેહ, ઇન્દ્રિયો, મન અને બુદ્ધિ જેવા સૌ જડ હોવા છતાં પણ ચેતનતા અને પ્રેરણા પ્રાપ્ત કરી શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધ જેવા પોતપોતાના વિષયોમાં પ્રવર્તે છે. તેથી સ્પષ્ટ થાય છે કે દેહ, ઇન્દ્રિયો કે મન-બુદ્ધિને આત્માની સન્નિધિ વિના પોતપોતાના વિષયોમાં વર્તવાની સ્વતંત્રતા હોતી નથી. કારણ કે તે સૌ જડ છે અને વાસ્તવમાં તો આત્માની જ સત્તા, સ્ફૂર્તિ કે ચેતનતા દ્વારા તેઓ કાર્ય કરતાં હોયં છે. દેહ, મન-બુદ્ધિ કે ઇન્દ્રિયોને આત્મા વિના સ્વતંત્ર રીતે જ્ઞાતૃત્વ, પ્રકાશત્વ કે આગવું અસ્તિત્વ હોતું નથી. તેવા સૌ તો સત્તા અને સ્ફૂર્તિ અર્થાત્ અસ્તિત્વ અને ચેતનતા આત્મા પાસેથી જ મેળવીને જીવનભર કાર્ય કરે છે.

(છંદ-અનુષ્ટુપ)

अहंकारादिदेहान्ता विषयाश्च सुखादयः ।
वेद्यन्ते घटवद् येन नित्यबोधस्वरूपिणा ॥१३२॥

येन = જે
नित्यबोधस्वरूपिणा = નિત્ય જ્ઞાનસ્વરૂપ વડે
अहंकारादि = અહંકારથી માંડીને
देहान्ताः = દેહ સુધીના પદાર્થો,
विषयाः = વિષયો,
सुखादयः च = અને સુખ વગેરે
घटवत् = ઘડાની જેમ
वेद्यन्ते = જણાય છે.

આત્માનો નિત્યજ્ઞાન સ્વરૂપ સ્વભાવ હોવાથી તે સર્વ કાંઈ જાણી શકે છે. તેવું સમજાવતાં અત્રે જણાવાયું છે કે જેવી રીતે કોઈ સ્થળે ઘડો પડેલો હોવા છતાં પ્રકાશ વિના જણાતો, અનુભવાતો કે દેખાતો

નથી, તેવી જ રીતે અહંકારથી માંડીને શરીર સુધીના તમામ પદાર્થો, પાંચ જ્ઞાનેન્દ્રિયો અને તેના શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધ જેવા વિષયો, તદુપરાંત મન અને મન દ્વારા અનુભવાતું સુખ અને દુઃખ વગેરે આવું જે કંઈ છે, તે જ્ઞાનસ્વરૂપ આત્માની અનુપસ્થિતિમાં કે તેના અભાવમાં જાણી શકાય તેમ નથી. આત્માને લીધે જ ઉપરોક્ત સર્વનું અસ્તિત્વ જણાય છે. એટલું જ નહીં, તેમના દ્વારા થતાં અનુભવોનું જ્ઞાન પણ આત્માને જ આધીન છે. આમ સ્પષ્ટ છે કે આત્મા સિવાયના તે સૌને તેમના વિષયોને જાણવાની કે અનુભવવાની સ્વતંત્ર રીતે સત્તા કે સ્વતંત્રતા હોતી નથી.

(છંદ-ઉપજાતિ)

**एषोऽन्तरात्मा पुरुषः पुराणो**
**निरन्तराखण्डसुखानुभूतिः ।**
**सदैकरूपः प्रतिबोधमात्रो**
**येनेषिता वागसवश्चरन्ति ॥१३३॥**

| | | | |
|---|---|---|---|
| **एषः** | = આ | **सदैकरूपः** | = સદા એકરૂપ (અને) |
| **अन्तरात्मा** | = અંતરાત્મા | **प्रतिबोधमात्रः** | = માત્ર જ્ઞાનસ્વરૂપ છે. |
| **पुराणः** | = અનાદિ | **येन** | = જેનાથી |
| **पुरुषः** | = પુરુષ (છે) | **इषिताः** | = પ્રેરાઈ |
| **निरन्तर-** | = (તે) નિરંતર | **वाक्** | = વાણી(વગેરે ઇન્દ્રિયો) |
| **अखण्डसुखानुभूतिः** | = અખંડ સુખની અનુભૂતિ સ્વરૂપ | **असवः** | = (અને) પ્રાણો |
| | | **चरन्ति** | = ચાલે છે. |

આ આત્મા પ્રાણીમાત્રના શરીરમાં અદૃશ્ય અંતરાત્મા તરીકે રહેલો છે. તે અખંડ, અનંત સુખસ્વરૂપે અનુભવી શકાય તેવો છે અર્થાત્ ઇન્દ્રિયગમ્ય કે ઇન્દ્રિયભોગથી જન્મીને નાશ પામનાર અંતવાન સુખ જેવું તે આત્મસ્વરૂપનું સુખ નથી. પરંતુ આત્મસુખમાં તો નથી ઉદય કે અસ્ત, નથી પ્રારંભ કે અંત, માટે તે આત્મસુખ તો નિરંતર, અખંડ અને અનંત છે. માટે જ તેને અતીન્દ્રિય, શાશ્વત સુખ કે પરમાનંદ "ETERNAL BLISS"

કહેવામાં આવે છે. આમ, અખંડ સુખસ્વરૂપ આત્મા અનાદિ કે પુરાણ પુરુષ તરીકે પ્રખ્યાત છે. શરીરને પુર(શહેર-નગર) કહેવાય છે. માટે શરીરરૂપી પુરમાં રહેનારા ચૈતન્યમય આત્માને પુરુષ કહેવામાં આવે છે. આવો શરીરમાં રહેનારો પુરાણ પુરુષરૂપ આત્મા જ્ઞાનસ્વરૂપ છે. તેમજ સદા એકરૂપે રહેનારો અર્થાત્ અપરિવર્તનશીલ 'CHANGELESS ENTITY' તરીકે વિખ્યાત છે. આવા ચૈતન્યમય જ્ઞાનસ્વરૂપ આત્માની પ્રેરણાથી જ વાણી આદિ કર્મેન્દ્રિયો તથા ચક્ષુ આદિ જ્ઞાનેન્દ્રિયો પ્રેરણા, ચેતના કે સ્ફૂર્તિ પામીને પોતપોતાના વિષયોમાં પ્રયાણ કરે છે. આત્માની પ્રેરણાથી જ પ્રાણ, વ્યાન, ઉદાન, સમાન અને અપાન વગેરે ક્રિયાશીલ થઈ, શરીરમાં પોતપોતાના તન્ત્રોનું નિયમન કરી, જીવનવ્યવહાર ચલાવે છે. તાત્પર્યમાં આત્માની અનુપસ્થિતિમાં જીવનવ્યવહાર સ્વતંત્ર રીતે ચલાવવા પ્રાણ, ઇન્દ્રિયો કે મન-બુદ્ધિ સમર્થ નથી. એટલું જ નહીં, પરંતુ આત્માના આલંબન દ્વારા જ તેઓ જગતવ્યવહાર કરી પોતાનું અસ્તિત્વ ટકાવી રાખે છે.

(છંદ-ઉપજાતિ)

अत्रैव सत्त्वात्मनि धीर्गुहाया-
मव्याकृताकाश उरुप्रकाशः ।
आकाश उच्चै रविवत्प्रकाशते
स्वतेजसा विश्वमिदं प्रकाशयन् ॥१३४॥

| | |
|---|---|
| अत्र एव | = આ (મનુષ્ય શરીર)માં જ |
| सत्त्वात्मनि | = સત્ત્વગુણપ્રધાન |
| धीः गुहायाम् | = બુદ્ધિરૂપી ગુફામાં |
| अव्याकृत-आकाशे | = અવ્યક્ત આકાશમાં(કારણ શરીરમાં) |
| उरुप्रकाशः | = (જ્ઞાનરૂપી) પ્રચંડ પ્રકાશવાળો (આત્મા) |
| आकाश उच्चैः | = ઊંચે આકાશમાં (રહેલા) |
| रविवत् | = સૂર્યની જેમ, |
| स्वतेजसा | = પોતાના જ્ઞાનરૂપી પ્રકાશથી |

इदं विश्वम् = આ વિશ્વને
प्रकाशयन् = પ્રકાશતો રહીને
प्रकाशते = પ્રકાશે છે.

### આત્મસંશોધન

આત્માની સઘન વિવેચનાથી સ્વાભાવિક પ્રશ્ન ઉદ્ભવે છે કે જો આત્મા સર્વવ્યાપ્ત હોય, શરીરસ્થ હોય, તેનાથી જ મન, બુદ્ધિ કે ઇન્દ્રિયો પ્રેરણા અને ચૈતન્ય પ્રાપ્ત કરતાં હોય તો તેવા આત્માને શોધવો ક્યાં? તેવા પ્રશ્નના ઉત્તરમાં શંકરાચાર્યજી સમજાવે છે કે સર્વવ્યાપ્ત આત્મા કયાંય નથી તેવું નથી. છતાં તે દરેક સ્થળે જણાય તેવો પણ નથી. માટે જ તે આત્માને અન્ય સ્થળ કરતાં સત્ત્વગુણવાળા અંતઃકરણમાં અર્થાત્ શુધ્ધ અંતઃકરણરૂપી ગુફામાં કે સૂક્ષ્મ બુદ્ધિરૂપી ગુફામાં શોધી કે જાણી શકાય છે. કારણશરીરસ્થ જે અવ્યાકૃત આકાશ છે તેમાં રહેલું સ્વયંપ્રકાશ કે ચૈતન્ય જ આત્મસ્વરૂપ છે, એવી રીતે આત્મસંશોધન થઈ શકે તેમ છે. જેવી રીતે ઊંચે આકાશમાં રવિ પ્રકાશે છે અને પોતાના પ્રકાશથી જ સંપૂર્ણ જગતને પ્રકાશિત કરે છે તેવી રીતે મનુષ્ય દેહના અવ્યાકૃત આકાશમાં રહેલો ચૈતન્ય આત્મા દેહ, ઇન્દ્રિયો, મન-બુદ્ધિ તથા સર્વ કાંઈ અસ્તિત્વમાં છે તેને પ્રકાશિત કરે છે અથવા જણાવે છે. તેવો જ તત્ત્વાર્થ અત્રે આચાર્યશ્રીને અભિપ્રેત છે.

(છંદ-ઉપજાતિ)

ज्ञाता मनोऽहंकृतिविक्रियाणां
देहेन्द्रियप्राणकृतक्रियाणाम् ।
अयोऽग्निवत्तानानुवर्तमानो
न चेष्टते नो विकरोति किञ्चन ॥१३५॥

अयः अग्निवत् = તપાવેલા લોઢામાં રહેલા અગ્નિની જેમ
मनः-अहंकृतिविक्रियाणाम् = મન તેમજ અહંકારના વિકારોનો

| | |
|---|---|
| देह–इन्द्रिय–प्राणकृत– | = તથા શરીર, ઇન્દ્રિયો અને પ્રાણોની |
| क्रियाणाम् | = ક્રિયાઓનો |
| ज्ञाता | = જ્ઞાતા (આત્મા) |
| तान् अनुवर्तमानः | = તેમનું(મન વગેરેનું) અનુસરણ કરતો હોવા છતાં |
| न चेष्टते | = (વાસ્તવમાં) કાંઈ ક્રિયા કરતો નથી (કે) |
| किञ्चन नो विकरोति | = (લેશમાત્ર) વિકાર પામતો નથી. |

## આત્માનું નિષ્ક્રિય અને નિર્વિકારીપણું

આત્મા અવિકારી અને અક્રિય છે તેવું સમજાવતાં અત્રે દૃષ્ટાંત આપવામાં આવ્યું છે કે, જેવી રીતે લોખંડના ગોળાને જો અગ્નિની ભઠ્ઠી(FURNACE)માં તપાવવામાં આવે તો પૂર્વે જે લોખંડનો ગોળો સ્પર્શ થાય તેવો ઠંડો અને કાળા રંગનો વજનદાર જણાતો હતો તે અગ્નિની ભઠ્ઠીમાં અગ્નિના સંસ્પર્શથી હવે, ગરમ થઈને તેવા જ આકારનો પરંતુ સ્પર્શ ન કરી શકાય તેવો અને લાલચોળ દેખાય છે. અર્થાત્ અગ્નિ, લોખંડના ગોળામાં સર્વવ્યાપ્ત થયેલો છે. તેમાં કયાંય અગ્નિ નથી તેવું નથી. તેમ છતાં લોખંડનો ગોળો જમીન ઉપર દોડવાની ક્રિયા કરતો હોય તો તેમાં રહેલો અગ્નિ ક્રિયા કરે છે તેવું કહેવાય નહીં. તપ્ત ગોળામાં રહેલો અગ્નિ નથી તો દોડવાની ક્રિયા કરતો કે નથી ગોળા જેમ થંભી જતો. પરંતુ, ગોળા સાથેના તાદાત્મ્યથી અજ્ઞાનીને,'અગ્નિ ક્રિયા કરે છે', એવું જણાય છે. તેવી જ રીતે, તપેલા ગોળાને જો ઘણના ઘા પડે તો ગરમ થયેલા લોખંડના ગોળાના આકારમાં પરિવર્તન થાય છે. તેથી કરીને કોઈ મૂર્ખ જ એવું કહી શકે કે, અગ્નિના આકારમાં પરિવર્તન થયું છે. આવી રીતે, લોખંડના ગોળામાં રહેલો અગ્નિ ન તો ક્રિયા કરે છે કે ન તો પરિવર્તન પામે છે. તે જ પ્રમાણે શરીરમાં રહેલો આત્મા શરીરમાં સર્વવ્યાપ્ત છે. શરીરમાં રહેલી ઇન્દ્રિયો, મન–બુદ્ધિ અને સ્વયં શરીરને તે ચેતના પૂરી પાડે છે. જેના દ્વારા દેહ, ઇન્દ્રિયો, પ્રાણ, મન, બુદ્ધિ વગેરે સૌ કોઈ ક્રિયાશીલ થાય છે, કર્મ કરે છે, ફળ ભોગવે છે, તેથી તેમાં રહેલો સાક્ષી આત્મા

કંઈ કર્મ કરે છે, ફળ ભોગવે છે તેવું કહેવાય નહીં. તે જ પ્રમાણે શરીર વૃદ્ધિ, વિકાસ, યુવાની, ઘડપણ જેવા વિકારોને પ્રાપ્ત થાય છે. ઈન્દ્રિયો પણ બહેરી, આંધળી, લૂલી વગેરે વિકારોને પ્રાપ્ત થાય છે. મનમાં પણ રાગ-દ્વેષ કે સંશય જેવા વિકારો જોવા મળે છે. છતાં, દેહમાં રહેલા આત્માને કોઈ પણ વિકારનો સ્પર્શ થતો નથી અને આત્મા વિકારી પણ બનતો નથી. નિષ્કર્ષ એટલો જ છે કે આત્માને નથી તો ઈન્દ્રિયો કે અવયવની ક્રિયાઓ ક્રિયાશીલ કરતી કે ન આત્મા કર્મનો કર્તા બને છે. આમ, આત્મામાં નથી ક્રિયા, કર્મ, તેથી તે નિષ્ક્રિય છે. તેને નથી કોઈ વિકારો, તેથી તે નિર્વિકારી છે. વિકારરહિત આત્મા મૃત્યુ પામતો નથી અને નિષ્ક્રિય હોવાથી કરેલાં કર્મના ફળ ભોગવવા માટે પુનઃ જન્મ લેતો નથી. આથી સ્પષ્ટ છે કે આત્માને જન્મ-મૃત્યુ જેવા વિકારોનો સ્પર્શ માત્ર નથી. તેથી આત્મા જન્મ-મૃત્યુના બંધનથી મુક્ત છે અને ઈન્દ્રિયોના કર્મ કે ભોગથી અસંગ છે.

(છંદ-ઉપજાતિ)

न जायते नो म्रियते न वर्धते
न क्षीयते नो विकरोति नित्यः ।
विलीयमानेऽपि वपुष्यमुष्मिन्न
लीयते कुम्भ इवाम्बरः स्वयम् ॥१३६॥

नित्यः =(આત્મા) નિત્ય હોવાથી
न जायते = જન્મતો નથી,
नो म्रियते = મરતો નથી,
न वर्धते = વૃદ્ધિ પામતો નથી,
न क्षीयते = ઘટતો નથી,
नो विकरोति=અને વિકાર પામતો નથી.

अमुष्मिन् वपुषि = આ સ્થૂળ શરીર
विलीयमाने अपि = નાશ પામે ત્યારે પણ
कुम्भे अम्बरः इव =ઘડામાંના આકાશની જેમ
स्वयम् = પોતે
न लीयते = નાશ પામતો નથી.

પૂર્વેના શ્લોકમાં આત્માનો નિર્વિકારી ધર્મ દર્શાવ્યો હોવા છતાં

અત્રે તે જ વિચારના દૃઢીકરણ માટે બીજા શબ્દો વાપરી જણાવાયું છે કે આત્મા જન્મતો, વૃદ્ધિ પામતો, ક્ષીણ થતો કે વૃધ્ધાવસ્થાને પ્રાપ્ત કરી મરણ પણ પામતો નથી. તેથી સ્પષ્ટ છે કે આત્મામાં જન્મથી માંડી મૃત્યુ સુધીના કોઈ પણ વિકારો નથી. વિકારરહિત આત્મા સદા અપરિવર્તનશીલ રહે છે. માટે જ આત્મા નથી જૂનો થતો કે ન તો તે નવો થાય છે. આમ હોવાથી આત્મા સદા સર્વદા અફર, નિત્ય અને અવિનાશી છે. તે શરીરમાં રહેવા છતાં શરીરથી અસંગ રહે છે માટે શરીરના નાશમાં આત્માનો નાશ થતો નથી. જેવી રીતે ઘડો નષ્ટ થતાં તેમાં રહેલું ઘટાકાશ મહાકાશમાં વિલીન થઈ જાય છે પરંતુ નષ્ટ થતું નથી. ન તો ઘટાકાશ તે પ્રમાણે જન્મે છે, મરે છે કે આવ-જા કરે છે. પણ તેવું સર્વ કંઈ સાકાર અને નામી ઘડામાં જ જણાય છે. તેવી જ રીતે સ્થૂળ શરીરમાં જન્મ-મૃત્યુ અને આવાગમનના આંટાફેરા હોય છે પરંતુ આત્મામાં હોતા નથી.

(છંદ-માલિની)

प्रकृतिविकृतिभिन्नः शुद्धबोधस्वभावः
सदसदिदमशेषं भासयन्निर्विशेषः ।
विलसति परमात्मा जाग्रदादिष्ववस्था-
स्वहमहमिति साक्षात् साक्षिरूपेण बुद्धेः ॥१३७॥

प्रकृतिविकृतिभिन्नः = પ્રકૃતિ(કારણ) તેમજ વિકૃતિ(તેનાં કાર્યથી) ન્યારો
शुद्धबोधस्वभावः = શુદ્ધ જ્ઞાનસ્વરૂપ
सत् असत् इदं अशेषम् = સત અને અસત આ સર્વને
भासयन् = પ્રકાશતો
निर्विशेषः परमात्मा = નિર્વિશેષ પરમાત્મા
जाग्रदादिषु अवस्थासु = જાગ્રત સ્વપ્ન, સુષુપ્તિ એ ત્રણેય અવસ્થાઓમાં
'अहं अहं' इति = 'હું, હું' એવી રીતે

| | |
|---|---|
| बुद्धेः | = બુદ્ધિના |
| साक्षात् | = સાક્ષાત્ |
| साक्षिरूपेण | = સાક્ષીરૂપે |
| विलसति | = વિલસી રહ્યો છે. |

આત્મતત્ત્વના વિવેચનનું સમાપન કરતાં આદિ શંકરાચાર્યજી જણાવે છે કે આત્મા, પ્રકૃતિ અને વિકૃતિથી વિલક્ષણ કે ન્યારો છે. અહીં પ્રકૃતિનો અર્થ જગતનું ઉપાદાન કારણ માયા સમજવું અને વિકૃતિનો અર્થ માયારૂપી કારણથી ઉત્પન્ન થયેલું જગત સમજવાનું છે. તાત્પર્યાર્થે એટલું જ કહેવું છે કે આત્મા, માયારૂપી કારણથી કે જગત જેવા કાર્યથી અસંગ, વિલક્ષણ, જુદો કે ન્યારો છે. એટલું જ નહીં, પરંતુ પ્રકૃતિ કે વિકૃતિ અર્થાત્ કારણ અને કાર્યને પોતાનું સ્વતંત્ર પ્રકાશત્વ કે જ્ઞાતૃત્વ નથી. જ્યારે આત્મા તો શુધ્ધ બોધ સ્વભાવવાળો છે. અર્થાત્ જ્ઞાનસ્વરૂપ છે. ઉપરાંત તે નામ, રૂપ, ગુણ, જાતિ, કુળ, ગોત્ર, દેશ, કાળ વગેરે વિશેષોથી રહિત છે. માટે તેને નિર્વિશેષ કહેવામાં આવે છે. આત્મા, જે કંઈ સત કે અસતરૂપે રહેલું છે તે સર્વને અર્થાત્ અવ્યક્ત કે વ્યક્તરૂપે રહેલું અગર કહો કે અવ્યક્ત માયા અને વ્યક્ત જગત આદિ સર્વને પ્રકાશે છે અર્થાત્ જાણે છે અગર તે સર્વને સત્તા અને સ્ફૂર્તિ પ્રદાન કરે છે એવું પણ કહી શકાય. આવો સર્વને પ્રકાશનારો કે સર્વને ચૈતન્ય પ્રદાન કરનારો આત્મા સ્વપ્ન, જાગ્રત અને સુષુપ્તિ જેવી ત્રણે અવસ્થાઓમાં "अहम् अहम् इति" " 'હું' 'હું'– એ પ્રમાણે" બુદ્ધિના સાક્ષીરૂપે રહીને સાક્ષાત્ પ્રકાશે છે કે અવસ્થાત્રયમાં 'હું' 'હું' રૂપે વિલસે છે.

આત્મતત્ત્વના વિવેચનમાં લંબાણપૂર્વક ચર્ચા કરવામાં આવી. તેના ગૂઢ સંકેતો એવા છે કે આત્મા કે બ્રહ્મ એક અને અદ્વિતીય છે, અનંત, અખંડ અને પરિપૂર્ણ છે. સૂક્ષ્મ, સર્વવ્યાપ્ત, નિષ્ક્રિય અને અતીન્દ્રિય સુખરૂપે રહેલો છે. શાશ્વત શાંતિ અને મોક્ષસ્વરૂપ જ આત્માનો સાચો ધર્મ છે. આત્મા મન, ઈન્દ્રિયો, બુદ્ધિ અને વાણીથી અગોચર છે. તે દેશ-કાળ અને

વસ્તુથી અપરિચ્છિન્ન છે. સગુણ અને નિર્ગુણ બંને રૂપે રહેલો છે. સત્ય, જ્ઞાન અને અનંત એ જ બ્રહ્મ કે આત્માનું સાચું સ્વરૂપ છે. આત્મા પ્રાણીમાત્રના હૃદયાકાશમાં કે બુદ્ધિરૂપી ગુફામાં રહેલો છે. તે સ્વયં નથી મરતો કે નથી કોઈને મારતો. પોતે નિષ્ક્રિય, નિર્વિકારી હોઈ, સ્વરૂપે સદા સર્વદા મુક્ત જ છે. એવો પરમ આત્મા અવયવ વિનાનો હોવા છતાં ગ્રહણ કરી શકે છે, પગ નથી છતાં ચાલી શકે છે, આંખ નથી છતાં જોઈ શકે છે, કાન વિહોણો છતાં સાંભળે છે. પોતે સર્વને જાણે છે, જણાવે છે છતાં સર્વથી અજ્ઞેય અને અજ્ઞાત રહેનારો આત્મા સાક્ષાત્કાર કરવાને યોગ્ય છે.

(છંદ-માલિની)

नियमितमनसामुं त्वं स्वमात्मानमात्म-
न्ययमहमिति साक्षाद् विद्धि बुद्धिप्रसादात् ।
जनिमरणतरंगापारसंसारसिन्धुं
प्रतर भव कृतार्थो ब्रह्मरूपेण संस्थः ॥१३८॥

बुद्धिप्रसादात् = અંતકરણની શુદ્ધિરૂપી પ્રસાદથી
नियमितमनसा = (તેમજ) વિવેકી મન વડે
त्वं स्वम् = તું પોતે જ
आत्मनि = અંતઃકરણમાં
अमुं आत्मानम् = આ આત્માને
अयं अहं इति = આ 'હું' એમ
साक्षात् = સ્પષ્ટ
विद्धि = જાણ.
ब्रह्मरूपेण संस्थः = બ્રહ્મરૂપે સારી રીતે સ્થિત થઈને (તું)
जनि-मरण-तरंग- = જન્મ-મરણરૂપી તરંગોવાળા
अपार-संसार-सिन्धुम् = અપાર સંસારસાગરને
प्रतर = તરી જા
कृतार्थः भव = (અને) કૃતકૃત્ય થા.

આત્માનું વિવેચન લગભગ બાર શ્લોકમાં જણાવી હવે સદ્ગુરુ શિષ્યને ઉપદેશાર્થે જણાવે છે કે, ''હે પ્રિય શિષ્ય! તું એકાગ્ર ચિત્ત દ્વારા અંતઃકરણ કે શુધ્ધ બુદ્ધિના પ્રસાદથી (અંતઃકરણ શુદ્ધિ કે સૂક્ષ્મબુદ્ધિની પ્રાપ્તિને જ તત્ત્વાર્થે પ્રસાદ કહેવામાં આવે છે કારણકે શુદ્ધ અંતઃકરણ કે સૂક્ષ્મબુદ્ધિ જ આત્મજ્ઞાન માટે અધિકારી છે.) શ્રવણ, મનન કે આત્મવિચાર જેવા નિદિધ્યાસનમાં સંલગ્ન થઈ જા અને તે દ્વારા જેને તું **'अहम्' 'अहम्'** કે 'હું' 'હું' એવું કહે છે એ **'अहम्'** પ્રત્યયના અધિષ્ઠાન જેવા આત્માને અપરોક્ષ રીતે જાણી લે. એટલે કે, 'હું' 'હું' એવું કહેનાર આત્મા જ મારું સાચું સ્વરૂપ છે.' અગર, 'હું શરીરમાં રહેલો અસંગ, નિષ્ક્રિય, નિર્વિકારી, અજન્મા અને અવિનાશી આત્મા જ છું, તેનાથી લેશમાત્ર ભિન્ન નથી', એવું અપરોક્ષજ્ઞાન મેળવી આત્મા સાથે અભેદાનુભવ કે સાક્ષાત્કાર કર. આવા આત્મસાક્ષાત્કાર પછી નિશ્ચિત તું જન્મમરણરૂપી અનેક તરંગોવાળા અપાર સંસારસાગરને તરી જઈશ. આમ હોવાથી, સંસાર-સાગરને તરવા માટે બ્રહ્મમાં સારી રીતે તારી સ્થિતિ કરીને કે બ્રહ્મવિચાર દ્વારા બ્રહ્મનિષ્ઠ થઈને સંસાર પાર કરવા કૃતાર્થ થા, ભાગ્યશાળી થા અને જન્મમરણરૂપી સંસારસાગરને તરી જા.''

(છંદ-મંદાક્રાન્તા)

अत्रानात्मन्यहमिति मतिर्बन्ध एषोऽस्य पुंसः
प्राप्तोऽज्ञानाज्जननमरणक्लेशसंपातहेतुः ।
येनैवायं वपुरिदमसत्सत्यमित्यात्मबुद्ध्या
पुष्यत्युक्षत्यवति विषयैस्तन्तुभिः कोशकृद्वत् ॥१३६॥

| | |
|---|---|
| अत्र अनात्मनि | = અહીં અનાત્મામાં |
| 'अहं' इति मतिः | = 'હું' એવી બુદ્ધિ |
| अस्य पुंसः | = આ પુરુષને |
| अज्ञानात् | = અજ્ઞાનથી |
| प्राप्तः एषः बन्धः | = પ્રાપ્ત થયેલું આ બંધન છે. |

जनन–मरण–क्लेश–संपातहेतुः=(અને તે) જન્મ-મરણ વગેરે
ક્લેશોનું કારણ છે

येन एव = એનાથી જ
अयम् = આ (જીવ)
इदं असत् वपुः = આ મિથ્યાભૂત શરીરને
आत्मबुद्ध्या = પોતાની બુદ્ધિથી
सत्यं इति = સાચું માનીને
कोशकृद्वत् = કોશેટો બનાવનાર કીડો જેમ
तन्तुभिः = તાંતણાઓથી (પોતાને સાચવે છે)
विषयैः = (તેમ) વિષયોથી (શરીરને)
पुष्यति = પુષ્ટ કરે છે,
उक्षति = સજાવે છે
अवति = (અને) સાચવે છે.

## બંધનવિવેચન

મનુષ્યમાત્રને જન્મોજન્મના અનાદિ અજ્ઞાન કે અવિદ્યાને લીધે સંસ્કારગત દેહતાદાત્મ્ય થાય છે. તેવા ખોટા અનાત્મતાદાત્મ્યને લીધે પોતે શરીરસ્થ આત્મા હોવા છતાં, દેહમાં રહેનારો દેહી હોવા છતાં, જેમ કોઈ મૂઢ સિમેન્ટ-કોંક્રીટના ઘરમાં રહેનારો, ઘર બદલનારો, ઘરનો નાશ થવા છતાં પોતે નાશરહિત રહેનારો હોવા છતાં, સિમેન્ટ કોંક્રીટ કે લાકડાંના ઘરને પોતાનું સ્વરૂપ માની બેસે, તેમ અજ્ઞાની જીવ શરીર કે દેહને જ આત્મા માને છે. આવી રીતે 'હું શરીર છું' તેવા અજ્ઞાનમાં બુદ્ધિ સ્થિર કરે છે, જેને દેહાત્મબુદ્ધિ કહેવામાં આવે છે. આવી દેહાત્મબુદ્ધિ કે દેહને આત્મા માનવારૂપી અજ્ઞાન જ જીવાત્મા માટે બંધનરૂપ બને છે. અને તેને પોતાના આત્મજ્ઞાનથી વંચિત રાખે છે. એટલું જ નહીં, તેના લીધે જ તેને જન્મ-મરણરૂપી દુઃખ ઉત્પન્ન થાય છે. આમ, જડ, નાશવાન, અસત, અનિત્ય દેહને જ અજ્ઞાનીઓ સત્ય માને છે. શરીરને પોતાના અંતિમ

સુખનું સાધન માને છે. માટે જ શરીરને પુષ્ટ કરવામાં, તેને ભોગપ્રધાન કરવામાં, શ્રેષ્ઠ સુખ અને આહાર આપવામાં, તેને સુગંધીવાળા તેલ, અત્તર કે ચંદન જેવા પદાર્થોનું લેપન કરવામાં, કિંમતી અલંકારો વડે અલંકૃત કરવામાં, તેનાં રક્ષણમાં જીવનનો સમય બરબાદ કરી દેહના સુખ-ભોગ માટે જ કોશેટાની જેમ આંટાફેરા કર્યા કરે છે. જેવી રીતે રેશમનો કીડો કે કોશેટો અત્યંત પરિશ્રમે રેશમના તાર પોતાની ઉપર વીંટવામાં જ સુખ સમજે છે અને માટે જ પોતાની આજુબાજુ તાર વીંટતો જાય છે પરંતુ આખરે પોતે તેમાં જ વીંટાઈ જાય છે અને તેની અંદર જ ગૂંચવાઈ, ગૂંગળાઈ મરી જાય છે. તેવું જ અજ્ઞાની મૂઢનું છે. મૂઢ પણ વિષયભોગમાં, દેહપુષ્ટિમાં રત થઈ દેહના ભોગ માટે જ દોડાદોડ કરે છે.ઈન્દ્રિયોના સુખ-ભોગ ભોગવી ભોગવી, પૌષ્ટિક આહાર ખાઈ ખાઈ, અંતે ખતમ થાય છે. ભોગ ભોગવી ઇન્દ્રિયોને ક્ષીણ કરે છે અને ભ્રાંતિરૂપી શાન્તિ પાછળ દોડતો કે નશ્વર સુખમાં આળોટતો, આળોટતો સ્મશાન સુધી પહોંચી આત્મસ્વરૂપને જાણ્યા વિના મૃત્યુને શરણ થઈ જન્મ અને મૃત્યુના ચક્રમાં વીંટાતો જાય છે. આને જ જીવની અધોગતિ કે અજ્ઞાનથી ઉત્પન્ન વિષય-ભોગરૂપી બંધન કહેવામાં આવે છે.

(છંદ-શિખરિણી)

अतस्मिंस्तद्बुद्धिः प्रभवति विमूढस्य तमसा
विवेकाभावाद्वै स्फुरति भुजगे रज्जुधिषणा ।
ततोऽनर्थव्रातो निपतति समादातुरधिक-
स्ततो योऽसद्ग्राहः स हि भवति बन्धः शृणु सखे॥१४०॥

अतस्मिन् तत्बुद्धिः = અતતમાં તદ્બુદ્ધિ
विमूढस्य = વિમૂઢ મનુષ્યને
तमसा = તમોગુણને લીધે
प्रभवति = ઉત્પન્ન થાય છે.
विवेकाभावात् वै = વિવેકના અભાવથી જ
भुजगे = સર્પમાં

रज्जुधिषणा = દોરીની બુદ્ધિ
स्फुरति = ઉદય પામે છે.
ततः = પછી
समादातुः =(સર્પમાં દોરીની બુદ્ધિ) ગ્રહણ કરનારને
अधिकः अनर्थव्रातः = ઘણા પ્રકારના અનર્થો
निपतति = પ્રાપ્ત થાય છે.
ततः = તેથી
सखे = હે મિત્ર!
शृणु = સાંભળ,
यः असत्ग्राहः = જે અસત્યનું (સત્યરૂપે) ગ્રહણ
सः हि = તે જ
बन्धः भवति = બંધન છે.

ગ્રંથપ્રારંભે શ્લોક એકાવનમાં શિષ્ય દ્વારા અત્યંત ગૂઢ અને વિચક્ષણ પ્રશ્ન પૂછાયેલો કે "को नाम बन्धः । कथमेष आगतः ।" બંધન એટલે શું? અને તે ક્યાંથી આવ્યું છે? તેવા પ્રશ્નનો ઉત્તર અત્રે આચાર્યશ્રી આપતાં જણાવે છે કે બંધન આત્માના અજ્ઞાનથી જન્મે છે અર્થાત્ તે અજ્ઞાનમાંથી આવ્યું છે. બંધનનો સર્વસામાન્ય અર્થ એવો છે કે અસત્યને સત્ય માની લેવું અગર અનાત્મામાં આત્મબુદ્ધિ કરવી. અગર અવસ્તુમાં વસ્તુબુદ્ધિ કરવી. અથવા अतंत् જે 'તત્' બ્રહ્મ નથી તે अतत् છે અને તેવા'अतत्'માં 'तत्' બુદ્ધિ કરવી. પ્રસ્તુત શ્લોકમાં વ્યાખ્યા આપતા જણાવ્યું છે તેમ 'अतस्मिन् तत् बुद्धिः ।' જે શરીર ચેતન, અવિનાશી, બ્રહ્મ વાસ્તવમાં નથી તે શરીરમાં 'तत् बुद्धिः' એટલે કે 'तत् ब्रह्म' તે બ્રહ્મ જ છે તેવી બુદ્ધિ કરવી. આવી ભ્રાન્તિ, અવિદ્યા, અજ્ઞાન કે અધ્યાસને જ બંધન કહેવામાં આવે છે. પરંતુ શાસ્ત્રમાં ઉપદેશાર્થે સૂત્રાત્મક કે સમાસશૈલીનો પ્રયોગ કરવાની પદ્ધતિ હોવાથી ઉપરોક્ત સમગ્ર વ્યાખ્યાને સૂત્રાત્મક રીતે શ્લોકમાં ઉલ્લેખ કર્યા પ્રમાણે 'अतस्मिन् तत् बुद्धिः' કહેવામાં આવે છે.

જેવી રીતે તે(સર્પ)માં= अतस्मिन् કે જે દોરી નથી છતાં तत् = તે, સર્પને બદલે, તે દોરી છે તેવી 'तत् बुद्धि' કરવી તેને જ अतस्मिन् तत् बुद्धिः તેવું સમજાવવા માટે કહ્યું છે. તે જ પ્રમાણે अतस्मिन् અર્થાત્ તે (શરીર)માં, तत् થી નિર્દેશાયેલ બ્રહ્મ કે આત્મા નથી છતાં તેવા દેહ

કે શરીરમાં तत् (બ્રહ્મ) बुद्धिः અર્થાત્ તે શરીર જ આત્મા છે તેવું માનવું, તેવી ભ્રાંતિ કે જેના દ્વારા અનાત્મવસ્તુને આત્મા તરીકે ગ્રહણ કરાય છે અને 'અસત'ને સત્ય તરીકે માની લેવાય છે. એ જ મોટામાં મોટું બંધન છે. આવી દેહાત્મ, અસત કે અનાત્મ બુદ્ધિવાળાને અત્રે ઉપદેશાયું છે કે, "अतस्मिन् तत् बुद्धिः ।" જેમ કોઈ સર્પને દોરી સમજીને પકડે એને અનેક અનર્થો અને દુઃખો પ્રાપ્ત થાય છે, તેમ હે શિષ્ય! હે મિત્ર! હે સખા! યાદ રાખ, કે જે અસત્યને સત્યરૂપે, અનાત્માને આત્મા રૂપે કે જડ, નાશવાન દેહને ચેતન આત્મારૂપે ગ્રહણ કરે છે અને દેહમાં 'अहं' ભાવ અને 'मम'ભાવ ઊભો કરી, 'હું જ દેહ' કે 'દેહ મારો છે', એવું માને છે તેને અનેક પ્રકારના અનર્થો અને દુઃખ પ્રાપ્ત થાય છે. એને જ બંધન કહેવાય છે.

(છંદ-ઉપજાતિ)

अखंडनित्याद्वयबोधशक्त्या
स्फुरन्तमात्मानमनन्तवैभवम् ।
समावृणोत्यावृतिशक्तिरेषा
तमोमयी राहुरिवार्कबिम्बम् ॥१४१॥

राहुः = રાહુ
अर्कबिम्बं इव = સૂર્યને ઢાંકી દે છે તેમ,
तमोमयी = તમોગુણથી પૂર્ણ
एषा आवृतिशक्तिः = આ આવરણશક્તિ
अखंड-नित्य- = અખંડ,નિત્ય(અને)
अद्वयबोधशक्त्या = અદ્વૈત જ્ઞાનશક્તિથી
स्फुरन्तम् = સ્ફુરી રહેલા
अनन्तवैभवम् = અવિનાશીપણું જેનો વૈભવ છે (તેવા)
आत्मानम् = આત્માને
समावृणोति = સારી રીતે ઢાંકી દે છે.

## આત્માને તમોગુણનું બંધન

અત્રે જણાવાયું છે કે મહાન પ્રચંડ સૂર્યને જેવી રીતે રાહુ ઢાંકી દે છે અગર સૂર્ય અને મનુષ્યની આંખ વચ્ચે જો એક નાનકડું વાદળું આવે તો પણ આંખ આગળનું વાદળું, આવરણ ઊભું કરી સૂર્યને ઢાંકી દે છે. તેવી જ રીતે એક, અખંડ, સર્વવ્યાપ્ત, નિત્ય અવિનાશી અને પોતાની બોધ કે જ્ઞાનશક્તિથી ઝળહળતાં અનંત વૈભવવાળા આત્માને પણ તમોગુણની આવરણશક્તિ અંતઃકરણને પ્રમાદી, આળસુ અને ક્રિયાશૂન્ય બનાવી ઢાંકી દે છે કે આચ્છાદિત કરે છે. આમ, શુદ્ધ અંતઃકરણ કે બુદ્ધિને આત્મતત્ત્વનું યથાર્થ જ્ઞાન ન થવા દેવું અને મુમુક્ષુને સ્વરૂપથી અજ્ઞેય અને અજ્ઞાત રાખી તેનો આત્મજ્ઞાનનો પંથ રૂંધી નાંખવો તે જ તમોગુણથી ઉત્પન્ન થયેલું બંધન છે. આવા બંધનને જન્માવનાર શક્તિને આવરણશક્તિ કહેવામાં આવે છે.

(છંદ–શિખરિણી)

तिरोभूते स्वात्मन्यमलतरतेजोवति पुमान्
अनात्मानं मोहादहमिति शरीरं कलयति ।
ततः कामक्रोधप्रभृतिभिरमुं बन्धनगुणैः
परं विक्षेपाख्या रजस उरुशक्तिर्व्यथयति ॥१४२॥

**अमलतरतेजोवति** = અતિ નિર્મળ તેજવાળું
**स्वात्मनि तिरोभूते** = આત્મતત્ત્વ ઢંકાઈ જાય છે ત્યારે
**पुमान्** = પુરુષ
**मोहात्** = મોહને લીધે
**अनात्मानं शरीरम्**=અનાત્મા શરીરને
**'अहं' इति**='(આ)હું જ છું' એમ
**कलयति** = સમજે છે.
**ततः** = તેથી
**विक्षेपाख्या** ='વિક્ષેપ' નામની
**रजसः** = રજોગુણની
**परं उरुशक्तिः** =મહાન શક્તિ
**कामक्रोधप्रभृतिभिः**=કામ, ક્રોધ જેવા
**बन्धनगुणैः** = બંધનમાં નાંખનાર ગુણો વડે
**अमुम्** = એને
**व्यथयति** = બહુ હેરાન કરે છે.

પૂર્વે જણાવ્યા મુજબ તમોગુણની આવરણશક્તિથી આત્મતત્ત્વ ઢંકાઈ જાય છે. અર્થાત્ મુમુક્ષુ, આત્મજ્ઞાન પ્રાપ્તિમાં આળસુ અને પ્રમાદી બને છે. તેમ હોવાથી જ પોતાના આત્મસ્વરૂપનું અજ્ઞાન ઊભું થાય છે. આવું અજ્ઞાન જ શરીર સાથે તાદાત્મ્ય કરી શરીરમાં અહંભાવ કે મમભાવ પેદા કરી 'હું શરીર' કે 'શરીર મારું' એવા ભાવથી મોહને કારણે પીડાય છે. આમ, તમોગુણના આવરણથી પ્રભાવશાળી અને પ્રબળ બનેલો મોહ તથા અજ્ઞાન જ કામ અને ક્રોધ જેવા બંધનકારક ગુણોને વિકસાવે છે. કામ અને ક્રોધ બન્ને મુમુક્ષુને આત્મસ્વરૂપથી વિમુખ કરી ઇન્દ્રિયભોગના વિષયો તરફ જગતમાં ખેંચી જાય છે અને ક્ષણભંગુર સુખ અપાવી તેવા સુખનો નાશ થતાં ભોગીને પુનઃ દુઃખમાં નાંખે છે. આમ, સુખદુઃખરૂપી વિક્ષેપ ઊભો કરી મુમુક્ષુને બંધનમાં નાંખે છે. આવી ચિત્તની ચંચળતા કે સ્વરૂપજ્ઞાનમાં વિક્ષેપ કરનારી રજોગુણની વિક્ષેપશક્તિ જ બંધનકારક છે તેવું સમજવું જોઈએ. આવી વિક્ષેપશક્તિ બળવાન થઈ મુમુક્ષુને દુઃખી કરે છે. આ વિક્ષેપશક્તિ આવરણશક્તિનું જ પરિણામ છે. માટે પ્રત્યેક મુમુક્ષુએ વિક્ષેપ અને આવરણશક્તિથી બચવા પ્રયાસ કરવો જોઈએ.

(છંદ-શિખરિણી)

महामोहग्राहग्रसनगलितात्मावगमनो
धियो नानावस्थाः स्वयमभिनयंस्तद्गुणतया ।
अपारे संसारे विषयविषपूरे जलनिधौ
निमज्योन्मज्यायं भ्रमति कुमतिः कुत्सितगतिः ॥१४३॥

महामोहग्राह–ग्रसन–गलितात्मावगमनः = મહામોહરૂપી મગરનો કોળીયો થઈ,ગળી જવાયાથી આત્મજ્ઞાન રહિત બનેલો

अयं कुमतिः = આ ભ્રાન્તબુદ્ધિવાળો

तत्गुणतया = બુદ્ધિના ગુણોથી તદાકાર બનીને

धियः नाना अवस्थाः =બુદ્ધિની (કર્તૃત્વ-ભોક્તૃત્વરૂપી ખોટા તાદાત્મ્યથી ઉત્પન્ન) વિવિધ અવસ્થાઓને

स्वयं अभिनयन् = પોતાની માની વર્તતો
अपारे = અપાર
विषयविषपूरे = વિષયોરૂપી ઝેરથી ભરેલા
संसारे जलनिधौ = સંસારસમુદ્રમાં
निमज्य उन्मज्य = ઉપર નીચે ડૂબકીઓ ખાતો ખાતો
कुत्सितगतिः = હીનગતિને પામીને
भ्रमति = ભમ્યા કરે છે.

(છંદ-ઉપજાતિ)

भानुप्रभासंजनिताभ्रपंक्तिः
भानुं तिरोधाय विजृम्भते यथा ।
आत्मोदिताहंकृतिरात्मतत्त्वं
तथा तिरोधाय विजृम्भते स्वयम् ॥१४४॥

भानु-प्रभा-संजनिता-= સૂર્યના તેજથી ઉત્પન્ન થયેલી
अभ्रपंक्तिः =વાદળાંની હારમાળા
यथा भानुम्=જેમ સૂર્યને
तिरोधाय =ઢાંકી દઈને
विजृम्भते =દેખાયા કરે છે,
तथा =તેમ
आत्मोदिताहंकृतिः = આત્મામાંથી જન્મેલો અહંકાર
आत्मतत्त्वम् =આત્મતત્ત્વને
तिरोधाय =ઢાંકી દઈને
स्वयम् =પોતે
विजृम्भते =પ્રતીત થાય છે.

હવેના બે શ્લોકમાં આવરણ અને વિક્ષેપશક્તિની વિપરીત અસરનું વર્ણન કરતાં જણાવાયું છે કે, તમોગુણની આવરણ શક્તિથી ઉત્પન્ન થયેલા મહામોહ દ્વારા જે કોઈ અજ્ઞાનીનું આત્મજ્ઞાન હણાઈ ગયું છે કે મોહરૂપી મગર દ્વારા જ્ઞાન ગ્રસિત થયું છે તેવો ભ્રાંત કે કુબુદ્ધિપુરુષ વિષયોરૂપી ઝેરથી ભરેલા અપાર સંસારસમુદ્રમાં ડૂબકાં ખાય છે અને ઉર્ધ્વગતિ કે અધોગતિ જેવી યોનીઓમાં ભટકયા કરે છે. આત્મસ્વરૂપથી વંચિત થયેલો

અગર આત્મારૂપી અધિષ્ઠાનનાં અજ્ઞાનથી જન્મેલો જે અહંકાર છે, તે અહંકારને વળગીને અજ્ઞાની 'હું કર્તા', 'હું ભોક્તા', 'હું બળવાન શરીર છું', એવી ભ્રાંતિને અભિવ્યક્ત કરે છે અને સચ્ચિદાનંદ આત્માને આચ્છાદિત કરે છે. જેવી રીતે સૂર્યના તેજથી ઉત્પન્ન થયેલું વાદળું જ સ્વયં સૂર્યને આચ્છાદિત કરી કે ઢાંકી દઈ પોતાના સ્વરૂપને જ અભિવ્યક્ત કરે છે; અગર કેરોસીન કે તેલથી પ્રકાશતું ફાનસ કે દીવો લાંબો સમય પ્રકાશે છે ત્યારે તેના પ્રકાશથી જ ઉત્પન્ન થયેલી કાળી મેશ ચીમની ઉપર આવરણ ઊભું કરે છે અને અંતે પ્રકાશમાન દીપકને જ આચ્છાદિત કરી દઈ કાળી મેશનું જ પ્રદર્શન કરે છે. તેવી જ રીતે અહંકાર, આત્માને આચ્છાદિત કરી, 'હું કર્તા', 'હું સુખી', 'હું ધનવાન', 'હું સત્તાધીશ', 'હું રૂપાળો', 'હું વિદ્વાન', 'હું ભોક્તા','હું દાની', 'હું પુણ્યશાળી', વગેરે અભિવ્યક્તિથી અહંકારનું જ પ્રદર્શન કરે છે.

(છંદ–માલિની)

**कवलितदिननाथे दुर्दिने सान्द्रमेघै–**
**व्यथयति हिमझञ्झावायुरुग्रो यथैतान् ।**
**अविरततमसात्मन्यावृते मूढबुद्धिं**
**क्षपयति बहुदुःखैस्तीव्रविक्षेपशक्तिः ॥१४५॥**

**यथा** = જેમ
**सान्द्रमेघैः दुर्दिने** = ઘાટાં વાદળાંને કારણે છવાયેલા અંધારાવાળા દિવસે
**कवलितदिननाथे** = સૂર્ય ઢંકાઈ જતાં
**उग्रः** = તોફાની
**हिमझञ्झावायुः** = ટાઢો વંટોળીયો
**एतान्** = લોકોને
**व्यथयति** = હેરાન કરે છે (તેમ)
**अविरततमसा** = ગાઢ તમોગુણથી
**आवृते आत्मनि** = આત્મા ઢંકાઈ જતાં
**तीव्रविक्षेपशक्तिः** = રજોગુણની બળવાન વિક્ષેપશક્તિ
**बहुदुःखैः** = બહુપ્રકારનાં દુઃખોથી
**मूढबुद्धिम्** = વિવેકહીન મૂઢને
**क्षपयति** = હેરાન કરે છે.

(છંદ-અનુષ્ટુપ)

**एताभ्यामेव शक्तिभ्यां बन्धः पुंसः समागतः ।**
**याभ्यां विमोहितो देहं मत्वाऽऽत्मानं भ्रमत्ययम् ॥१४६॥**

**एताभ्याम्** = આ બે
**शक्तिभ्यां एव**=(અવિદ્યાની વિક્ષેપ અને આવરણ નામની) શક્તિથી જ
**पुंसः** = જીવને
**बन्धः समागतः**= બંધન આવ્યું છે.
**याभ्याम्** = જેના વડે
**विमोहितः** = અત્યંત મોહિત થઈને
**अयम्** = આ (જીવ)
**देहम्** = સ્થૂળ દેહને
**आत्मानं मत्वा** = આત્મા માનીને
**भ्रमति** = (સંસારચક્રમાં) ભટક્યા કરે છે.

હવે પછીના બે શ્લોકમાં આચાર્યશ્રી, શિષ્યના પૂર્વે એકાવનમાં શ્લોકમાં પૂછાયેલા પ્રશ્નનો '**बंधः कथम् आगतः**' અર્થાત્ બંધન આવ્યું ક્યાંથી? તેનો ઉત્તર આપતા અત્રે જણાવે છે કે બંધન તમોગુણની આવરણશક્તિ અને રજોગુણની વિક્ષેપશક્તિથી જ પેદા થયું છે. તેથી સ્પષ્ટ સમજવું કે, આવરણ અને વિક્ષેપશક્તિ જ બંધનની જનની છે.

જેવી રીતે ચોમાસામાં ઘનઘોર વાદળાંથી સૂર્ય ઢંકાય છે, ઠંડો અને ઝંઝાવાતી વાયરો કે વંટોળ ફૂંકાય છે અને તે વાયરો વાદળોને અહીંથી ત્યાં ઘસડે છે, એક સ્થળેથી અન્ય સ્થળે ફેંકી તેમને છિન્નભિન્ન કરી દે છે. તે જ પ્રમાણે, ઘોર અજ્ઞાન દ્વારા આત્મસ્વરૂપ ઢંકાઈ જતાં રજોગુણની બળવાન વિક્ષેપશક્તિનો વંટોળીયો મંદબુદ્ધિવાળા પુરુષને સુખ અને દુઃખના વિક્ષેપ અને અહંકારના વંટોળમાં ફેરવી અનેક પ્રકારના દુઃખ દે છે અને વાદળો જેમ અહીંથી ત્યાં અનેક યોનીઓમાં ભ્રમણ કરાવી બંધન પેદા કરે છે.

અત્રે '**एतान् व्यथयति**'નો એવો અર્થ પણ કરી શકાય કે, ઠંડો ઉગ્ર વંટોળીયો, '**एतान्**' અર્થાત્ વટેમાર્ગુ કે પ્રવાસીઓને વ્યથા ઉપજાવે છે કે દુઃખ દે છે. જેમ ઠંડો ઉગ્ર વંટોળીયારૂપી પવન યાત્રી કે પથિકોને

દુઃખ દે છે, તેવી જ રીતે તમોગુણની આવરણશક્તિ કે રજોગુણની વિક્ષેપશક્તિ મૂઢબુદ્ધિ પુરુષને કે મોહગ્રસ્ત પુરુષને દુઃખ દે છે. નિષ્કર્ષ એટલો જ છે કે, આવરણ અને વિક્ષેપશક્તિમાંથી જ બંધન આવ્યું છે અને તેવા બંધન કે મોહમાં સપડાયેલો પુરુષ, દેહને આત્મા માની સંસારસાગરમાં કે જન્મમૃત્યુના ચક્રમાં ભટકયા કરે છે.

(છંદ-શાર્દૂલવિક્રીડિત)

बीजं संसृतिभूमिजस्य तु तमो देहात्मधीरंकुरो
रागः पल्लवमम्बु कर्म तु वपुः स्कन्धोऽसवः शाखिकाः ।
अग्राणीन्द्रियसंहतिश्च विषयाः पुष्पाणि दुःखं फलं
नानाकर्मसमुद्भवं बहुविधं भोक्ताऽत्र जीवः खगः ॥१४७॥

संसृतिभूमिजस्य बीजं तु तमः = સંસારરૂપી વૃક્ષનું બીજ અજ્ઞાન જ છે.
अंकुरः देहात्मधीः = અંકુર, સ્થૂળ શરીરમાં આત્મબુદ્ધિ છે.
पल्लवं रागः = પાંદડા રાગ છે,
अम्बु कर्म = જળ કર્મ છે,
स्कन्धः तु वपुः = થડ શરીર છે,
शाखिकाः असवः = શાખાઓ પ્રાણો છે,
अग्राणि इन्द्रियसंहतिः च = ઇન્દ્રિયોનો સમુદાય ટોચો છે અને
पुष्पाणि विषयाः = પુષ્પો વિષયો છે,
फलं नानाकर्मसमुद्भवं बहुविधं दुःखम् = અનેક કર્મોથી ઉત્પન્ન થયેલું ઘણા પ્રકારનું દુઃખ 'ફળ' છે,
अत्र = આ સંસારરૂપી વૃક્ષમાં
भोक्ता जीवः = ફળનો ભોગવનારો જીવ
खगः = પક્ષી (છે.)

## સંસારવૃક્ષનું વર્ણન

ભગવદ્ગીતાના પંદરમાં અધ્યાયમાં તથા કઠોપનિષદમાં

સંસારને વૃક્ષની ઉપમા આપી વર્ણન કર્યું છે અને મુંડક શ્રુતિમાં એક જ વૃક્ષ ઉપર બેઠેલા જીવ અને પરમાત્મારૂપી પક્ષીની વાત કરી છે. તેનો સમન્વય કરી પ્રસ્તુત શ્લોકમાં, સંસારવૃક્ષનું વર્ણન કર્યું છે.

આ સંસારરૂપી વૃક્ષનું બીજ અર્થાત્ ઉપાદાન કારણ અજ્ઞાન છે એવું સમજાવવામાં આવ્યું છે. અજ્ઞાનરૂપી બીજથી જન્મેલો સંસાર ભલે અનાદિ હોય, પરંતુ અંતવાન હોવો જ જોઈએ. કારણકે તેનું 'કારણ' કે બીજ, જે અજ્ઞાન છે તે પોતે જ અનાદિ અને સાંત છે. આવા અજ્ઞાનરૂપી સંસારવૃક્ષમાં જે ફણગો કે અંકુર ફૂટે છે તે અંકુર એટલે દેહને જ આત્મા માનવો, એવાં ભ્રાંતિરૂપી ફણગો કે અંકુર છે. તે જ પ્રમાણે શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધ જેવા વિષયોમાં રાગ, આસક્તિ કે મોહ થવો, તેને વૃક્ષના પાંદડાં ગણાવ્યા છે. જીવાત્મા દ્વારા સંસારમાં જે કોઈ કર્મ થાય છે તેને જળ કહ્યું છે અર્થાત્ કર્મરૂપી જળથી જ સંસારવૃક્ષ પુષ્ટ થાય છે અને વૃદ્ધિ પામે છે. શરીરને એ જ વૃક્ષનું થડ ગણાવ્યું છે, પ્રાણ એ વૃક્ષની અનેક ડાળીઓ છે અને ઇન્દ્રિયોનો સમુદાય એ ડાળીઓનો અગ્ર ભાગ છે. તે જ પ્રમાણે ઇન્દ્રિયોના વિષયો એ પુષ્પો છે. તદુપરાંત વિવિધ કર્મોથી ઉત્પન્ન થયેલાં અનેક પ્રકારનાં દુ:ખો એ જ જુદાં જુદાં ફળ કહેવામાં આવે છે. આવા કર્મોથી ઉત્પન્ન સુખ-દુ:ખરૂપી ફળને વૃક્ષ ઉપર રહેનારું જીવરૂપી પક્ષી ભોક્તાભાવે ભોગવે છે.

આવા વર્ણનથી સ્પષ્ટ થયું કે જીવાત્મારૂપી પક્ષી સંસારવૃક્ષ ઉપર બેસી, કર્મના સુખ-દુ:ખરૂપી ફળને ભોગવે છે. પરંતુ તે જ સંસારવૃક્ષ ઉપર અન્ય પક્ષી કે જે કર્મના ફળ ચાખતું નથી પણ સાક્ષીભાવે જોયા કરે છે તેને જ અભોક્તા પરમાત્મા કહેવાય છે. સુજ્ઞ મુમુક્ષુએ સંસારવૃક્ષના જીવરૂપી પક્ષી સાથે તાદાત્મ્ય ન કરતા સાક્ષીરૂપી પક્ષી, પરમાત્મા સાથે ઐક્ય સાધવું જોઈએ અને 'હું સાક્ષી પરમાત્મા છું', એવું જ જ્ઞાન પ્રાપ્ત કરવું જોઈએ. તો જ સંસારરૂપી વૃક્ષનું છેદન થઈ શકે અને તેની આસક્તિથી બચી શકાય.

(છંદ-ઉપજાતિ)

अज्ञानमूलोऽयमनात्मबन्धो
नैसर्गिकोऽनादिरनन्त ईरितः ।
जन्माप्ययव्याधिजरादिदुःख-
प्रवाहपातं जनयत्यमुष्य ॥१४८॥

| | |
|---|---|
| अज्ञानमूलः | = અજ્ઞાનરૂપી મૂળવાળું |
| अयम् | = આ |
| अनात्मबन्धः | = અનાત્માનું બંધન |
| नैसर्गिकः | = સ્વાભાવિક |
| अनादिः अनन्तः | = અનાદિ અને અનન્ત (છે એમ) |
| ईरितः | = કહેવાય છે. |
| अमुष्य | = (જે) આ જીવને |
| जन्म–अप्यय–व्याधि–जरादि | = જન્મ,મરણ,વ્યાધિ, ઘડપણ વગેરે |
| दुःखप्रवाहपातं जनयति | = દુ:ખપ્રવાહમાં પાડયા કરે છે. |

## બંધનનું સ્વરૂપ

પૂર્વે બંધનની વ્યાખ્યા, તે ક્યાંથી આવ્યું? તેનુ કારણ શું છે? વગેરે વિષયોની વિવેચના થઈ ગયા બાદ હવે તેનું સ્વરૂપ સમજાવતાં કહ્યું છે કે, અજ્ઞાન જ બંધનનું 'કારણ' કે 'મૂળ' છે. આ સંસારરૂપી બંધન સહજ સ્વાભાવિક અને નૈસર્ગિક છે. જેમ અજ્ઞાન સંસ્કારગત, અનાદિ અને સહજ છે તેવી જ રીતે બંધન પણ કોઈ વિશેષ પ્રયત્ન વિના આપોઆપ કે અનાયાસે જ અજ્ઞાનથી ઉત્પન્ન થાય છે. માટે જ તેને સંસ્કારગત કે સ્વાભાવિક કહ્યું છે. કોઈ પણ વિશેષ પ્રયત્ન વિના જે જન્મે તે સહજ કે નૈસર્ગિક કહેવાય. બંધનનું પણ તેવું જ છે. માટે જ તેના સ્વરૂપને નૈસર્ગિક કહેવાય છે. આવું નૈસર્ગિક બંધન ક્યારે ઉત્પન્ન થયું?, તેની શરૂઆત, પ્રારંભ અથવા આદિ કોઈ જાણતું નથી, માટે જ તેને અનાદિ કહેવાય

છે. તેવો ઘટસ્ફોટ અત્રે સરળતાથી સમજાય તેવો છે. પરંતુ શ્લોકમાં જણાવ્યું છે કે બંધન **'अनादिरनन्त ईरितः'** અર્થાત્ બંધન અનાદિ અને અનંત છે એમ કહેવાય છે. આથી મૂંઝવણ થાય છે કે જો બંધન અંત વિનાનું અનંત હોય તો તો બંધનથી કોઈ પણ પ્રયત્ને કોઈનો છૂટકારો થઈ શકે નહીં અને બંધનથી મુક્તિ તો મળે જ નહીં. તો પછી મોક્ષાર્થે આપણાં પ્રયત્નો વ્યર્થ અને નકામા થઈ જાય. મોક્ષ કે મુક્તિ માટેના શાસ્ત્રના વચનો મિથ્યા ઠરે. આમ હોવાથી વ્યાખ્યાનો વિવેકયુક્ત ઘટસ્ફોટ કરવો અનિવાર્ય છે.

બંધનને અત્રે અનંત કહ્યું, તેનો અર્થ એવો નથી કે તેનો અંત જ ન આવે. પરંતુ બંધનથી છૂટવું કષ્ટમય, અઘરું અને દુષ્કર છે તેવું જણાવવા માટે જ તેને અનંત કહ્યું છે. તત્ત્વાર્થે તો બંધન કોઈ પણ પ્રકારે, કોઈ પણ કર્મથી તૂટે તેમ નથી; આત્મજ્ઞાન માત્રથી જ બંધનનો અને તેના કારણ, અજ્ઞાનનો એક સાથે બાધ થઈ શકે તેમ છે. અર્થાત્ જ્ઞાન વિના બંધનનો અંત આવે તેમ નથી માટે કહ્યું છે કે તે અનંત છે. બાકી તત્ત્વાર્થે બંધન અનાદિ અવશ્ય છે છતાં સાંત છે. ઉપરાંત અજ્ઞાનના લીધે જ બંધન ઉત્પન્ન થાય છે અને અજ્ઞાનરૂપી બંધનમાં જ જન્મ, જરા અને મૃત્યુરૂપી પ્રવાહનિત્યત્વ રહેલું છે. ગીતા પણ જણાવે છે કે જેનો જન્મ છે તેનું મોત નિશ્ચિત છે અને જેને મૃત્યુ છે તેનો પુનર્જન્મ અવશ્ય થાય છે.

**" जातस्य हि ध्रुवो मृत्युः ध्रुवं जन्म मृतस्य च "** (ભ.ગીતા-૨/૨૭)

આવા જન્મમૃત્યુરૂપી બંધનના ચક્રમાં પ્રવાહનિત્યત્વ જણાય છે માટે પણ અત્રે તેવા બંધનને અનંત કહેવાયું છે. પણ સુજ્ઞ મુમુક્ષુ તેનો શબ્દાર્થ ન લેતા લક્ષ્યાર્થે સમજી શકશે કે બંધનનો બાધ કરવાની દુષ્કરતાને લીધે જ તેને અનંત કહેવાયું છે. વાસ્તવમાં તે અનાદિ હોવા છતાં જ્ઞાનમાં અંત પામે તેવું છે. ઉપરોક્ત બંધન જ જીવાત્માને જન્મ, મરણ, વ્યાધિ અને ઘડપણ જેવા દુ:ખના પ્રવાહમાં નાંખી, સંસારરૂપી બંધન પેદા કરી, તેને ભવસાગરમાં ફસાવે છે.

(છંદ-ઇન્દ્રવંશા)

नास्त्रैर्न शस्त्रैरनिलेन वह्निना
छेत्तुं न शक्यो न च कर्मकोटिभिः ।
विवेकविज्ञानमहासिना विना
धातुः प्रसादेन सितेन मञ्जुना ॥१४६॥

धातुः प्रसादेन = (આ બંધન) छेत्तुं न शक्यः = છેદવું શક્ય નથી.
સર્જનહારની કૃપાથી પ્રાપ્ત થયેલ, न अस्त्रैः = અસ્ત્રોથી નહીં
सितेन = ધારદાર (અને) न शस्त्रैः = શસ્ત્રોથી નહીં
मञ्जुना = સુંદર अनिलेन वह्निना =પવન, અગ્નિ(કે)
विवेकविज्ञान– = વિવેકજ્ઞાનરૂપી कर्मकोटिभिः च न = કરોડો કર્મોથી
महासिना विना= મોટી તલવાર વિના (પણ) નહીં.

## આત્મજ્ઞાનની સ્તુતિ

બંધનના વિસ્તૃત વિવેચન બાદ જે બંધન માટે કહેવાયું કે તે નૈસર્ગિક તથા અનાદિ અને અનંત છે અર્થાત્ તેને તોડવું કે બાધ કરવો દુષ્કર છે. કારણ કે બંધનમાં જન્મ, જરા અને મૃત્યુરૂપી પ્રવાહનિત્યત્વ છે. તે જ બંધનથી મુક્ત થવાનો અજોડ ઉપાય માત્ર આત્મજ્ઞાન છે. તેવું જણાવી આત્મજ્ઞાનની પ્રશંસા અત્રે કરી છે અને આત્મજ્ઞાન જ બંધનથી મુક્ત થવાનો ઉપાય છે, તેવું પ્રસ્થાપિત કરેલું છે.

બંધનનો બાધ કરવો એ કેટલું દુષ્કર છે તેવું સમજાવતાં જણાવાયું છે કે માત્ર બુદ્ધિબળે કે પંડિતાઈથી ન તો બંધનનું મૂળ સમજી શકાય કે ન તો તેને નિર્મૂળ કરી શકાય. તેથી જો કોઈ તર્ક-વિતર્ક, બુદ્ધિચાતુર્ય, વિદ્વતા અગર સ્નાન-દાન, યજ્ઞ-યાગ, તીર્થયાત્રા, વ્રત કે ઉપવાસ, તપશ્ચર્યા કે યોગ જેવા કરોડો કર્મોથી, કરોડો જન્મો સુધી પણ બંધનથી મુક્ત થવા કે તેનો નાશ કરવાનો પ્રયત્ન કરશે, તો તેમાં સરિયામ નિષ્ફળતા જ મળશે.

સ્થૂળ શરીર દ્વારા થતા બાહ્ય પ્રયત્નોથી સંસારબંધનનો નાશ કરી શકાય તેમ નથી, તેથી સમજાવવા અત્રે શંકરાચાર્યજી કહે છે કે, અજ્ઞાનજન્ય આ બંધન શસ્ત્ર કે અસ્ત્ર વડે છેદી શકાય તેમ નથી.'**नास्त्रैः न शस्त्रैः**' ઉપરાંત બંધનનું મૂળ તો અજ્ઞાન છે. તેથી તેને દૂર કરવા તેનું પૂર્ણવિરોધી જ્ઞાન માત્ર જ આવશ્યક છે. જેમ અંધારતિમિર ટાળવા માત્ર પ્રકાશની જ આવશ્યકતા છે. ભલેને પછી કોઈ ગુફામાં હજારો વર્ષોથી અંધારું હોય, છતાં ક્ષણમાત્રના પ્રકાશથી જ તે દૂર થઈ શકે તેમ છે. તેને માટે વર્ષો સુધી દીપક ઝળહળતો રાખવાની જરૂર હોતી નથી. તેવી જ રીતે જન્મોજન્મનું મોહ કે અજ્ઞાનરૂપી બંધન, આત્મજ્ઞાનના પ્રકાશમાં વીજળી વેગે પલાયન થઈ ધ્વસ્ત થઈ જાય છે. પરંતુ પ્રશ્ન એ છે કે, આવું આત્મજ્ઞાન પ્રાપ્ત થાય કઈ રીતે? તો તેની એક પૂર્વશરત પસ્તુત શ્લોકમાં જણાવવામાં આવી છે કે,'**धातुः प्रसादेन विना छेत्तुम् न शक्यः ।**' અર્થાત્ મુમુક્ષુત્વ હોય, બુદ્ધિ હોય, શાસ્ત્રો અને અધ્યયનની સગવડતા ઉપલબ્ધ હોય, છતાં પણ ઈશ્વરના કૃપાપ્રસાદ વિના બંધનનું છેદન કરવું શક્ય નથી. આવી સ્પષ્ટતા ઉપર ભાર મૂકતાં આચાર્યશ્રીએ જણાવ્યું કે ઈશ્વરની કૃપા વગર અસ્ત્ર કે શસ્ત્ર, પવન કે અગ્નિ, કરોડો કર્મો કે ઉપાસનાઓ, બંધનનો ઉચ્છેદ કરવામાં સમર્થ નથી.

તાત્પર્યમાં, મુમુક્ષુને સંદેશ છે કે, પરમાત્માની પાવન કૃપાનું પ્રિય પાત્ર બની, તેવી કૃપાના બળે સૂક્ષ્મ બુદ્ધિરૂપી તીક્ષ્ણ તલવાર પર આત્માનાત્માવિવેકનું પાણી ચઢાવી તેવી વિવેકવિજ્ઞાનરૂપી તલવાર દ્વારા દૃઢતાપૂર્વક સંદેહ-મુક્ત થઈ, એક જ ઝાટકે સંસારબંધનને તેના અજ્ઞાનરૂપી મૂળ સહિત કાપી, સુખથી વિહાર કર.

(છંદ-ઉપજાતિ)

श्रुतिप्रमाणैकमतेः स्वधर्म-
निष्ठा तयैवात्मविशुद्धिरस्य ।
विशुद्धबुद्धेः परमात्मवेदनं
तेनैव संसारसमूलनाशः ॥१५०॥

श्रुतिप्रमाण–एकमतेः = વેદના પ્રમાણોમાં પરિપક્વ બુદ્ધિવાળાને
स्वधर्मनिष्ठा = પોતાના ધર્મમાં નિષ્ઠા(પ્રાપ્ત થાય છે)
तया एव = તેનાથી જ
अस्य = આ(સાધક)ની
आत्मविशुद्धिः = અંતઃકરણની શુદ્ધિ થાય છે.
विशुद्धबुद्धेः = જેની બુદ્ધિ અત્યંત શુદ્ધ થઈ છે તેને
परमात्मवेदनम् = પરમાત્માનું જ્ઞાન થાય છે.
तेन एव = તેના વડે જ
संसार–समूलनाशः = સંસારનો મૂળસહિત નાશ સંભવ છે.

ઈશ્વરકૃપાને જેમ આત્મજ્ઞાનમાં અનિવાર્ય પૂર્વશરત ગણવામાં આવી તેવી જ રીતે અત્રે જણાવ્યું છે કે શ્રુતિ કે ઉપનિષદના વાક્યોને જે અંતિમ નિષ્કર્ષ કે પ્રમાણ સમજે અર્થાત્ વેદ કે શાસ્ત્રોના શબ્દને જે પ્રમાણ તરીકે સ્વીકારે છે અને શ્રુતિના ઉપદેશમાં શંકા કરતો નથી કે તેના આદેશો પ્રત્યે પ્રતિક્રિયા દાખવતો નથી, તેવી શબ્દપ્રમાણને સ્વીકારવાની બુદ્ધિવાળા પુરુષોને જ પોતાના ધર્મમાં શ્રદ્ધા કે નિષ્ઠા ઉત્પન્ન થાય છે. આથી સ્પષ્ટ થાય છે કે આત્મજ્ઞાન માટે શ્રુતિવાક્ય કે વેદના શબ્દપ્રમાણનો સ્વીકાર કરવો ખૂબ મહત્ત્વનું છે. કારણ કે આત્મા નથી ઇન્દ્રિયગમ્ય, તેથી તે પ્રત્યક્ષ થઈ શકે નહીં. તેમજ નથી તે અનુમાનગમ્ય, તેથી તર્ક કે બુદ્ધિનો વિષય પણ થઈ શકે નહીં. આમ, તે પરોક્ષ નથી. આવું હોવાથી આત્મજ્ઞાન સંદર્ભે જો ઇન્દ્રિયો કે મન-બુદ્ધિ પ્રમાણ ન થઈ શકે તો આત્માને પ્રમાણિત કરવો કઈ રીતે? માટે જ અત્રે શ્રુતિવાક્ય કે શબ્દપ્રમાણનું મહત્ત્વ સૂચવ્યું છે. પંચદશીકારે પણ "त्वं दशमोऽसि ।" (પંચદશી-૭/૫૮) "તું દસમો છે," તેવા ખ્યાતનામ દૃષ્ટાંત દ્વારા, ગુરુ દ્વારા અપાયેલા શબ્દપ્રમાણનું મહત્ત્વ જ સૂચવ્યું છે. અત્રે પણ એવું જ સૂચવાયું છે કે શાસ્ત્રોના વાક્યો કે શબ્દો જો જ્ઞાની ગુરુ દ્વારા અજ્ઞાનનિવૃત્તિ માટે ઉપદેશવામાં આવે તો તે આત્મસાક્ષાત્કારનું અજોડ સાધન કે પ્રમાણ બને છે. આમ, શ્રુતિપ્રમાણની મહત્તા સૂચવી જણાવ્યું કે, તેવા પ્રમાણને સ્વીકારવાથી

જ સ્વધર્મમાં શ્રદ્ધા ઉપજે છે અને તેવી શ્રદ્ધાથી જ ચિત્તશુદ્ધિ થાય છે. તેવો નિર્દેશ કરી અત્રે જણાવ્યું છે કે ચિત્તશુદ્ધિવાળાને જ કે વિશુદ્ધ બુદ્ધિવાળાને પરમાત્માનું જ્ઞાન થાય છે. તેવા આત્મજ્ઞાન દ્વારા જ સંસારનો તેના બંધન કે અજ્ઞાનરૂપી મૂળ સાથે નાશ થાય છે. આવી રીતે જેમ ઈશ્વરકૃપાની આત્મજ્ઞાન માટે અનિવાર્યતા પૂર્વે જણાવાઈ, તે જ પ્રમાણે અન્ય સાધનો જેવાં કે શ્રુતિના શબ્દો કે વાક્યોમાં પ્રમાણબુદ્ધિ અને તે દ્વારા જન્મેલી શ્રદ્ધા તથા તેના પરિપાકરૂપે પ્રાપ્ત થયેલી અંતઃકરણશુદ્ધિ પણ પરમાત્માના જ્ઞાન માટે તથા સંસારનિવૃત્તિ માટે અત્યંત મહત્ત્વના છે.

(છંદ–ગીતિ)

कोशैरन्नमयाद्यैः पञ्चभिरात्मा न संवृतो भाति ।
निजशक्तिसमुत्पन्नैः शैवालपटलैरिवाम्बु वापिस्थम् ॥१५१॥

| | |
|---|---|
| शैवालपटलैः | = શેવાળના પડોથી |
| वापिस्थं अम्बु इव | = કૂવાના ઢંકાયેલ પાણીની જેમ |
| निजशक्तिसमुत्पन्नैः | = પોતાની (અવિદ્યારૂપ) શક્તિમાંથી ઉત્પન્ન થયેલા |
| अन्नमयाद्यैः | = અન્નમય વગેરે |
| पञ्चभिः कोशैः | = પાંચ કોશોથી |
| संवृतः | = ઢંકાયેલો |
| आत्मा | = આત્મા |
| न भाति | = દેખાતો નથી. |

(છંદ–ગીતિ)

तच्छैवालापनये सम्यक् सलिलं प्रतीयते शुद्धम् ।
तृष्णासन्तापहरं सद्यः सौख्यप्रदं परः पुंसः ॥१५२॥
पञ्चानामपि कोशानामपवादे विभात्ययं शुद्धः ।
नित्यानन्दैकरसः प्रत्यग्रूपः परः स्वयंज्योतिः ॥१५३॥

तत् शैवालापनये = (જેવી રીતે) તે લીલને દૂર કરવાથી
पुंसः सद्यः = મનુષ્યને તરત જ
तृष्णासन्तापहरम् = તરસના સંતાપને દૂર કરનારું,
परं सौख्यप्रदम् = પરમ સુખને આપનારું,
शुद्धं सलिलम् = શુદ્ધ જળ
सम्यक् प्रतीयते = સ્પષ્ટ દેખાય છે (તેવી રીતે)
पञ्चानां अपि कोशानाम् = પાંચે પાંચ કોશોનો
अपवादे = બાધ કરવાથી
नित्यानन्दैकरसः = નિત્ય, આનંદરૂપ, એકરસ
प्रत्यक्–रूपः = પ્રત્યક્સ્વરૂપ
परः = અવિદ્યાથી પર,
स्वयंज्योतिः = સ્વયંપ્રકાશ
शुद्धः = શુદ્ધ
अयम् = આ (પરમાત્મા)
विभाति = પ્રકાશે છે.

(છંદ-આર્યા)

आत्मानात्माविवेकः कर्तव्यो बन्धमुक्तये विदुषा ।
तेनैवानन्दी भवति स्वं विज्ञाय सच्चिदानन्दम् ॥१५४॥

विदुषा = (માટે) વિદ્વાને
बन्धमुक्तये = સંસાર-બંધનથી છૂટવા
आत्मा–अनात्माविवेकः = આત્મા અને અનાત્માનો વિવેક
कर्तव्यः = કરવો જોઈએ.
तेन एव = તે (વિવેક) વડે જ
सच्चिदानन्दं स्वम् = પોતાને સત,ચિત અને આનંદરૂપ
विज्ञाय = જાણીને
आनन्दी भवति = આનંદસ્વરૂપ બની જાય છે.

આચાર્યશ્રી પંચકોશનું વિવેચન પ્રારંભ કરવાના છે. પરંતુ તે પૂર્વે પંચકોશની પ્રસ્તાવના રૂપે અત્રે શ્લોકચતુષ્ટય દ્વારા તેનો ઉલ્લેખ કરી મુમુક્ષુ કે સાધકને પંચકોશ સમજવા માટે તૈયાર કરતા જણાવે છે કે, જેવી રીતે પાણીમાંથી જ ઉત્પન્ન થયેલી લીલ કે શેવાળ પાણી ઉપર તરતી થાય છે અને સ્વયં પાણીને જ ઢાંકી દે છે, જેવી રીતે સૂર્યથી ઉત્પન્ન થયેલું વાદળું સૂર્યને ઢાંકે છે અને ફાનસમાં રહેલા દીપકથી ઉત્પન્ન થયેલી મેશ, કાચ ઉપર લાગી દીપકને આચ્છાદિત કરી દે છે, તેવી જ રીતે આત્માના આશ્રયે અને આત્માની માયાશક્તિથી જ ઉત્પન્ન થયેલા અન્નમય, પ્રાણમય, મનોમય, વિજ્ઞાનમય અને આનંદમય જેવા કોશો પોતે પોતાને અભિવ્યક્ત કરી સ્વયં આત્માને જ ઢાંકી દે છે. જેમ શેવાળ કે લીલ પોતે પોતાનું દર્શન કરાવી જળને ઢાંકી દે છે, છતાં તરસ્યો માણસ જે ક્ષણે હાથથી શેવાળને દૂર કરે છે તે જ ક્ષણે તેને તૃષાતૃપ્ત કરનારું અને તૃષાનું દર્દ દૂર કરનારું સુખપ્રદ પાણી પ્રાપ્ત થાય છે. તેમ છતાં સમજવાનું કે પાણી પેદા થતું નથી, પાણી તો હતું જ, પરંતુ લીલ કે શેવાળના આવરણથી દેખાતું ન હતું. તેવી જ રીતે વિવેક-વિજ્ઞાનરૂપી પ્રયત્ન દ્વારા જ્યારે મુમુક્ષુ ઉપરોક્ત પાંચેય કોશોની ભ્રાંતિને દૂર કરે છે, શેવાળની જેમ પાંચકોશોનું આવરણ દૂર કરે છે અને વિવેકવિજ્ઞાનથી સમજે છે કે હું પાંચેય કોશોથી ન્યારો, અસંગ અને આવરણમુક્ત છું. એટલું જ નહિ, વાસ્તવમાં હું તો શુદ્ધ, નિત્ય અને આનંદસ્વરૂપવાળો, અખંડરસમય, એક, અંતર્યામી અને પ્રકાશસ્વરૂપ છું, ત્યારે તે પોતાને જ પરમાત્મારૂપે જાણે છે. આમ, લીલ જેવું પંચકોશનું આવરણ દૂર થતાં જ, અનાવૃત્ત થયેલા પોતાના સચ્ચિદાનંદ સ્વરૂપનો મુમુક્ષુને સાક્ષાત્કાર થાય છે. પૂર્વે જણાવ્યું છે તેમ સમજવું કે જેમ લીલ દૂર કરવાથી પાણીનો જન્મ થતો નથી કે તે પેદા થતું નથી, તેવી જ રીતે પંચકોશરૂપી આવરણ દૂર થતાં આત્મા કે મુક્તિ કંઈ પેદા થતી નથી. આત્મા તો નિત્ય, મુક્ત સ્વભાવે હતો જ પરંતુ આવરણના લીધે દેખાતો ન હતો. તેથી સ્પષ્ટ જ છે કે તે પ્રાપ્ત જ હતો પણ જણાતો

ન હતો. પંચકોશનું અનાવરણ થતાં જ તે આત્મસાક્ષાત્કારરૂપે જણાય છે. આવી મુક્તિ કે મોક્ષને શાસ્ત્રમાં '**प्राप्तस्य प्राप्तिः**' કહેવામાં આવે છે.

આવી '**प्राप्तस्य प्राप्तिः**' માટે આ શ્લોકચતુષ્ટયને અંતે જણાવાયું છે કે, આત્મા જડ દેહથી જુદો છે, તેવો આત્મા અને અનાત્માનો વિવેક કરવો જોઈએ. '**आत्मानात्मा विवेकः कर्तव्यः ।**' આવો આત્મા અને અનાત્માનો વિવેક અર્થાત્ તે બંનેને સૂક્ષ્મ બુદ્ધિથી છૂટાં પાડવાની પ્રક્રિયાથી જ સંસારરૂપી બંધન છૂટે છે. વિદ્વાન તેવા બંધનથી મુક્ત થાય છે. માટે દરેક વિચારક વિદ્વાને આવો વિવેક કરી પોતાને પંચકોશ અને જડ શરીરથી જુદો, સત-ચિત અને આનંદ તરીકે જાણવો જોઈએ. વિદ્વાનો આવી રીતે દેહથી જુદું પોતાનું સ્વરૂપ જાણી આનંદ અનુભવે છે.

(છંદ-ઉપજાતિ)

**मुञ्जादिषीकामिव दृश्यवर्गात्**
**प्रत्यञ्चमात्मानमसङ्गमक्रियम् ।**
**विविच्य तत्र प्रविलाप्य सर्वं**
**तदात्मना तिष्ठति यः स मुक्तः ॥१५५॥**

**मुञ्जात् इषीकां इव** = મુંજથી સળીની જેમ (મુંજની સળીને મુંજથી જુદી સમજી લેવાય છે તેમ)
**दृश्यवर्गात्** = દેખાતા સર્વ પદાર્થોથી જુદો,
**प्रत्यञ्चम्** = સર્વની અંદર રહેલો,
**असङ्गम्** = અસંગ
**अक्रियम्** = નિષ્ક્રિય,
**आत्मानम्** = આત્માને
**विविच्य** = સર્વથી જુદો સમજીને
**तत्र सर्वं प्रविलाप्य** = આત્મામાં જ સર્વનો વિલય કરીને
**यः तत्-आत्मना** = જે તેવા આત્મસ્વરૂપે

तिष्ठति = રહે છે

सः मुक्तः = તે મુક્ત છે.

## વિવેકી જ મુક્ત છે.

જેવી રીતે એક પ્રકારના ઘાસની સળી જેને મુંજ કહેવાય છે તે ઘાસની સળી ઉપર રહેલું સૂક્ષ્મ ઘાસનું પડ દૂર કરી, વિવેકી પુરુષ તેની મધ્યમાં રહેલી સળીને ઘાસ કે તૃણથી ભિન્ન અને અલગ જુએ છે તેમજ તે બન્નેનો ભેદ સમજે છે. તે જ પ્રમાણે આત્મા-અનાત્માના વિવેકથી સંપન્ન પુરુષ, સર્વ દૃશ્યવર્ગના પ્રાણી-પદાર્થોનાં શરીરોની ભીતર રહેલા નિર્વિકાર અને અસંગ આત્માને દૃશ્ય અને જડ શરીરોથી ઉપરોક્ત સળીની જેમ દૂર કરી આત્માને, નાશવાન શરીરોથી કે દૃશ્યવર્ગથી જુદો જાણે છે. ઉપરાંત તમામ દૃશ્યવર્ગને અર્થાત્ જડ શરીરોને અધિષ્ઠાનરૂપી આત્મામાં આરોપ તરીકે સમજી તેવા મિથ્યા આરોપનો અધિષ્ઠાનમાં વિલય કરીને માત્ર અદ્વિતીય, અખંડ, અભેદ આત્મામાં જ વિહાર કરતો જીવન ગાળે છે તેને મુક્ત પુરુષ કહેવામાં આવે છે.

નિષ્કર્ષમાં સમજવાનું કે જેની પાસે આત્માનાત્માના વિવેકરૂપી સૂક્ષ્મ બુદ્ધિ હોય છે અને તેવી બુદ્ધિ દ્વારા શ્રદ્ધાયુક્ત થઈ જો તે આત્મતત્ત્વનું સંશોધન કરે છે, તો તેને આ અસાર સંસારમાંથી પણ અમરતાના સાર-સ્વરૂપ આત્મતત્ત્વની પ્રાપ્તિ થાય છે. તેવી અમરતામાં વિહાર કરનારનું જ વિષયભ્રમણ નષ્ટ થાય છે. જેવી રીતે વ્યવહારમાં પણ વિવેકી પુરુષને પહાડ અને પર્વતની ખીણોમાં કે પાષાણની ખાણોમાં પથ્થરમાં છૂપાયેલ સોનું, ચાંદી કે હીરા જણાઈ આવે છે, તેવો વિવેકી, પથ્થરને દૂર કરી સોનું, ચાંદી, કીમતી ધાતુ કે હીરાને જ ગ્રહણ કરી પાષાણભ્રમણ અટકાવી સોના-ચાંદી જેવી સમૃદ્ધિમાં વિહાર કરે છે. તે જ પ્રમાણે વિવેકી પુરુષો, પુષ્પોમાં છૂપાયેલા મકરન્દ, તલમાં છૂપાયેલા તેલ અને દૂધમાં સંતાયેલા નવનીતની જેમ સર્વમાં રહેલા આત્માને શોધી કાઢે છે. આમ, સૂક્ષ્મવિવેક વિના નથી વ્યાવહારિક સમૃદ્ધિ કે નથી પારમાર્થિક મુક્તિ.

(છંદ-વસંતતિલકા)

देहोऽयमन्नभवनोऽन्नमयस्तु कोश-
श्चान्नेन जीवति विनश्यति तद् विहीनः ।
त्वक्चर्ममांसरुधिरास्थिपुरीषराशि-
र्नायं स्वयं भवितुमर्हति नित्यशुद्धः ॥१५६॥

अन्नभवनः = અન્નથી ઉત્પન્ન થયેલું
अयम् = આ
देहः = સ્થૂળ શરીર
अन्नमयः कोशः = અન્નમય કોશ છે
अन्नेन = (તે) અન્નથી
जीवति = જીવતું રહે છે.
तद् विहीनः च = અને તેના વગર
विनश्यति तु = વિનાશ પામે છે. પરંતુ
त्वक्-चर्म-मांस-रुधिर-अस्थि-पुरीष-राशिः = સૂક્ષ્મ ચામડી, સ્થૂળ ચામડી, માંસ,લોહી, હાડકાં અને મળના સમૂહ(રૂપી)
अयम् = આ (સ્થૂળ દેહ)
स्वयम् = પોતે
नित्यशुद्धः = નિત્યશુદ્ધ (આત્મા)
भवितुं न अर्हति = હોવાને યોગ્ય નથી.

## પંચકોશ વિવરણ

(શ્લોક ૧૫૬ થી ૨૧૨)

પૂર્વે આત્માનાત્મવિવેક દ્વારા મુક્ત પુરુષ કોણ છે એવું સમજાવ્યું. બંધનથી મુક્ત થવા મુમુક્ષુને વિવેક જ કર્તવ્ય છે અને વિવેક દ્વારા જ દેહથી પોતાના આત્માને છૂટો પાડી, આત્મામાં સ્થિતિ કરવી જોઈએ તેવો સંદેશ અપાઈ ગયો. ત્યારબાદ આવો વિવેક કરવા માટે આત્માને




કેવી રીતે પંચકોશના આવરણથી મુક્ત કરવો તે સમજાવવા માટે અત્રે લગભગ છપ્પન (૫૬)શ્લોક દ્વારા પંચકોશવિવરણ કે વિવેચન કરવામાં આવે છે. જેમાં પ્રથમ અગિયાર(૧૧) શ્લોક દ્વારા સ્થૂળશરીર સાથે સંકળાયેલો અન્નમયકોશ સમજાવવામાં આવે છે અને તે જ રીતે સૂક્ષ્મ અને કારણ શરીરના સંદર્ભમાં પ્રાણમયકોશ, મનોમયકોશ, વિજ્ઞાનમયકોશ અને આનંદમયકોશ એવા પાંચેય કોશનો સવિસ્તાર વિચાર કર્યો છે. પ્રસ્તુત શ્લોકના શબ્દાર્થ બાદ અપાયેલ આકૃતિમાં સૌથી ઉપર કે બહાર સ્થૂળ શરીરનો અન્નમયકોશ છે, જે આંખે દૃશ્ય છે. તેની અંદર પ્રાણમય, મનોમય, વિજ્ઞાનમય અને આનંદમય કોશ અનુક્રમે જણાવાયા છે અને તે સૌની અંદર કે ભીતરમાં આત્મા કે બ્રહ્મના પ્રતીકરૂપે ૐ દર્શાવાયો છે. પરંતુ સુજ્ઞ મુમુક્ષુએ તો એટલું જ સમજવાનું કે ઉપરોક્ત પાંચ કોશ અસંગ આત્મા ઉપર માત્ર આવરણરૂપે જ છે. એકબીજાની અંદર અર્થાત્ અનુક્રમે તેઓ

એકબીજાથી સૂક્ષ્મ છે, તેવું તાત્પર્ય અત્રે અભિપ્રેત છે. દા.ત. અન્નમયકોશ બહાર અને ઉપર હોવાથી સૌથી સ્થૂળ છે જ્યારે આનંદમયકોશ અનુક્રમે અન્ય કોશોની ભીતર હોવાથી સૌથી સૂક્ષ્મ છે અને આત્મા તો સૂક્ષ્માતિસૂક્ષ્મ છે.

આત્માનાત્મવિવેક પશ્ચાત્ તરત જ ગ્રંથમાં પંચકોશનું વિવરણ આચાર્યશ્રી રજુ કરે છે. તેથી હેતુ સ્પષ્ટ સમજાય છે કે પાંચેય કોશોરૂપી બાહ્ય કે આંતર આવરણ ઉપર વિશદ વિચારણા કરી મુમુક્ષુએ અંતે તો એવા નિષ્કર્ષ ઉપર જ આવવાનું છે કે ઉપરોક્ત પાંચેય કોશોમાંથી મારે કોઈની પણ સાથે ખોટું તાદાત્મ્ય કરી તેમાં આસક્ત થવું જોઈએ નહીં. પરંતુ વિવેકના બળે પંચકોશનું આવરણ દૂર કરી એટલું જ સમજવાનું છે કે હું સ્થૂળ, સૂક્ષ્મ કે કારણ જેવા ત્રણે શરીરો અને તેની સાથે સંકળાયેલા પંચકોશથી ન્યારો અને મુક્ત છું. 'નથી હું પંચકોશ કે નથી તે મારા', આવા નિઃસંદેહ જ્ઞાન દ્વારા જ આત્મજ્ઞાનના પ્રત્યેક પથિકે પોતાના સ્વસ્વરૂપનો સાચો ખ્યાલ મેળવી દેહ અને કોશોના બંધનથી મુક્ત થવાનું છે.

## અન્નમયકોશ

પંચકોશવિવરણનો પ્રારંભ પ્રસ્તુત શ્લોકમાં અન્નમયકોશથી કર્યો છે તે સમજાવતાં જણાવાયું છે કે અન્ન દ્વારા લોહી બને છે અને લોહીમાંથી શુક્રકણો ઉત્પન્ન થાય છે. તેવા શુક્રકણો દ્વારા સ્થૂળદેહની ઉત્પત્તિ થઈ છે. આમ, અન્નથી ઉત્પન્ન થનારો સ્થૂળદેહ જ અન્નમયકોશ તરીકે જણાય છે. એવા નામાભિધાન પાછળ એવી વાસ્તવિકતા છૂપાયેલી છે કે આ સ્થૂળદેહ કે અન્નમયકોશ, અન્ન દ્વારા જ ઉત્પન્ન થાય છે. અન્નના પોષણ દ્વારા જ જીવિત રહે છે અને અન્નના અભાવમાં વિનાશને પ્રાપ્ત થાય છે. માટે તે અન્નમય કહેવાય છે. આવા અન્નમયકોશમાં જે ત્વચા, ચામડી, માંસ, લોહી, હાડકાં, મળ, મૂત્ર, કફ વગેરેનો સમૂહ રહેલો છે

તે જ સ્થૂળદેહ છે. તેથી સ્પષ્ટ છે કે આવા મલિનતાસભર, માંસપિંડના સમૂહને કોઈ પણ વિવેકી ક્યારેય પોતાના નિત્ય, શુદ્ધ કે પવિત્ર આત્મા તરીકે સ્વીકારી શકે નહીં. તેથી આત્મસ્વરૂપને જાણવાની ઇચ્છા રાખનારે કદી દેહના બંધનમાં ફસાવું નહીં કે તેના ભોગમાં આસક્ત થઈ વિષય-વિહારમાં ભટકવું નહીં. પરંતુ મુમુક્ષુએ આત્મવિચારમાં સમય પસાર કરવો.

(છંદ-વસંતતિલકા)

**पूर्वं जनेरपि मृतेरपि नायमस्ति**
**जातः क्षणं क्षणगुणोऽनियतस्वभावः ।**
**नैको जडश्च घटवत् परिदृश्यमानः**
**स्वात्मा कथं भवति भावविकारवेत्ता ॥१५७॥**

**अयं जनेः अपि पूर्वम्** = આ (સ્થૂળ દેહ) જન્મની પહેલાં
**मृतेः अपि** = (અને) મૃત્યુની (પછી) પણ
**न अस्ति** = હોતો નથી.
**क्षणं जातः** = ક્ષણમાં જન્મ્યો છે,
**क्षणगुणः** = ક્ષણિક ગુણવાળો છે,
**अनियतस्वभावः च**= અદૃઢ અથવા પરિવર્તનશીલ સ્વભાવવાળો અને
**न एकः** = અનેક રૂપવાળો છે.
**घटवत् परिदृश्यमानः** = ઘડાની માફક દૃશ્ય પદાર્થ છે.
**जडः** = (તેથી) જડ છે.
**भावविकारवेत्ता** = ભાવ અને વિકારોનો જાણનાર
**स्वात्मा** = પોતાનો આત્મા
**कथं भवति** = (આ દેહ) કેવી રીતે હોઈ શકે?

અન્નમયકોશ એટલે દૃશ્ય, સાકાર તથા જન્મેલું સ્થૂળશરીર,

એવો અર્થ પૂર્વેના શ્લોકમાં ઘટાવ્યા બાદ, હવે સમજાવવામાં આવે છે કે જેવી રીતે આંખે ઘડો દૃશ્ય છે અને ઘટદ્રષ્ટા ઘડાથી ભિન્ન, ન્યારો અને જુદો છે; દ્રષ્ટા અને દૃશ્ય વચ્ચે કદી ઐક્ય કે અભેદ હોઈ શકે નહીં; બન્ને વચ્ચે દેશ અને કાળમાં ભૌતિક અંતર હોય છે; માટે જ એક દૃશ્ય, અન્ય દ્રષ્ટા છે; એક જ્ઞેય, બીજો જ્ઞાતા છે; તે જ પ્રમાણે જો સ્થૂળદેહ ઘટવત આપણને દૃશ્ય હોય તો સ્પષ્ટ છે કે દેહનો દ્રષ્ટા આત્મા, તેનાથી અન્ય જુદો અને ન્યારો જ હોવો જોઈએ. તદુપરાંત જેમ ઘડાને જન્મ અને મૃત્યુ છે તેમ દેહને પણ જન્મ અને મૃત્યુ છે, જ્યારે આત્મા તો અજન્મા અને અવિનાશી છે, તેથી પણ દેહ આત્મા હોઈ શકે નહીં. આવી વિચારણામાં સમજાય છે કે દેહ, જન્મપૂર્વે નહોતો અને મૃત્યુ પછી રહેવાનો નથી. આમ, દેહનો અભાવ સર્જાય છે, જ્યારે આત્માનો કોઈ પણ કાળે અભાવ હોતો નથી. અર્થાત્ તે તો ત્રણે કાળે અસ્તિત્વમાં હોય છે જ. આમ હોવાથી, નિત્ય રહેનારો અને ત્રણે કાળના સાક્ષી જેવો અભાવમુક્ત આત્મા, દેહ કઈ રીતે હોઈ શકે? શરીર તો જન્મ અને મૃત્યુની વચ્ચે માત્ર વર્તમાન-કાળમાં જ જીવે છે, માટે તેને સમયનું બંધન છે અને સાકાર હોવાથી તે એક સ્થળે જન્મી અન્ય સ્થળે મૃત્યુ પામે છે, તેથી દેહને દેશનું પણ બંધન છે. જ્યારે આત્મા તો દેશ-કાળના બંધનથી મુક્ત છે. આમ હોવાથી, શાશ્વત આત્મા કદાપિ ક્ષણજીવી દેહ હોઈ શકે નહીં. દેહમાં ષડ્વિકાર છે, પરિવર્તન છે, શૈશવ, બાલ્ય, યુવાન, પ્રૌઢ, વૃદ્ધાવસ્થા અને પુનર્જન્મ જેવી પરિવર્તનની અવસ્થાઓ છે. **अस्ति, जायते, वर्धते, विपरिणमते, अपक्षीयते** અને **विनश्यति** જેવા વિકારો છે. જ્યારે આત્મા તો અપરિવર્તનશીલ, અવિકારી અને ઉપરોક્ત વિકારોનો જ્ઞાતા છે, તેથી તે જ્ઞેય દેહ કોઈ પણ સંજોગોમાં થઈ શકે નહીં. આવા વિવેકરૂપી શસ્ત્ર દ્વારા અને સ્મૃતિ-શ્રુતિ જેવા શાસ્ત્રની કૃપા દ્વારા જ મુમુક્ષુએ દેહના બંધનથી છૂટવા સમર્થ બનવું જોઈએ.

(છંદ-અનુષ્ટુપ)

पाणिपादादिमान् देहो नात्मा व्यङ्गेऽपि जीवनात् ।
तत्तच्छक्तेरनाशाच्च न नियम्यो नियामकः ॥१५८॥

पाणिपादादिमान् = હાથ-પગ વગેરેવાળો
देहः = (સ્થૂળ) દેહ
आत्मा न = આત્મા નથી.
व्यङ्गे अपि = ખોડખાંપણ હોય તો પણ
जीवनात् = (તેમાં) પ્રાણની ચેષ્ટા ચાલુ રહે છે.(અને)
तत् तत् शक्तेः अनाशात् च = તે તે અવયવની ચેતનશક્તિનો નાશ થતો નથી.
नियम्यः = (આ દેહ) નિયમ્ય છે.
न नियामकः = શાસક નથી.

હાથ, પગ વગેરે અંગોવાળો દેહ નિયમ્ય છે અને આત્મા તો અનેક અંગોવાળા શરીરનો નિયામક છે. પૂર્વે જોયું કે જેમ દ્રષ્ટા, દૃશ્ય નથી કે જ્ઞેય, જ્ઞાતા નથી તેમ અત્રે સમજવું કે આત્મા તો શરીરના અંગો, અવયવો, વાણી, મન કે બુદ્ધિનો નિયંતા, નિયંત્રણ કરનારો કે શરીરરૂપી પુર કે નગરમાં રહેનારા રાજા જેવો નિયામક છે. તેથી ઈન્દ્રિય કે અવયવ જેવો નિયમ્ય તે હોઈ શકે નહીં. આત્મા શરીરનું કોઈ અંગ પણ હોઈ શકે નહીં. જો આત્મા શરીરનું કોઈ અંગ કે કોઈ વિશેષ ઈન્દ્રિયરૂપે હોય તો, અંગ કપાઈ જતાં કે ઈન્દ્રિયનો ક્ષય થતાં આત્માનો પણ વિનાશ થવો જોઈએ. પરંતુ તેવું ન થવાથી ખાત્રી થાય છે કે આત્મા કોઈ પણ ઈન્દ્રિય કે અંગ તો નથી જ અને ઈન્દ્રિય કે અવયવના ક્ષયમાં પણ આત્માનો અભાવ થતો નથી. આમ હોવાથી, આત્મા ઈન્દ્રિય કે અવયવને આધીન પણ હોઈ શકે નહીં. અગર દેહના આધારે પણ આત્માનું અસ્તિત્વ સાબિત થઈ શકે નહીં. ઊલટું આત્મા તો સર્વે અંગો, ઈન્દ્રિયો અને દેહને સત્તા અને સ્ફૂર્તિ પ્રદાન કરનાર છે. તેમનો આશ્રિત નહીં, પરંતુ આધાર કે અધિષ્ઠાન છે.

(છંદ-અનુષ્ટુપ)

देहतद्धर्मतत्कर्म तदवस्थादिसाक्षिणः ।
सत एव स्वतः सिद्धं तद्वैलक्षण्यमात्मनः ॥१५६॥

देह- = સ્થૂળ શરીર,
तद्-धर्म- = તેનાં ધર્મો,
तद्-कर्म- = તેનાં કર્મ,
तद्-अवस्थादि-साक्षिणः = અને તેની અવસ્થાઓના સાક્ષી
सतः आत्मनः = સતસ્વરૂપ આત્માનું
तद् वैलक्षण्यम् = તેનાથી જુદાપણું
स्वतः एव सिद्धम् = એની મેળે જ (કોઈ પણ પ્રમાણ વિના) સિદ્ધ થાય છે.

ઉપરોક્ત ત્રણ શ્લોકની ચર્ચાનો સાર જણાવતા જણાવાયું છે કે દેહ અને જન્મ, મૃત્યુ, જરા, વ્યાધિ કે વિકારોરૂપી દેહના ધર્મો તથા જોવું, સાંભળવું, સ્વાદ લેવો, સૂંઘવું, શ્વાસ લેવો, પાચન કરવું, મળમૂત્રનું વિસર્જન કરવું વગેરે જેવા દેહના કર્મો તથા જાગ્રત, સ્વપ્ન અને સુષુપ્તિ જેવી દેહની અવસ્થાઓનો આત્મા સાક્ષી છે. માટે શાસ્ત્રોમાં તેને અવસ્થાત્રયસાક્ષી કહેવાય છે અને પ્રસ્તુત શ્લોકમાં પણ **'अवस्थादि साक्षिणः'** એવી રીતે ઉલ્લેખ કરાયેલો છે. તેથી સ્પષ્ટ થાય છે કે સાક્ષી અને સાક્ષ્ય બન્ને એક હોઈ શકે નહીં. આમ હોવાથી દેહ, તેના ધર્મો, કર્મો કે અવસ્થાઓથી આત્મા ભિન્ન, ન્યારો કે વિલક્ષણ છે, તેવું સ્વતઃ સિદ્ધ થાય છે.

(છંદ-અનુષ્ટુપ)

कुल्यराशिर्मांसलिप्तो मलपूर्णोऽतिकश्मलः ।
कथं भवेदयं वेत्ता स्वयमेतद्विलक्षणः ॥१६०॥

| | | | |
|---|---|---|---|
| कुल्यराशिः | = હાડકાંનો ઢગલો | एतद् विलक्षणः स्वयम् | =એનાથી (દેહથી) જુદાં જ લક્ષણવાળો |
| मांसलिप्तः | =માંસથી લીંપાયેલો, | | |
| मलपूर्णः | = મળ-મૂત્રથી ભરેલો, | वेत्ता | = એને(દેહને) જાણનારો(આત્મા) |
| अतिकश्मलः | = (અને) અતિમલિન | | |
| अयम् | = આ (દેહ) | कथं भवेत् | = કેવી રીતે બની શકે? |

(છંદ-ઉપજાતિ)

त्वङ्मांसमेदोऽस्थिपुरीषराशा-
वहंमतिं मूढजनः करोति ।
विलक्षणं वेत्ति विचारशीलो
निजस्वरूपं परमार्थभूतम् ॥१६१॥

| | |
|---|---|
| त्वङ्-मांस-मेदः- | = ચામડી, માંસ, મેદ, |
| अस्थिपुरीषराशौ | = હાડકાં ને વિષ્ટાના ઢગલામાં |
| मूढजनः | = મૂઢ માણસ |
| अहं-मतिं करोति | = 'હું' બુદ્ધિ કરે છે. |
| विचारशीलः | = (જ્યારે) વિચારશીલ (મનુષ્ય) |
| परमार्थभूतम् | = પારમાર્થિક સત્ય (એવા) |
| निजस्वरूपं विलक्षणम् | = પોતાના સ્વરૂપને (તેનાથી) વિલક્ષણ |
| वेत्ति | = જાણે છે. |

દેહથી આત્માની વિલક્ષણતા જણાવી હવે બે શ્લોક દ્વારા વિચારશીલ પુરુષ કેવી રીતે પોતાનું નિજસ્વરૂપ યથાર્થ રીતે દેહથી જુદું પાડી, સમજે છે તે જણાવતાં દર્શાવ્યું છે કે હાડકાંના સમૂહ જેવો, માંસથી લિપ્ત થયેલો કે લીંપાયેલો, મળ-મૂત્ર જેવી ગંદકીથી સભર છતાં ત્વચાના બાહ્યાવરણથી ઢંકાયેલા અપવિત્ર દેહમાં, વિવેકી કે વિચારશીલ એવો હું, મૂઢ માણસની જેમ શા માટે આત્મબુદ્ધિ કરું? મારા આત્મવિચારમાં તો નથી હું દેહ કે નથી તે મારો. હું તો દેહના અહંભાવ, મમભાવથી ન્યારો અને તેના તાદાત્મ્યથી વિલક્ષણ તથા અસંગ છું.

(છંદ-ઉપજાતિ)

देहोऽहमित्येव जडस्य बुद्धि-
र्देहे च जीवे विदुषस्त्वहंधीः ।
विवेकविज्ञानवतो महात्मनो
ब्रह्माहमित्येव मतिः सदात्मनि ॥१६२॥

| | |
|---|---|
| देहः एव अहम् | = સ્થૂળ શરીર જ 'હું' છું |
| इति बुद्धिः | = એવી બુદ્ધિ |
| जडस्य | = જડ મનુષ્યની હોય છે. |
| देहे जीवे च तु | = દેહ અને જીવમાં |
| अहं धीः | = 'હું' બુદ્ધિ |
| विदुषः | = પંડિતની હોય છે. |
| विवेकविज्ञानवतः | = (પણ) વિવેકવિજ્ઞાનવાળા |
| महात्मनः | = મહાત્માની |
| सत् आत्मनि | = સદ્‌રૂપ આત્મામાં |
| अहं ब्रह्म एव | = 'હું બ્રહ્મ જ છું' એવી |
| मतिः | = મતિ હોય છે. |

અન્નમય કોશના વિવેચનના પ્રથમ છ શ્લોકનો નિષ્કર્ષ જણાવતાં હવે કહે છે કે, જે કોઈ શાસ્ત્રના શ્રવણથી કે તેની કૃપાપ્રસાદથી વંચિત છે તેવો, સ્થૂળ કે જડ બુદ્ધિવાળો એવી ભ્રાંતિમાં છે કે, 'દેહ એ જ હું છું.' આવા ભ્રાંત પુરુષને કનિષ્ઠ અધિકારી તરીકે ઓળખવામાં કોઈ જ આપત્તિ હોઈ શકે નહીં. જ્યારે શાસ્ત્રનો પારંગત વિદ્વાન દેહ તથા જીવમાં 'અહં'બુદ્ધિવાળો હોય છે. તેથી એવું માને છે કે 'હું દેહવાળો જીવ છું.' આમ, જીવ અને દેહ બન્નેને પોતાનું સ્વરૂપ માને છે, તેવાને મંદ અધિકારી તરીકે ઓળખી શકાય. જ્યારે કોઈ વિરલ મહાત્મા જે વિવેક દ્વારા આત્મજ્ઞાનસંપન્ન વિજ્ઞાનવાળો હોય છે, તે દૃઢતાથી માને છે કે 'બ્રહ્મ એ જ હું છું' અગર 'હું બ્રહ્મ જ છું', તેવી બ્રહ્મબુદ્ધિમાં રમણ કરનારો

સદા સર્વદા આત્મામાં જ સન્નિષ્ઠ હોય છે. તેવાને ઉત્તમ અધિકારીનું બિરુદ આપવામાં અતિશયોક્તિ જેવું કંઈ જ નથી. આ પ્રમાણે અત્રે મૂઢ, સામાન્ય અને ઉત્તમ અધિકારીની સ્થૂળ, સામાન્ય અને સૂક્ષ્મબુદ્ધિનું નિરૂપણ છ શ્લોકના તાત્પર્યાર્થે કરેલું છે.

(છંદ-ઉપજાતિ)

अत्रात्मबुद्धिं त्यज मूढबुद्धे
त्वङ्मांसमेदोऽस्थिपुरीषराशौ ।
सर्वात्मनि ब्रह्मणि निर्विकल्पे
कुरुष्व शान्तिं परमां भजस्व ॥१६३॥

मूढबुद्धे = હે મૂઢબુદ્ધિવાળા!
अत्र = આ
त्वङ्–मांस–मेदः–अस्थि–पुरीषराशौ = ચામડી, માંસ,મેદ,હાડકાં ને વિષ્ટાના ઢગલામાં
आत्मबुद्धिम् = આત્મબુદ્ધિનો
त्यज = ત્યાગ કર. (અને)
सर्वात्मनि = સર્વમાં આત્મારૂપ રહેલા
निर्विकल्पे = નિર્વિકલ્પ
ब्रह्मणि = બ્રહ્મમાં
कुरुष्व = (આત્મબુદ્ધિ) કર.(અને)
शान्तिं परमाम् = ઉત્કૃષ્ટ શાન્તિ
भजस्व = પ્રાપ્ત કર.

(છંદ-ઉપજાતિ)

देहेन्द्रियादावसति भ्रमोदितां
विद्वानहंतां न जहाति यावत् ।

तावन्न तस्यास्ति विमुक्तिवार्ता–
ऽप्यस्त्वेषवेदान्तनयान्तदर्शी ॥१६४॥

| | |
|---|---|
| यावत् | = જ્યાં સુધી |
| विद्वान्–असति | = વિદ્વાન, મિથ્યા એવા |
| देहेन्द्रियादौ | = દેહ અને ઇન્દ્રિયો વગેરેમાં |
| भ्रमोदिताम् | = ભ્રાન્તિથી ઉદય પામેલ |
| अहंताम् | = 'હું' પણાને |
| न जहाति | = છોડતો નથી. |
| तावत् | = ત્યાં સુધી |
| एषः | = આ(વિદ્વાન) |
| वेदान्त–नयान्तदर्शी | = વેદાન્ત-શાસ્ત્રનો જાણકાર |
| अपि अस्तु | = ભલે હોય (છતાં) |
| तस्य | = તેના |
| विमुक्ति–वार्ता | = મોક્ષની વાત(પણ) |
| न अस्ति | = (સંભવતી) નથી. |

હવેના બે શ્લોક ઉપદેશાત્મક છે. તે દ્વારા જણાવાયું છે કે 'હે મૂઢમતે! શા માટે તું ચામડી, માંસ, મેદ, હાડકાં અને મળ-મૂત્રના સમૂહરૂપી આ દેહમાં આત્મબુદ્ધિ કરીને અગર દેહતાદાત્મ્યથી 'દેહ જ હું છું', એવી બુદ્ધિ દ્વારા આસક્ત થયો છે? અરે! દેહાત્મબુદ્ધિનો ત્યાગ કરી, શરીરમાં રહેલા જીવાત્માને જ નિર્વિકલ્પ બ્રહ્મ સમજી, તેવા બ્રહ્મમાં જ આત્મબુદ્ધિ કરી, પરમ શાંતિને પ્રાપ્ત કર. પરમ શાંતિરૂપી મોક્ષનું જ ચિંતન કર અને યાદ રાખ, કે જ્યાં સુધી અસત દેહ અને ઇન્દ્રિયોમાં ભ્રાંતિથી ઉત્પન્ન થયેલા અહંકારનો ત્યાગ થતો નથી ત્યાં સુધી કોઈ ગમે એવો વિદ્વાન કે વેદાન્તશાસ્ત્રનો પારંગત હોય, છતાં પણ તેને મુક્તિનો સંભવ હોતો નથી. આમ, દેહાત્મબુદ્ધિનો આત્યંતિક નાશ કરી, 'હું નિર્વિકલ્પ

બ્રહ્મ છું', એવું નિઃસંદેહ આત્મજ્ઞાન પ્રાપ્ત કરવું, તે જ મુક્તિ કે મોક્ષ કહેવાય છે.

(છંદ-ઉપજાતિ)

**छायाशरीरे प्रतिबिम्बगात्रे**
**यत्स्वप्नदेहे हृदि कल्पिताङ्गे ।**
**यथात्मबुद्धिस्तव नास्ति काचित्**
**जीवच्छरीरे च तथैव माऽस्तु ॥१६५॥**

**यथा** = જેવી રીતે
**छायाशरीरे** = સ્થૂળશરીરના પડછાયામાં,
**प्रतिबिम्बगात्रे** = (દર્પણમાં) પ્રતિબિંબિત થયેલા શરીરમાં,
**यत् स्वप्नदेहे** = સ્વપ્નના શરીરમાં
**हृदि कल्पिताङ्गे** = (અને) મનમાં કલ્પેલા શરીરમાં
**तव** = તને
**काचित्** = જરા પણ
**आत्मबुद्धिः** = આત્મબુદ્ધિ ('હું'પણું)
**न अस्ति** = થતી નથી.
**तथा एव** = તેવી જ રીતે
**जीवत् शरीरे च** = જીવતા સ્થૂળ શરીરમાં પણ
**मा अस्तु** = ન હોવી જોઈએ.

## આશીર્વચન

સદ્‌ગુરુ શિષ્યને આશીર્વચન પાઠવતા તેમજ તેને પ્રોત્સાહિત કરતા જણાવે છે કે, જેવી રીતે શરીરના પડછાયામાં કે પાણીમાં પડેલા દેહના પ્રતિબિંબમાં તથા સ્વપ્નમાં દેખાતા કાલ્પનિક શરીરમાં કે જે માત્ર મનનું પ્રક્ષેપણ છે તેવા, કોઈ પણ ભ્રાંત શરીરમાં તને આત્મબુદ્ધિ થતી નથી. અર્થાત્ છાયા, પ્રતિબિંબ કે સ્વપ્ન શરીર 'તે હું છું' તેવું તે કદી માનતો નથી. એ જ પ્રમાણે આ જીવતા સ્થૂળ દેહમાં પણ તને કદાપિ

આત્મબુદ્ધિ પ્રાપ્ત ન થાઓ અને તેવા શરીરતાદાત્મ્યથી તું કદી બંધનમાં પડી દુઃખી ન થાઓ.

(છંદ-ઉપજાતિ)

देहात्मधीरेव नृणामसद्धियां
जन्मादिदुःखप्रभवस्य बीजम् ।
यतस्ततस्त्वं जहि तां प्रयत्नात्
त्यक्ते तु चित्ते न पुनर्भवाशा ॥१६६॥

यतः = કારણકે
असद्धियाम् = ખોટી બુદ્ધિવાળા
नृणाम् = મનુષ્યોની
देहात्मधीः एव = સ્થૂળશરીરમાં આત્મબુદ્ધિ જ
जन्मादिदुःखप्रभवस्य = જન્મ, મરણ વગેરે દુઃખોની ઉત્પત્તિનું
बीजम् = કારણ છે.
ततः त्वम् = માટે તું
ताम् = તેનો(દેહમાં આત્મબુદ્ધિનો)
प्रयत्नात् = પ્રયત્નથી
जहि = ત્યાગ કર.
तु = કેમકે
त्यक्ते चित्ते = ચિત્તથી (તેનો) ત્યાગ થતાં
पुनर्भव–आशा = ફરીથી જન્મ લેવાની આશા
न = રહેશે નહીં.

## દેહાત્મબુદ્ધિત્યાગનું ફળ

અન્નમયકોશનું વિવેચન પૂર્ણ કરતા ઉપસંહારમાં અત્રે આચાર્યશ્રી જણાવે છે કે દેહાત્મબુદ્ધિ અગર 'દેહ હું છું', તેવો નિર્ણય સૌ કોઈને થતો નથી. પરંતુ દુર્બુદ્ધિવાળાને અગર આત્મા–અનાત્માના વિવેકના અભાવમાં જેની કુમતિ છે તેવા મનુષ્યોને જ, જડ શરીરમાં આત્મબુદ્ધિ ઉત્પન્ન થાય છે અને તેવી દેહાત્મબુદ્ધિ જ તેવા અવિવેકી માટે જન્મ, જરા, વ્યાધિ અને મૃત્યુ જેવા દુઃખનું કારણ બને છે. એટલું જ નહીં, પરંતુ દેહાત્મબુદ્ધિ જ જન્મ–મૃત્યુરૂપી સંસારનું બીજ પણ કહેવાય છે. માટે હે શિષ્ય! તું દેહાત્મબુદ્ધિનો વિલંબ વિના દૃઢ પુરુષાર્થપૂર્વક ત્યાગ કર. જો તું તારા વિવેકી ચિત્ત દ્વારા 'હું શરીર છું', તેવી બુદ્ધિનો ત્યાગ કરી શકીશ,

તો તેવા ત્યાગથી નિશ્ચિત તું પુનર્જન્મના ચક્રને અટકાવી શકીશ અને મૃત્યુના મુખમાં પડતો બચી જઈશ. એ તો ઠીક, પરંતુ દેહાત્મબુદ્ધિનો નાશ થતાં જો તું સૂક્ષ્મ બુદ્ધિ દ્વારા સર્વત્ર આત્મસ્વરૂપનું દર્શન કર્યા કરીશ, તો તેવા સર્વાત્મદર્શનથી તું સ્વયં આત્મસ્વરૂપ થઈ આત્મનિષ્ઠ થઈ શકીશ.

(છંદ-ઈન્દ્રવજ્રા)

कर्मेन्द्रियैः पञ्चभिरञ्चितोऽयं
प्राणो भवेत् प्राणमयस्तु कोशः ।
येनात्मवानन्नमयोऽन्नपूर्णः
प्रवर्ततेऽसौ सकलक्रियासु ॥१६७॥

| | | | |
|---|---|---|---|
| पञ्चभिः | = પાંચ | येन आत्मवान् | = જેનાથી આત્મવાન (ચેતનવંતો) થઈને |
| कर्मेन्द्रियैः अञ्चितः | = કર્મેન્દ્રિયો સહિત | असौ अन्नपूर्णः | = આ અન્નથી ભરેલો |
| अयम् | = આ | अन्नमयः | = અન્નમય કોશ |
| प्राणः तु | = પ્રાણ જ | सकलक्रियासु | = બધી ક્રિયાઓમાં |
| प्राणमयः कोशः भवेत् | = પ્રાણમય કોશ થાય છે. | प्रवर्तते | = પ્રવૃત્ત થાય છે. |

(છંદ-મત્તમયૂરી)

नैवात्मायं प्राणमयो वायुविकारो
गन्ताऽऽगन्ता वायुवदन्तर्बहिरेषः ।
यस्मात् किञ्चित्क्वापि न वेत्तीष्टमनिष्टं
स्वं वान्यं वा किञ्चन नित्यपरतन्त्रः ॥१६८॥

| | |
|---|---|
| एषः | = આ |
| वायुवत् | = વાયુની જેમ |
| अन्तः बहिः | = અંદર અને બહાર |
| गन्ता आगन्ता | = જવા અને આવવાવાળો |

| | |
|---|---|
| वायुविकारः | = પવનનો વિકાર હોવાથી |
| अयं प्राणमयः | = આ પ્રાણમયકોશ |
| आत्मा न एव | = આત્મા નથી જ. |
| यस्मात् | = કારણ કે (તે) |
| क्व अपि किञ्चित् | = ક્યાંય પણ, કંઈ પણ |
| इष्टं अनिष्टम् | = ઈષ્ટ-અનિષ્ટ |
| न वेत्ति | = જાણતો નથી, |
| स्वं अन्यं वा किञ्चन वा | = પોતાનું કે પારકું એવું કાંઈ જાણતો નથી |
| नित्य-परतन्त्रः | = (વળી) નિત્ય પરતંત્ર છે. |

## પ્રાણમયકોશ

અન્નમયકોશ પશ્ચાત્ બે શ્લોક દ્વારા પ્રાણમયકોશના વિવેચનનો પ્રારંભ કરવામાં આવે છે.

પાંચ કર્મેન્દ્રિયો અર્થાત્ વાણી, હાથ, પગ, ગુદા અને શિશ્ન તથા પ્રાણ, વ્યાન, ઉદાન, સમાન અને અપાન જેવા પાંચ પ્રાણ વગેરેના સમૂહને પ્રાણમયકોશ કહેવામાં આવે છે. આ પ્રાણમયકોશ જ્યારે અન્નમયકોશથી ઉત્પન્ન થયેલા સ્થૂળ અને જડ શરીર સાથે જોડાય છે ત્યારે ક્રિયાશૂન્ય જડ દેહ ચેતનયુક્ત થઈ, સર્વ ક્રિયાઓમાં પ્રવૃત્ત થાય છે. આમ, પ્રાણમયકોશનું મુખ્ય કાર્ય, દેહને ક્રિયાશીલ બનાવી તેને ચેતનવંતુ કરવાનું છે. તદુપરાંત સ્થૂળદેહ દ્વારા આરોગવામાં આવેલું અન્ન પચાવીને તેને અવયવોમાં પહોંચાડવાનું અને મળત્યાગ કરવાનું વિશેષ કાર્ય પણ પ્રાણમયકોશની મદદથી જ થાય છે. માટે જ કહ્યું છે કે પ્રાણમયકોશ જડ શરીરને ક્રિયાશીલ અને ચેતનવંતુ કરે છે. તેમ છતાં સમજવાનું કે પ્રાણમયકોશ વાયુનો વિકાર છે, શરીરની અંદર અને બહાર આવાગમન કર્યા કરે છે. સુષુપ્તિમાં જ્યારે અવયવો, મન, બુદ્ધિ અને ઇન્દ્રિયો આરામ કરે છે ત્યારે પણ પ્રાણ જાગે છે અને શરીરમાં આવ-જા કર્યા કરે છે. તેમ છતાં તે સુષુપ્તિમાં કોઈ પણ પદાર્થનું જ્ઞાન ધરાવતો નથી. જો રાત્રે ચોર આવે

અને ચોરી થઈ જાય તો પ્રાણ હાજર હોવા છતાં પણ ચોર કેટલો માલસામાન ચોરી ગયો તેનું જ્ઞાન પ્રાણને હોતું નથી. તદુપરાંત પ્રાણ સારું-નરસું કે હિતાહિતનું કોઈ પણ પ્રકારનું જ્ઞાન ધરાવતો નથી. આમ જોતાં, પ્રાણમયકોશ જ્ઞાનસ્વરૂપ નથી. તે વાયુનો વિકાર છે અને પરતંત્ર છે. તેથી કોઈ પણ હિસાબે તે આત્મા હોઈ શકે નહીં. આવો વિવેક સમજી, મુમુક્ષુએ પ્રાણમયકોશને આત્મા માની ખોટા બંધનમાં પડવું નહીં.

(છંદ-વસંતતિલકા)

**ज्ञानेन्द्रियाणि च मनश्च मनोमयः स्यात्**
**कोशो ममाहमिति वस्तुविकल्पहेतुः ।**
**संज्ञादिभेदकलनाकलितो बलीयान्**
**तत्पूर्वकोशमभिपूर्य विजृम्भते यः ॥१६६॥**

**ज्ञानेन्द्रियाणि** = જ્ઞાનેન્દ્રિયો
**मनः च** = અને મન (મળીને)
**मनोमयः** = મનોમયકોશ
**स्यात्** = બને છે.
**संज्ञादिभेदकलनाकलितः च**= (દરેક વસ્તુમાં) નામ વગેરે ભેદની કલ્પના તથા
**'अहं मम' इति** = 'હું અને મારું' એવી રીતે
**वस्तुविकल्प–हेतुः** = વસ્તુના વિચારનું કારણ
**कोशः** = (મનોમય) કોશ છે.
**तत् पूर्वकोशं अभिपूर्य** = પૂર્વના કોશને વશમાં રાખનારો (હોવાથી)
**बलीयान् यः** = તે વધારે બળવાન
**विजृम्भते** = જણાય છે.

## મનોમયકોશ

અન્નમય અને પ્રાણમયકોશ પર વિવેચન કર્યા બાદ તે બન્નેથી સૂક્ષ્મ, મનોમયકોશ પર વિચાર કરવાનો પ્રારંભ થાય છે.

પાંચ જ્ઞાનેન્દ્રિયો અને મન, ભેગા મળીને મનોમયકોશ રચાય છે. આ 'હું' અને 'મારું' એવા અહંભાવ કે મમભાવનો વિચાર કે કલ્પના, મનોમયકોશ દ્વારા થાય છે. તદુપરાંત, દેખાતા તમામ પદાર્થો કે વસ્તુઓ વચ્ચેનો ભેદ જાણવા માટે જુદા જુદા નામોની કલ્પના કરવી, એ પણ મનોમયકોશનું કાર્ય છે. આમ જોતાં, મન જ ભેદ સર્જી ભેદદૃષ્ટિ પેદા કરે છે અને વ્યક્તિને દ્વૈતદૃષ્ટિ આપી રાગ-દ્વેષમાં નાંખે છે. તેથી અન્નમય અને પ્રાણમયકોશથી વધુ બળવાન અને બન્ને કોશને વશમાં રાખનારો આ મનોમયકોશ પ્રાણમયકોશની ભીતર અર્થાત્ તેનાથી સૂક્ષ્મ છે.

(છંદ-ઉપજાતિ)

पञ्चेन्द्रियैः पंचभिरेव होतृभिः
प्रचीयमानो विषयाज्यधारया ।
जाज्वल्यमानो बहुवासनेन्धनै-
र्मनोमयाग्निर्दहति प्रपञ्चम् ॥१७०॥

पञ्चेन्द्रियैः = પાંચ જ્ઞાનેન્દ્રિયોરૂપી
पञ्चभिः एव होतृभिः = પાંચ હોમ કરનારાઓ વડે જ
विषयाज्यधारया = શબ્દાદિ વિષયોરૂપી ઘીની ધારાથી
प्रचीयमानः = સળગતો (અને)
बहुवासना-इन्धनैः = અનેક વાસનાઓરૂપી બળતણથી
जाज्वल्यमानः = પ્રજવલિત થતો
मनोमयः अग्निः = મનોમયકોશરૂપી અગ્નિ
प्रपञ्चं दहति = સંસારને બાળે છે.

આ મનોમયકોશ જ વ્યક્તિમાં કામાગ્નિ, ક્રોધાગ્નિ અને વિષયાગ્નિ પ્રજવલિત કરી તેને નિત્ય બાળે છે, સતત ચિંતાયુક્ત રાખે છે, અજંપો પેદા કરે છે અને ચિત્તની ચંચળતા વધારી સતત, નિરંતર વ્યક્તિને ક્રિયાશીલ રાખે છે. માટે જ મનોમયકોશને પ્રસ્તુત શ્લોકમાં અગ્નિની

ઉપમા આપી છે.

મનોમયકોશ એ અગ્નિ છે. પાંચ જ્ઞાનેન્દ્રિયો એ અગ્નિમાં હોમ કરનારા હોતાઓ છે. શબ્દાદિ પાંચ વિષયો એ અગ્નિમાં હોમવાની ઘીની પાંચ ધારા સમાન છે અને અનંત કામના કે વાસનાઓ ઈંધણ કે લાકડાંઓ છે, જેના દ્વારા મનોમયકોશરૂપી અગ્નિ નિત્ય પ્રદીપ્ત અને પ્રજવલિત રહે છે. આમ, નિત્ય નવી વાસનાઓ મનોમયકોશરૂપી અગ્નિને ભભકતો રાખી, આખા સંસારને તેની દાહકતાથી દુઃખી કરે છે. મનમાં ઉદ્‌ભવેલી ઈચ્છા અધૂરી હોય ત્યાં સુધી અપૂર્ણતાની આગ અંતરમાં બળતી રહે છે. ઈચ્છાપૂર્તિ માટે જયારે મનુષ્ય પ્રયત્નશીલ થાય છે, ત્યારે પરિશ્રમના અને થાકના દુઃખથી તે દાઝે છે. પ્રારબ્ધયોગે ભોગ્યપદાર્થની પ્રાપ્તિ થાય તો તેના ક્ષણિક સુખનો વિયોગ થતાં પુનઃ દાઝે છે. વિષયસુખની ભ્રાંતિથી ઠગાયેલો મનુષ્ય વારંવાર ભોગસુખને પ્રાપ્ત કરવા ઈચ્છે છે,તેથી મનરૂપ વહ્નિ તેને નિરંતર, નિશદિન બાળતો રહે છે. માટે મનોમયકોશને નિત્ય સળગતા અને સંસારને સળગાવતા અગ્નિ જેવો કહ્યો છે.

(છંદ-ઉપજાતિ)

न ह्यस्त्यविद्या मनसोऽतिरिक्ता
मनो ह्यविद्या भवबन्धहेतुः ।
तस्मिन् विनष्टे सकलं विनष्टं
विजृम्भितेऽस्मिन्सकलं विजृम्भते ॥१७१॥

| | |
|---|---|
| मनसः | = મનથી |
| अतिरिक्ता | = જુદી |
| हि अविद्या न अस्ति | = ખરેખર અવિદ્યા નથી |
| मनः | = મન |
| हि | = જ |
| भवबन्धहेतुः | = સંસારબંધનનું કારણ |

| | |
|---|---|
| **अविद्या** | = અવિદ્યા છે. |
| **तस्मिन् विनष्टे** | = મનના નાશમાં |
| **सकलं विनष्टम्** | = બધું નાશ પામે છે (અને) |
| **अस्मिन्** | = એના |
| **विजृम्भिते** | = ભાસવાથી |
| **सकलं विजृम्भते** | = આ બધું ભાસે છે. |

મનોમયકોશનું પ્રતિનિધિત્વ કરનારું મન કેવી રીતે સંસારનું બંધન ઊભું કરે છે? કઈ રીતે મનોકલ્પિત બંધનથી મુક્ત થઈ શકાય? શા માટે મનને બંધન અને મુક્તિનું કારણ કહેવામાં આવે છે? મનની શુદ્ધિ વિના મુક્તિ કેમ શક્ય નથી તથા મુમુક્ષુએ મનના બંધનથી કઈ રીતે છૂટવું? વગેરેનું વર્ણન હવે પંદર શ્લોક દ્વારા કરવામાં આવ્યું છે.

આચાર્યશ્રી મનના સંદર્ભમાં જણાવે છે કે આત્મ-અજ્ઞાન કે આત્મસ્વરૂપને ન જણાવનારી મનની ભ્રાંતિથી અગર આત્માને શરીર તરીકે ઓળખનારી મનોભ્રાંતિથી જે અવિદ્યા ઉત્પન્ન થાય છે તે અવિદ્યા કે સ્વરૂપનું અજ્ઞાન જ મન છે. તેવી અવિદ્યા મનથી અતિરિક્ત કે સ્વતંત્ર રીતે અસ્તિત્વ ધરાવતી નથી. **न हि अस्ति अविद्या मनसः अतिरिक्ता ।** એવું ગ્રંથમાં કહેલું છે. તદુપરાંત શ્લોકમાં આગળ કહ્યું છે કે **मनः हि अविद्या भवबन्धहेतुः ।** 'મન એ જ સંસારરૂપી બંધનનું કારણ છે.' તે ઉપરથી સમજાય છે કે મનની ભ્રાંતિથી જ 'હું દેહ છું', તેવું કલ્પાય છે અને તેવી કલ્પના દ્વારા જ પંચકોશરૂપી આવરણથી આત્મા આચ્છાદિત થયેલો જણાય છે. એ તો ઠીક, પરંતુ આવાં આવરણને સત્ય માનવાથી જ અન્નમયકોશ જેવા સ્થૂળ શરીરની પુષ્ટિ માટે, શરીરના સુખભોગ માટે મનુષ્ય જીવનભર ક્રિયાશીલ રહે છે અને તેથી ક્રિયાઓ કે કર્મમાંથી જ સુખ-દુ:ખનો સંસાર ઊભો થાય છે. ઉપરાંત શરીરના સુખભોગ માટે કે તેની પુષ્ટિ માટે કરવામાં આવતા અનેકાનેક કર્મોનું ફળ ભોગવવા માટે, જીવાત્માને દેહપાત બાદ પણ નવો દેહ ધારણ કરી, અધૂરાં રહેલાં કર્મ-ફળની ઇચ્છાને તૃપ્ત કરવા પુનર્જન્મ

લેવો પડે છે. જન્મ-મૃત્યુ-જરા-વ્યાધિ જેવી દુઃખદ પરિસ્થિતિમાં પ્રવેશવા માટે અંધારા ગર્ભની કાળી કોટડીમાં મળમૂત્ર વચ્ચે પુરાવું પડે છે અને અંતે તો જન્મમૃત્યુના દુષ્કર ચક્રમાં પતન પામી, પરાધીન થઈ સંસારચક્રે ચઢવું પડે છે. આને જ મનની ભ્રાંતિને લીધે ઉત્પન્ન થયેલું જન્મમૃત્યુરૂપી કે ભવસાગરરૂપી બંધન કહેવામાં આવે છે.

મન વિષયઘેલું છે માટે ઇન્દ્રિયો જ્યારે વિષયભોગમાં દોડે છે ત્યારે તે પણ ઇન્દ્રિયોના સાથમાં પ્રવાસ કરી વિષયભોગમાં આસક્ત બને છે. ત્યાં સુધી તો વાંધો નથી પરંતુ વિષયની અપ્રાપ્તિ કે ભોગની નિષ્ફળતાથી મન ક્ષિપ્ત, વિક્ષિપ્ત, ચંચળ કે અવિવેકી થઈ, આવેશ કે આવેગમાં ક્રોધિત થાય છે અને ક્રોધાગ્નિમાં ભભૂકી ઊઠેલું વિક્ષેપવાળું મન મોહગ્રસ્ત થઈ અંતે આત્મસ્મરણના વિસ્મરણરૂપી પતનમાં પડે છે. આવું આત્મ-વિસ્મરણરૂપી પતન એ જ વાસ્તવમાં સાચા મુમુક્ષુ માટે બંધન છે. જે વિષયચિંતન કે ભોગમાં ગળાડૂબ હોય તે કદાપિ મોક્ષમાર્ગે એકાગ્ર થઈ આત્મસ્મરણ કરી શકે નહીં. આમ, આત્મસ્મરણરૂપી શિવમય જીવનથી કે કલ્યાણમય માર્ગથી જે મન વિષયાસક્ત થઈ મુમુક્ષુને પતનના માર્ગે ધકેલે છે તે જ ભવસાગરમાં પડવારૂપી અધઃપતન છે. તેને માટે જ કહ્યું છે કે મનરૂપી અવિદ્યા જ ભવબંધનના કારણરૂપ કે હેતુરૂપ છે.

**मनः हि अविद्या भवबन्धहेतुः ।**
**तस्मिन् विनष्टे सकलं विनष्टम् ।**

મન ભવબંધનનું કારણ છે. તેથી એક વસ્તુ સ્પષ્ટ છે કે જો મનનો નાશ કરવામાં આવે તો જ સંસારરૂપી બંધનનો નાશ થઈ શકે કારણકે કારણના નાશમાં સંસારરૂપી કાર્યનો કે મનથી પેદા થયેલા બંધનનો નાશ થઈ શકે તેમ છે. પરંતુ મનોનાશમાં બંધન કે સંસારનો નાશ છે તેવું સમજવા માટે આપણે વિચાર કરવો પડશે કે મનથી કઈ રીતે સંસાર પેદા થયો છે. જો તેવું નહીં સમજાય તો મનોનાશ એ જ સર્વનાશ છે તેવું કદાપિ સમજી શકાય નહીં. પૂર્વે સમજાવાઈ ગયું કે મન એ જ અજ્ઞાન કે અવિદ્યા છે એવી સમજથી એવો સાત્ત્વિક ઘટસ્ફોટ કરી શકાય કે અજ્ઞાન દ્વારા શરીર જન્મ્યું

છે એટલું જ નહીં પરંતુ સમગ્ર સંસાર પણ અજ્ઞાનનું જ સર્જન છે તેવું સમજીએ તો સ્પષ્ટ સમજાય કે મનથી જ બધું સર્જાયેલું છે અને તેવું જ શ્લોકમાં જણાવ્યું છે કે **'विजृम्भिते अस्मिन् सकलं विजृम्भते ।'** 'મન ભાસતાં કે મનની કલ્પનાના પ્રાગટ્યમાં જ સંસાર ભાસે છે કે પ્રગટે છે.' જેવી રીતે સ્વપ્નમાં સ્વપ્નસૃષ્ટિમાં વિહાર કરવા માટે કે તે સૃષ્ટિને જાણવા, જોવા કે માણવા માટે ત્યાં સ્થૂળ ઇન્દ્રિયો હોતી નથી. એ તો ઠીક, પરંતુ નાનકડા રૂમમાં સૂતી વખતે જણાતા મહાન પર્વતો, અભેદ્ય જંગલો, સૂર્ય કે આકાશ, રસ્તાઓ કે નદીઓ, મકાનો કે માનવસમૂહ વગેરે કંઈ પણ, ભૌતિક કે સ્થૂળ સ્વરૂપે ત્યાં હોતું નથી, છતાં ઇન્દ્રિયગમ્ય અવશ્ય બને છે. તો તે બધું ત્યાં આવ્યું ક્યાંથી? ધારો કે નાના રૂમમાં આવ્યું હોય તો પણ સ્વપ્નમાં સ્થૂળ આંખો બંધ હોવા છતાં સ્વપ્નસૃષ્ટિ જોઈ કોણે? આવા અનંત પ્રશ્નોની શૃંખલાનો એક માત્ર ઉત્તર છે કે સ્વપ્નસૃષ્ટિનું સર્જન તો મનની પરિકલ્પના માત્ર છે, તેનાથી વિશેષ ત્યાં કંઈ હોઈ શકે નહીં. ભૌતિક જગતનું ખેડાણ કરનારા ખ્યાતનામ વૈજ્ઞાનિકોએ પણ સંશોધનના શિખર પરથી પોકાર કર્યો કે સ્વપ્નસૃષ્ટિ અન્ય કંઈ જ નથી પરંતુ માત્ર મનનું પ્રક્ષેપણ છે. (DREAMWORLD IS NOTHING BUT A PROJECTION OF THE MIND) આમ, સ્વપ્નજગતની સૃષ્ટિ મનની સૂક્ષ્મકલ્પનાનું જ પરિણામ છે અને તેમાં મન સ્થૂળદેહને, તેની ઇન્દ્રિયોને પણ સૂક્ષ્મરૂપે કલ્પે છે. સ્વપ્નકાળે મન નવા દેશ અને કાળનું સર્જન કરી, તેમાં સ્વપ્નના ભોગ્યપદાર્થો સર્જી ભોક્તાને પણ સૂક્ષ્મરૂપે ત્યાં ખડો કરે છે. આ છે મનની ચમત્કારિક, ન સમજાય તેવી, અગાધ સર્જનશક્તિ. આમ, આ જ મન જેમ સ્વપ્નમાં સૂક્ષ્મપદાર્થો, ઇન્દ્રિયો કે શરીર, કલ્પના દ્વારા સર્જે છે તેમ જાગ્રત અવસ્થામાં પણ સ્થૂળપદાર્થોની સાચા જેવી કલ્પના કરે છે. જાગ્રતમાં જણાતા પદાર્થો હકીકતે તો આત્મા ઉપર નામ અને આકારનું આરોપણ માત્ર છે. છતાં તેવા આરોપ કે ભ્રાંતિને જાગ્રત અવસ્થાનું, જાગૃત મન સાચા કલ્પે છે. એ તો ઠીક પરંતુ જડ, નાશવાન, વિકારી, અપવિત્ર દેહને સત્ય માની 'દેહ હું છું', તેવી જાગ્રતની સ્થૂળ કલ્પનામાં મન રાચે છે. માટે જ સ્થૂળ દેહના સુખ કે સલામતી માટે અન્ય શરીરને પણ દૃઢ કલ્પના

દ્વારા જ પતિ કે પત્ની બનાવે છે. જેમ 'હું શરીર અને શરીર મારું' તેવી કલ્પના મનને સાચી લાગે છે. તે જ પ્રમાણે હવે અનિત્ય અને અસત શરીરના સંબંધો, સત્ય અને નિત્ય છે, એવું માની 'મારો પતિ', 'મારી પત્ની', 'મારાં બાળકો', 'મારી લાડી, વાડી અને ગાડી', આવું મમત્વ ઊભું કરી મન મમત્વનું, સંબંધોનું, કલ્પનાઓનું જાળું રચી જીવનભર તેમાં ફસાય છે. આમ, મમભાવનું બંધન તે જાતે જ પેદા કરે છે. માટે જ શાસ્ત્રોએ કહ્યું કે

**ममेति बध्यते जन्तुः निर्ममेति विमुच्यते ।**

આમ, વિચારતાં સ્પષ્ટ થાય છે કે મન જ્યારે જાગે છે, સ્ફુરણ કરે છે, કલ્પનામાં રાચે છે ત્યારે જ કલ્પનાથી સ્વપ્ન અને જાગ્રત જગતને જન્માવે છે અને સાથે સાથે જન્માવેલી સૃષ્ટિ જ બંધનનું કારણ સર્જે છે. આમ, મન જાગે તો બંધન જન્મે, મન કલ્પે તો સૃષ્ટિ કલ્પાય, મન ધારે તો મુમુક્ષુ બંધાય અને મન વિષયાસક્તિ, મમત્વ કે મમભાવ અગર અસત કે અનિત્ય સંબંધોને છોડે તો બંધનથી છૂટાય. તે જ યથાર્થ વિવેક છે. તેથી જ કહ્યું કે

**बन्धाय विषयासक्तं मुक्त्यैर्निर्विषयं स्मृतम् ।**

(બ્રહ્મબિંદુ ઉપનિષદ-૨)

"વિષયાસક્ત મન બંધનનું કારણ બને છે અને વિષયાસક્તિથી મુક્ત થતાં તે મોક્ષનું સાધન કહેવાયું છે." આવા તાત્ત્વિક તારણોના આધારે જ અત્રે કહ્યું છે કે **विजृम्भिते अस्मिन् सकलं विजृम्भते** । તેનો લક્ષ્યાર્થ એવો છે કે મન ભ્રાંતિ કે કલ્પના દ્વારા જ્યારે કાર્યશીલ થઈ કલ્પિતસૃષ્ટિ સર્જે છે ત્યારે જ સૃષ્ટિ અને તેના કારણ મનનો ભાસ થાય છે. મનના ઉદય સાથે જ ભૌતિક પદાર્થોનો કે કલ્પિતસૃષ્ટિનો ઉદય થાય છે અને તેવા ઉદયમાં જ વિષયાસક્તિ, મમત્વ કે બંધનનો ઉદય પણ થાય છે. કારણ કે ઈશ્વરે સર્જેલું કંઈ પણ કોઈને બાંધી શકે નહીં અને ઈશ્વરસૃષ્ટિથી બંધન ઉત્પન્ન થયું તે વાત પણ પ્રસ્થાપિત થઈ શકે તેવી નથી. પરંતુ મનની કલ્પનાથી ઉત્પન્ન થયેલા સંબંધો, આસક્તિ વિષયરાગ અને ભવબંધન દ્વારા જ ખરેખર બંધન

પણ જન્મે છે. આવા બંધનને મનોસૃષ્ટિ કે જીવસૃષ્ટિથી ઉત્પન્ન થયેલું બંધન કહેવામાં આવે છે. આ ઉપરથી સ્પષ્ટ છે કે સર્વ કાંઈ મનના વિજૃંભણથી કે સ્ફુરણથી અગર કલ્પનાથી જન્મે છે અને તેવા સ્ફુરણના કે કલ્પનાના અગર મનોભ્રાંતિના નાશમાં સર્વ કાંઈ નષ્ટ થાય છે. પૂર્વે મનથી આ બધું કેવી રીતે સર્જાય તેવી શંકા કે પ્રશ્ન ઊભો કરેલો અને તેના સંદર્ભે જોયેલું કે મનનો પર્યાય અવિદ્યા કે અજ્ઞાન છે, તેવી સમજણ હસ્તગત થાય તો નિ:સંદેહ ઉપરોક્ત શંકાનું સમાધાન થઈ શકે. શાસ્ત્રોએ આવી શંકાનું સમાધાન આપતાં જણાવ્યું કે મનથી સર્જાય છે અર્થાત્ અજ્ઞાનથી સર્જાય છે કારણ કે બન્ને અન્યોન્યના પર્યાય છે. તે ન્યાયે સ્પષ્ટ સમજવું કે **अज्ञानप्रभवं सर्वं ज्ञानेन प्रविलीयते** ।(અપરોક્ષાનુભૂતિ-૧૪) ''અજ્ઞાનથી સર્વ કાંઈ સર્જાય છે અને જ્ઞાનમાં જ સર્જાયેલા સર્વ કાંઈનો બાધ કે વિલયરૂપી નાશ થાય છે.'' તેનો અર્થ શ્લોક સંદર્ભે સ્પષ્ટ થાય છે કે મનના ઉદયમાં સર્વનો ઉદય છે અને મનના નાશમાં સર્વ સર્જનનો અસ્ત છે. અગર સંસારોદયનું કારણ મનોદય છે અને મનના અસ્તમાં સંસારનો નાશ છે. તેથી ગ્રંથની ઘોષિત ગર્જના ઉચિત જ છે કે **विजृम्भितेऽस्मिन् सकलं विजृम्भते ।**

**तस्मिन् विनष्टे सकलं विनष्टम् ।**

મન સંદર્ભે વિશદ ચર્ચા કરી જણાવ્યું કે જેમ મનના ઉદયમાં સર્વનો ઉદય છે તેમ મનના વિનાશમાં જ સર્વ કાંઈ નાશ પામે છે, આવું ગર્ભિત સૂચન અનેક સાર્થક અર્થો પ્રદાન કરે છે. ઉપરાંત સુષુપ્તિ સંબંધે કહ્યું છે કે જાગ્રતમાં મન સ્થૂળની અને સ્વપ્નમાં સૂક્ષ્મ સૃષ્ટિની કલ્પના કરે છે પરંતુ સુષુપ્તિ સમયે તો મન જેવું કંઈ હોતું જ નથી. સુષુપ્તિકાળે ઇન્દ્રિયો મનમાં, ઇન્દ્રિયો સાથે મન બુદ્ધિમાં અને તે સૌના સમૂહની સાથે બુદ્ધિ ગાઢ અંધકાર જેવા અજ્ઞાનમાં વિલીન થાય છે, જ્યાં મન નિષ્ક્રિય હોય છે. નથી મનને સુષુપ્તિમાં દેહભ્રાંતિ, નથી વિષયાસક્તિ, નથી મિથ્યા સંબંધોનું વળગણ કે અજંપો અને અશાંતિ. તે કાળે નથી કર્મમાં ધકેલનારું કોઈ સગપણ, નથી સ્વાદેન્દ્રિયને આકર્ષનારું ગળપણ, નથી કર્મનો નશો, નથી કર્તાનો અહંકાર,

નથી સ્થૂળ કે સૂક્ષ્મ પદાર્થભોગનું ત્યાં ક્ષણિકસુખ. માટે જ સુષુપ્તિકાળે નથી કોઈ પ્રકારનું બંધન કે નથી મુક્તિની અપેક્ષા કે આકાંક્ષા, નથી સ્વપ્નસૃષ્ટિના સુંવાળા પાત્રો કે નથી જાગ્રતના પ્રશ્નો. વળી નથી ત્યાં નિરાશા, નિષ્ફળતા કે હતાશાનો વંટોળ. આમ, જયાં જે કાળે થોડા સમય માટે મનની ક્રિયા કે કલ્પનાનો નાશ જણાય છે ત્યાં સકળ વિશ્વનો વિનાશ થયેલો થોડા સમય માટે અનુભવાય છે. માટે જ કહ્યું છે કે મનની તમામ કલ્પનાઓ, ભ્રાંતિઓ કે મમત્વરૂપી બંધનનો જયાં અભાવ છે ત્યાં સૃષ્ટિનો પણ અભાવ સર્જાય છે. મનના નાશમાં જ સ્થૂળ અને સૂક્ષ્મ સૃષ્ટિનો વિનાશ સમાયેલો છે. **तस्मिन् विनष्टे सकलं विनष्टम् ।**

ઉપરોક્ત વ્યાવહારિક અભિગમ ઉપરથી જ અલૌકિક અભિગમ માટે વિચારી શકાય કે જો મન ભવબંધ માટે કારણ છે, જો મન ભ્રાંતિરૂપી સૃષ્ટિ સર્જી, તેમાં રાગ-આસક્તિરૂપી બંધન પેદા કરી જીવના દુઃખનું કારણ છે, તો સ્પષ્ટ છે કે આત્મવિચારણા કે સ્વરૂપચિંતન દ્વારા, જો સતત આત્મચિંતન કે બ્રહ્મચિંતન કરવામાં આવે તો એવા પ્રબળ ચિંતનાગ્નિમાં મનનો બાધરૂપી નાશ થઈ શકે. તેવા મનના આત્યંતિક બાધમાં સકળ સૃષ્ટિનો કે ભવબંધનનો બાધરૂપી નાશ પણ સમાયેલો જ છે. આવા કલ્યાણકારી સંદેશને અભિપ્રેત કરવા માટે પણ પ્રસ્તુત શ્લોકનું સૂત્રાત્મક બોધજ્ઞાન યર્થાથ જ છે કે

**तस्मिन् विनष्टे सकलं विनष्टम् ।**
**विजृम्भितेऽस्मिन् सकलं विजृम्भते ॥**

(છંદ-ઉપજાતિ)

**स्वप्नेऽर्थशून्ये सृजति स्वशक्त्या**
**भोक्त्रादिविश्वं मन एव सर्वम् ।**
**तथापि जाग्रत्यपि नो विशेष-**
**स्तत्सर्वमेतन्मनसो विजृम्भणम् ॥१७२॥**

**अर्थशून्ये स्वप्ने** = (સાચા) પદાર્થો રહિત સ્વપ્નાવસ્થામાં

मनः एव = મન જ
भोक्त्रादि विश्वं सर्वम् = ભોક્તાદિ સંપૂર્ણ વિશ્વને
स्वशक्त्या = પોતાની શક્તિથી
सृजति = રચે છે.
तथापि जाग्रति अपि = તે જ પ્રમાણે જાગ્રતમાં પણ
नो विशेषः = કંઈ વિશેષતા નથી.
तत् सर्वम् = તે (જાગ્રતનો) સર્વ (પ્રપંચ)
एतत् मनसः = આ મનનું (જ)
विजृम्भणम् = સ્ફુરણ છે.

(છંદ-ઉપજાતિ)

सुषुप्तिकाले मनसि प्रलीने
नैवास्ति किञ्चित् सकलप्रसिद्धेः ।
अतो मनः कल्पित एव पुंसः
संसार एतस्य न वस्तुतोऽस्ति ॥१७३॥

सुषुप्तिकाले =સુષુપ્તિના સમયમાં
मनसि =મન
प्रलीने =વિલીન થઈ જવાથી
किञ्चित् एव =કાંઈ જ
न अस्ति =હોતું નથી.
सकलप्रसिद्धेः =આ હકીકત પ્રસિદ્ધ છે.
अतः = માટે
पुंसः संसारः = પુરુષનો સંસાર
मनः कल्पितः एव = મનની જ કલ્પના છે.
वस्तुतः = ખરી રીતે
एतस्य = (તે) તેનો
न अस्ति = નથી.

## સંસાર મનોમય છે

અવિદ્યા કે આત્મ-અજ્ઞાન એ જ મન છે અને તે જ બંધનનું કારણ છે એવો નિષ્કર્ષ સવિસ્તાર જણાવ્યા બાદ હવે બે શ્લોકમાં સંસાર કલ્પના માત્ર છે તેવું દર્શાવે છે.

સ્વપ્નમાં વાસ્તવિક રીતે કંઈ જ હોતું નથી. છતાં ભોક્તા અને ભોગ્યપદાર્થો, દ્દષ્ટા અને દૃષ્ટિ જેવું અનુભવાતું સર્વ કંઈ મન દ્વારા કલ્પિત છે, મનનું પ્રક્ષેપણ છે, તેવું પૂર્વેના શ્લોકમાં પણ વિશેષ રીતે આપણે ચર્ચી ગયા. તે જ વાતનું પુનરાવર્તન વિચારના દૃઢીકરણ માટે અત્રે જણાવાયું છે. સ્વપ્નકાળે જગ્યાનો અભાવ કે સંકડાશ હોવા છતાં ત્યાં અન્ય મકાનો, પર્વતો, સૂર્ય, ચંદ્ર, આકાશ અને હાથી જેવા પ્રાણીઓ દેખાય છે. ક્યારેક તો સ્વપ્નસ્થ પુરુષ રેલ્વે ટ્રેનમાં સૂતો હોય અને તે પણ થ્રી ટાયરના ત્રીજા પાટિયા પર, તો તેવી સાંકડી જગ્યામાં મોટા પદાર્થો, હાથી જેવા પ્રાણીઓ વગેરે પ્રવેશી શકે નહીં. તો પછી મન, મસ્તિષ્કછાલ કે મગજમાં જગ્યાના અભાવે સ્વપ્નસૃષ્ટિ કેવી રીતે રચી શકે? ઉપરાંત પોતાના નગર કે શહેરમાં સૂતેલો વ્યક્તિ અન્ય દેશમાં જાગે છે અને સ્વપ્નકાળે વીસા કે પાસપોર્ટ વગર વિદેશમાં ફરે છે. તદુપરાંત ખાઈ–પીને તૃપ્ત થયેલો વ્યક્તિ સ્વપ્નકાળે અન્ન માટે દોડાદોડ કરે છે. જાગ્રતમાં જે રાજા હોય તે સ્વપ્નમાં ભિખારી બને છે અને જાગ્રતનો ભિખારી સ્વપ્નકાળે વૈભવ, સુખ અને રંગરાગ કે ભોગમાં રત જોવા મળે છે. આ ઉપરથી સ્પષ્ટ થાય છે કે સ્વપ્નસૃષ્ટિ કે તેના અનુભવો સત્ય નહોતા, નથી અને હોઈ શકે નહીં. તે તો મનની કલ્પના સિવાય અન્ય કંઈ જ નથી. જેમ મન સ્વપ્નસૃષ્ટિ રચે છે એ જ રીતે જાગ્રત અવસ્થામાં પણ મન શરીરને સત્ય માની શરીરના સંબંધોની કલ્પના કરી, માતા–પિતા, પત્ની, પુત્રો જેવા કાલ્પનિક સંબંધો સર્જી, જીવને બંધનમાં નાંખનારી ભૌતિકસૃષ્ટિ રચે છે. આવી મનોરચિત સૃષ્ટિ સુષુપ્તિમાં હોતી નથી, ત્રણ કાળે રહેવાવાળી નથી, તેથી સાચા જેવી દેખાતી, છતાં અસત છે. આમ, જાગ્રતની મિથ્યાસૃષ્ટિની કલ્પના પણ મનનું જ પરિણામ છે. હકીકતમાં સ્વપ્ન કે જાગ્રતની દેખાતી સૃષ્ટિ, તેમાં થતાં કર્મ, ભોગ કે તેના ફળરૂપે અનુભવાતું સુખદુઃખ, સર્વ કાંઈ મનોકલ્પિત છે. માટે જ કહેવાય છે કે જગત કે સૃષ્ટિ મનોમય છે. આમ જોતાં સ્પષ્ટ થાય છે કે, જાગ્રત અને સ્વપ્નનું જગત તો કાલ્પનિક, મિથ્યા, અસત અને ત્રણે કાળે નહીં રહેનારું અર્થાત્ જેનો અભાવ થાય તેવું હોવાથી, અસત છે.

સુષુપ્તિના સમયમાં મન જ્યારે નિષ્ક્રિય થઈ કલ્પનાવિહીન બને

છે કે પ્રક્ષેપણ(PROJECTION) કરતું બંધ થાય છે, ભ્રાંતિમાં રમણ કરતું નથી કે તેના સંકલ્પવિકલ્પ શાંત થાય છે, સંશયો શમી જાય છે ત્યારે મન, બુદ્ધિમાં અને બુદ્ધિ અજ્ઞાનમાં લય પામી જાય છે. આ છે સુષુપ્તિની કંઈ પણ ન જાણવાપણાની પ્રખ્યાત અવસ્થા. માટે જ આચાર્યશ્રીએ ઉલ્લેખ કર્યો કે 'सुषुप्तिकाले मनसि प्रलीने नैवास्ति किञ्चित् सकलप्रसिद्धेः ।' 'સુષુપ્તિ-કાળે મન લીન થઈ જાય છે ત્યારે કાંઈ જ હોતું નથી. આવો સર્વસામાન્ય સર્વને થતો અનુભવ આ લોકમાં પ્રસિદ્ધ છે.' આ ઉપરથી એટલો જ નિષ્કર્ષ જણાવી શકાય કે જીવાત્માને અનુભવાતો સંસાર અને તેનું બંધન સર્વ કાંઈ મનની કલ્પના માત્ર જ છે. હકીકતમાં સ્વપ્ન, જાગ્રત કે સુષુપ્તિમાં અનુભવાતું કંઈ જ સત્ય નથી તેથી તે ત્રણે કાળે રહેનારી પારમાર્થિક સત્તા હોઈ શકે નહીં.

(છંદ-અનુષ્ટુપ)

वायुनाऽऽनीयते मेघः पुनस्तेनैव नीयते ।
मनसा कल्प्यते बन्धो मोक्षस्तेनैव कल्प्यते ॥१७४॥

| | | | |
|---|---|---|---|
| वायुना | =(જેમ) પવન વડે | मनसा | =(તેમ) મન વડે |
| मेघः | =વાદળ | बन्धः | =બન્ધન |
| आनीयते | =લવાય છે | कल्प्यते | =કલ્પાય છે. |
| पुनः | =(અને) ફરીથી | मोक्षः | =(અને) મોક્ષ પણ |
| तेन एव | =તેનાથી જ | तेन एव | =તેના વડે જ |
| नीयते | =(દૂર) લઈ જવાય છે. | कल्प्यते | =કલ્પાય છે. |

### બંધન અને મોક્ષનું કારણ મન છે.

મન એ બંધન અને મોક્ષનું કારણ છે એવી શ્રુતિસંમત વાત કે શાસ્ત્રોના સાર જેવો નિષ્કર્ષ દર્શાવતા અત્રે આચાર્યશ્રીએ સુંદર હૃદયગમ્ય ઉદાહરણ આપી પોતાના વિચારને અભિવ્યક્ત કર્યો છે.

સદ્‌ગુરુ શિષ્યને જે કંઈ આધ્યાત્મિક ઉપદેશ આપે છે તેમાં આ